# લાલ મલાલ

અથવા

## સુરતી સહેલાણી.

# લાલમલાલ

અથવા

# સુરતી સહેલાણી.



લેખક તથા પ્રસીદ્ધ કર્ત્તા:

**નગીનદાસ મંછારામ.**

ચરિત્રમાળા, બાળ વિધવા રૂપસુંદરી, કામાવતી, રંગિલી ને છબિલી, નટવર-ચંડાળર ચોકડી, મધુર મધુરી, ભકતાણી કે ભામટી વિગેરે-વિગેરેનો કર્ત્તા.

ઠેકાણું-હનમાન ફળિયું—ભરૂચ.



**ભરૂચ.**

શ્રી "જ્ઞાનોદય" પ્રિન્ટિંગ પ્રેસમાં, ઇચ્છાલાલ અમૃતલાલ મામલતદારનાએ, નવા દહેરા પાસે નં૦ ૫૦૫ વાળા મકાનમાં છાપ્યું.



સંવત ૧૯૭૪. પ્રથમાવૃત્તિ. સને ૧૯૧૮.



**કીંમત દહોડ રૂપીઓ.**



શેઠ પ્રાણલાલ ત્રિભોવનદાસ ચોકસી.

જન્મ સન ૧૮૭૧. હાલ વય ૪૭.

The Parsey Art Printing Works Fort

શ્રી ભૃગુપૂર નિવાસી

પ્રશસ્થ ગર્ભશ્રીમાન

# શેઠ પ્રાણલાલ ત્રિભોવનદાસ ચોકસી.

## આપ

વાંચન વિલાસી-વિદ્યા વિહારી છો,

વિદ્યા-તેજક કાર્યને વિવેક-વિચાર-વિનયથી

વધાવી લેનાર છો,

તેમજ

શ્રીમાન છતાં નિરાભિમાની છો,

તે

સર્વ સદ્ગુણાર્થ

## આ પુસ્તક

કર્ત્તાએ સત્કારપૂર્વક

## આપને

અર્પણ કર્યું છે.



" I have somewhere seen it observed, that we should make the same use of a Book that the Bee does of a Flower; she steals sweets from it, but does not injure it."

**Colton.**

" મેં કોઇક સ્થળે એવું દર્શાવેલું દીઠું છે કે, મધમાખ જેમ એક પુષ્પનો ઉપયોગ કરે છે, તેમજ આપણે પણ પુસ્તકોનો તેવોજ ઉપયોગ કરવો જોઈએ; તેણી તેમાંથી મિઠાશ લઇ લે છે, પરંતુ પુષ્પને તેણી ઇજા કરતી નથી."

**કોલ્ટન.**

# પ્રસ્તાવિક પ્રકાશ.



વહાલા વાંચક ! આ '**લાલમલાલ**'ની વાર્ત્તા, સુરતમાં પ્રગટ થતાં "**દેશી મિત્ર**" પત્રમાં દર અઠવાડિયે પ્રગટ થયાં પછી, વાંચનના કેટલાક ઉત્સાહિયોની ભલામણ થયાંથી, આ પુસ્તક છપાવી પ્રગટ કરવાની ઇચ્છા મને પણ થઇ; પરંતુ "વાડ વિના વેલો ચઢે નહીં" એ કથનાનુસાર આ પુસ્તક પ્રગટ કરવાના વેલાને વાડની પ્રથમ આવશ્યકતાનો પ્રશ્ન પણ ઉત્પન્ન થયો. તેને માટે મેં કેટલાક વિચારોનાં વાદળાં મારા મનમાંજ ઉથલાવ્યાં પછી મારા એક મિત્ર ભાઇ મગનલાલ દાજીભાઇ દેસાઇ તરફથી મને અતર્કિત હિમ્મત મળી, તેમજ શ્રી ભૃગુપૂરની ભૂમિમાં નિવાસવાને મને પ્રારંભમાં સાધનરૂપ સલાહ તથા સાહ્યતા આપનાર શ્રી "**જ્ઞાનોદય**" પ્રેસના માલિક, અને મારા માનવંતા શુભેચ્છક સ્નેહી રા. રા. ઇચ્છાલાલભાઇ અમૃત્તલાલ મામલતદારના તરફથી પણ મારા આ પ્રયાસને પ્રસંગાનુસાર પુષ્ટી મળી, જેથી આ પુસ્તક પ્રગટ થઇ શકયું છે, માટે પ્રારંભમાં તે બંને સ્નેહીઓનો હું અંતઃકર્ણપૂર્વક આભાર માનું છું.

વળી આ પુસ્તકની અર્પણ પત્રિકાનો સ્વીકાર કરવા સાથે મારા કાર્યને ઉત્સાહપૂર્વક ઉત્તેજન તથા સાહ્યતા આપવા માટે મહેરબાન શેઠ પ્રાણલાલ ત્રિભોવનદાસ ચોકસીનો પણ આ પ્રસંગે હું અત્યંત આભારી થયો છું. આવા ઔદાર્ય પુરૂષોનાં ઉત્તેજનથીજ ગ્રંથ પ્રગટ કરનારાઓને વિશેષ હિમ્મત આવે છે, એ પણ સત્ય છે; કેમકે "વાડ વિના વેલો ચઢતો નથી" એ પણ સર્વમાન્ય જનવાણી છે.

સુજ્ઞો ! વાર્તાઓની વૃષ્ટિ સાંપ્રત સૂકાળરૂપે વરસી રહી છે ! થોડાંક વર્ષ પહેલાં નાટકો તથા કાવ્યો વાંચવાનો શોખ વાંચકવૃંદમાં વિસ્તાર્યો હતો, જ્યારે સાંપ્રત વાર્તાઓ વાંચવાનો શોખ શૂરમાં શોભી રહ્યો છે, અને તેથીજ વિધ વિધ વાર્તાઓના વિધ વિધ લેખકોની વૃદ્ધિ પણ જોવામાં આવે છે, એ પણ આનંદમય છે. વાંચનારાઓ તથા લેખકોની વૃદ્ધિને હું મારા હૃદયની ભલી ભાવનાથી વધાવી લેવામાંજ આનંદ માનું છું, અને તે આનંદના આવેશમાંજ આ વાર્તા મેં લખવાનો પ્રારંભ કીધો હતો. આ વાર્તામાં **લાલમલાલ** નાયક રૂપે છે, અને તેનાં ચરિત્રથીજ આખી વાર્તા ઉભી કરવામાં આવી છે. તમામ કથા કલ્પિત છે, અને તેનો ટૂંક સાર એજ છે કેઃ—

"પ્યાસ ન જૂએ ધોબી ઘાટ;"
"કામ ન જૂએ જાત કૂજાત."

**લાલમલાલે** કામાન્ધપણાંમાં એક હલકી જાતિની સ્ત્રી સાથે પણ નીતિ ભ્રષ્ટ થતાં જાત-કૂજાતનો કંઈજ વિચાર કીધો નથી, તેમજ પોતાની રત્નરૂપ પત્નિના પવિત્ર પ્રેમની દરકાર નહીં કરતાં પર સ્ત્રીમાંજ તેણે પોતાના આત્માને કૂરંગ લગાડવાની અતિ અધમતા વાપરવાથી તે કેવાં સંસ્કાર પામે છે, તેનો ચિતાર આ પુસ્તકમાં પ્રકાશિત કીધો છે. વળી **લાલમલાલ**ની પત્નિ **ચંદા**ની સખી **મોહિની** એક સ્ત્રી જાતિ છતાં તેણીએ પોતાનાં બુદ્ધિબળથી, તેમજ અચળ નીતિ-નિપૂણતાથી **લાલમલાલ**ને સુધારવાને કેવી કેવી યુકિતઓ કરવામાં પોતાની પવિત્રતા પ્રદર્શિત કરવાની સાથે **લાલમલાલ**નું તથા તેના પત્નિ **ચંદા**નું શ્રેય સંભાળવાનાં પ્રયત્નો કીધાં છે, તેનું પણ વિસ્તિર્ણ વર્ણન આપ્યું છે.

આખરે સાર શું ? સારમાં સાર એજ કે, અનેક ઠોકરો ખાધાં પછી **લાલમલાલ**ને સમજાયું કે, નીતિ-રીતિમાં રહી સ્વપરાક્રમમાં

પ્રયાસ-પ્રયત્નો કરવાથીજ ઉદય-ઉન્નતિ થશે. આવો સાર સમજી તે યૂવાન તેજ સૂવિચારી માર્ગપર મચ્યો રહ્યો, અને અંતે તે સન્માર્ગમાંથીજ તેના ભવિષ્યની ઉન્નતિ થઇ-તે સુખી થઇ ગયો. આ સાર આ નવલ કથાનો છે. આવો સાર લાવતાં શ્યામ ને શ્વેત-અંને બાજુના ચિતાર ચિતરવા પડ્યા છે, પરંતુ તેમાંથી શ્વેત-ઉન્નતિની યોગ્ય બાજુનુંજ અનુકરણ વાંચનારે કરવાની સદ્મતિ વાપરવી, એટલીજ નમ્રતાપૂર્વક પ્રાર્થના લેખક કરે છે.

પુસ્તકો છપાવનારાઓને માટે સાંપ્રત અતિશય મોંઘવારી છે. કાગળો વિગેરેના ભાવ એકદમ ટોચપર ચઢી ગયા છે, અને એવા આકરા ભાવમાં પુસ્તકો પ્રગટ કરવાનું કાર્ય જેટલું મુસ્કેલ છે. તેટલુંજ જોખમ ભરેલું પણ છે. તેમ છતાં મોંઘા ભાવનો વિચાર કરતાં પુસ્તકની કિમ્મત પણ કંઇક મોંઘીજ રાખવાની ફરજ પડી છે, તો તે બાબતમાં ગ્રાહકો પણ વિચારશીળતાનો ઉપયોગ કરવાની કૃપા કરશેજ, એવી પણ મારી વિનંતિ છે.

લી૦ સેવક,

કર્ત્તા.



# ભરૂચમાં સુગંધીનો ભંડાર !

—*****************—





# લાલમલાલ

અથવા

# સુરતી સહેલાણી.

—*******—

## પ્રકરણ ૧ લું.

++++++

દોહરો.

લખપતિનો છે દીકરો, નામે લાલમલાલ;
નામ પ્રમાણે કામ છે, તોરી તાલમતાલ.

### "દીકરો ડાહ્યો થા."

ઉપલું વાક્ય શરૂ કરતાં માતા ગોદાવરી ડોસીએ પોતાના પ્રિય પુત્ર પ્રત્યે સદ્બોધ આપતાં જણાવ્યું "તારા બાપ કેવા પ્રજા પ્રિય ને પંકાતા હતા, અને તેમની હુંડી સપાટામાં સ્વીકારાતી હતી! તારી હુંડી તો શું, પણ તારા નામે એક રાતી પાઇ પણ બજારમાં કોઇ ધીરતું નથી!"

"એટલે! શું મારી પાસે પૈસા નથી?" લાલમલાલે જુસ્સામાં જણાવ્યું "હજી તો ત્રિજોરીમાં એક લાખ રૂપીઆ રોકડા છે, વાડી વજીફા છે, ગાડી ઘોડા છે, મ્હોટી હવેલી છે, સોના ચાંદીનાં તેમજ મોતીનાં ઢગલાબંધ ઘરેણાં છે, તેમ છતાં જો મને લોકો

ધીરતાં નથી, તો ભોગ તેમનાં, અને કર્મની કમ્બખ્તી તેમની સાતે પેહેડીની ! મને તેમની શું દરકાર છે ? મારે કયાં લોકની પાસે હાથ ધરવા જવું છે ? હું મારા મનથી શાહુકાર ને શાહુકારનો છોકરો છું, એજ મને બસ છે."

"પણ લોકોમાં તો તારી શાહુકારીને નામે મીંડુંજ વાળ્યું છેની ?"

"મીંડું તો સારૂં કે કોઇ મારી પાસે માંગવા આવેજ નહીં !"

"તેમાં તારી આબરૂ શું ?"

"તને ખબર છે ? આબરૂને અને પૈસાને વેર ! જો આબરૂ સંભાળું તો પૈસા ઉડાવવા પડે, અને પૈસા ઉડાવી આબરૂ સંભાળું તો 'નામ મ્હોટાં ને દર્શન ખોટાં' જેવો વખત આવે ! માટે પૈસા સંભાળીશ, પણ આબરૂની દરકાર કરવાનો નથી !"

"પૈસા પણ કયાં સંભાળે છે ? જેમ મનમાં આવે તેમ ઉડાવે છે, અને તારા બાપે મૂકેલા પૈસા અરધા તો કરી નાંખ્યા છે !"

"એ તો લક્ષ્મિ ચળ છે, માટે આવે ને જાય. ઘડીકમાં અરધા થાય, ઘડીકમાં પોણા થાય, અને ઘડીકમાં આખા પણ થાય ! માટે એ વાતનો હરખ શોક નથી."

"વારૂં ઠીક !" કહી ડોસીએ હવે મુદ્દાની વાત છેડી "વળી તારી બાયડી પણ ઉડાઉ મળી છે, અને આખો દહાડો જાણે ભપકામાંજ પાઇ જાય છે ! તેણીને મહિનાના ત્રિસ દહાડાના ત્રિસ લુગડાં ને ત્રિસ પોલકાં જોઇતાં હશે ! દિવસમાં દશ–બાર તો રૂમાલ બદલે છે ! જરા હાથ કે મ્હોં લૂછયાં કે તે રૂમાલ રદ ! વળી નવો રૂમાલ ! મહિનામાં માત્ર રૂમાલની ધોવાઇનાજ એક–બે રૂપીઆ ધોબી લઇ મરતો હશે ! બૂટ ને મોજાં વગર તો શેઠાણીથી બહાર નિકળાયજ નહીં ! હાથમાં સાત સાત રૂપઆની છત્રી જોઇએ ! વળી

સવા સત્તર રૂપીઆનાં ચશ્માં ! સેન્ટ ને સાબૂનો આંકડો દર મહિને કેટલો થતો હશે તે તો તું જાણે ! આવો તે બળ્યો ખરચ ! બાયડીની જાતને સાબૂ કેવાં ને સેન્ટ કેવાં ! અમો તો સાબૂને બદલે પાપડખાર વાપરતાં, અને હાથ ચીકણાં થયાં હોય તો છાંણ કે ચણાના લોટથી તે ધોઇ નાખતાં; પણ આ તો શેઠાણીનો હાથ જરા કોઇ ચીજને અડકે, કે તરતજ સાબૂ ઘસવા માંડે ! આવી ઉડાઉ વર્જીતરાઇ શા કામની ? વળી સ્હવારથી સાંજ સુધીમાં સાત વાર સાબૂનાં ફીણ કરીને મ્હોંઢે ચોપડે, અને ટાંકાનાં પાણીથી ચહેરો ધોઇ ચળકતો બનાવે ! એમાં ને એમાં મારૂં ટાંકુ પણ ખાલી થઇ જાય છે, અને પાણીના પૈસા ખરચવા પડે છે ! આવી ઉડાઉડ ને ધૂળ જેવા ધતિંગ કેમ પાલવે ? તું તો કંઇ પણ તેણીને ટોકે નહીં કે રોકે નહીં ! વચમાં હું ભૂંડી થાઉં છું !"

"તો તારે ભૂંડી થવાની કે તેણીને ટોકવી પડે એવી તેણી છેજ નહીં. તારા કરતાં તેણી વધારે હુંશિયાર છે, અને ભણેલી પણ છે, માટે તારે તેણીને ટોકવી, એ ન્યાય નિયમથી તદ્દનજ ઉલટું છે!"

"બળ્યોરે તારો ન્યાય નિયમ !" ડોસી ગુસ્સામાં બોલી "એવો ન્યાય નિયમ હું જીવતી છું, ત્યાં સુધી તો નહીં ચાલવા દઉં ! તારી બાયડીનું જરા ઘસાતું બોલું છું કે તારો જીવ નરકે તળે ઉપર થઇ જાય છે ! એવી છકેલી બાયડીનું ઉપરાણું લઇને તેણીને છેક છકાવી છાપરે ચઢાવે છે, પણ યાદ રાખજે કે, એજ તારી બાયડી આગળ જતાં તારે માથે છાણાં થાપશે, અને તને તણખલાં જેવો ઘરમાં ગણશે ! બાયડીને આમ ચઢાવીએ નહીં તો ! તેણીને તો કેવી તલવારની ધારપર રાખવી જોઇએ !"

"નહીં, તેમ કદી નહીં બને!" લાલમલાલે જણાવ્યું "તેણી-ને તેણીના હક્ક મુજબ સ્વતંત્રતા આપવીજ જોઇએ."

"એવી સ્વતંત્રતા શું કામની ?" ડોસી ડોળા ફાડીને બોલી "સ્હવારના નવ વાગે શેઠાણી પથારીમાંથી ઉઠે ! દશ વાગતાં સુધી બગાસાં ખાય ! અગીઆર વાગે સ્નાન કરે ! બાર વાગે આંયતી રસોઇ પર બિરાજે ! એક વાગે સૂઇ જાય તે છેક ચાર વાગે ઉઠે ! પછી પાંચ વાગ્યા કે ભપકો કરીને બગિચામાં ફરવા જાય ! સાંજે સાત વાગે ફરીને આવે, ને આઠ વાગે વાળુ વખતે પાટલા પર પલાંઠો વાળીને બેસી ભોજન કરે ! તે પછી પાનના ડુચ્ચા મ્હોમાં ભરે, અને પાન ચાવતાં એક કલાક થાય ! એટલે પછી સૂવાનો સમય ! દશ વાગતામાં સૂઇ જાય ! પછી ઘરનું કામ કયારે થાય, અને કોણ કરે ? આનું નામ સ્વતંત્રતા કે શોખાઇ ?"

"કામકાજને માટે નોકર ચાકરો રાખ્યા છે, માટે તેણી ભલે સુખાનંદમાં રહે ! તેણીનાં કામની વચમાં તારે ટકટક કરવી નહીં !"

"ખરી વાતને પણ તું ટકટક ઠરાવે છે !"-ડોસી વધારે ગરમાટમાં બોલી "પણ એ તારી વાત નહીં ચાલવા દઉં ! આજથીજ મારે તેણીને તતડાવવી પડશે, અને હાથ પકડીને પહેલાં તો ઘંટીએ ધઉં દળવા બેસાડીશ ! એ તે એના મનમાં શું સમજે છે ?"

"ખબરદાર ! એવી ગાંડી ચાલ ચલાવતી નહીં ! તારે જોઇએ તો મને જોઇએ તેમ કહેજે, પણ મારી માનવંત મિસિસને તારે પા સૂકન પણ કહેવો નહીં !"

"બોય તારી મિસિસ ! આ તો તારૂં કામ વધ્યું ભાઇ ! તું તો જાણે હાથથી ગયો, અને તારી બાયડીને પણ તારે વંઠાવવી છે કે શું ?" ડોસી કકલીને બોલી "અરે ! દીકરા, એવો સુધારો જો ઘરમાં ઘૂસ્યો તો યાદ રાખજે કે, તું ભવિષ્યમાં ભીખ માંગતો થશે, અને સુધારાને નામે કૂધારાનો કીડો તને આખો ને આખો ફોલી

ખાશે ! ઘરનું કામકાજ રખડે, અને બાયડી બહાર ભટકે ! આનું નામજ સુધારો કે ?"

"તારી કટકટથી તો મારૂં માથું પણ પાકી આવ્યું ! તારે એની પંચાત કરવી નહીં ! તારે તો માત્ર બે વાર ખાવું ને પડી રહેવું ! તે શિવાય મારી બાયડીની કૂથલી તારે મુદ્દલ કરવીજ નહીં, અને જો કરશે તો હવે તું તારે હાથે તારૂં માન ગુમાવશે, એ પણ તને ચેતાવી દઉં છું."

"તું મને ચેતાવનારો કોણ ? હજી તો મારા ધણીનું રળેલું ખાઉં છું, પણ તારૂં રળેલું કંઇ ખાતી નથી, માટે તારી હું કંઇ દબેલી નથી તો !"

"માજી ! બસ કરો ! વધારે બોલવામાં સાર નહીં કહાડો ! મૂંગા રહો !"

"શાનો સાર નહીં કહાડું ? તું મને શું કરશે ?"

"શું કરશે તે એ કરીશ કે, હાથ પકડીને બાજુના મકાનમાં તને જૂદી રાખીશ ! હવે સમજી ડોકરી ?"

ડોસી આ સાંભળતાંજ સ્તબ્ધ બની ગઇ, અને કપાળે હાથ મૂકતાંજ તે બાપડીની આંખોમાંથી આંસુની ધારા ચાલવા માંડી ! તેણી અત્યંત શોક કરવા લાગી, અને તેવાજ શોકમાં તેણીને પડની નાંખીને લાલમલાલ પોતાના ખાનગી રૂમમાં જઇને બેઠો.

ગોદાવરી ડોસીની એક સોબતણ જમનાબાઇ, જેણી પણ લગભગ ગોદાવરીની વયની–આશરે સ્હાઠ વર્ષની હતી તેણી આવી પહોંચી, અને તેજ વખતે ગોદાવરીને રડતી જોઈ, તેણીએ સર્વ પૂછપરછ કરીને એટલીજ સલાહ આપી કે "આજકાલનાં છોકરાંઓને તમારે કંઇજ કહેવું નહીં. એમને તમે જે પણ કહેશો તે નાંખી

દેવાનું છે, માટે હાથે કરીને 'સોનાની જાળ પાણીમાં' નાખવાની શી તમને મતલબ? ધણા-ધણીઆણો જોઇએ તેમ કરે! ભલે 'ફોડે માથું, ને કહાડે રાતું!' તેમાં તમારે બોલવુંજ નહીં, અને તમે જાણે જાણતાંજ નથી, એમજ રાખવું."

"પણ જો નહીં બોલીશ તો એ નાદાન છોકરો ભવિષ્યમાં ભીખારી થઇ જશે! એની બાયડી એને ભીખ માંગતો કરી નાંખશે!"

"નસીબ તેનું! તેમાં તમે શું કરશો? માને નહીં તેને કહેવાથી શું સાર?" જમનાએ જણાવ્યું "મારી વહુને હું કદી પણ કંઇ બોલતીજ નથી!"

"તમારી વહુ, મારી વહુ જેવી વંઠેલી ઉઠી નથીની! મારી વહુ તો તદ્દનજ વંઠી ગઇ છે! મને તો જરા પણ ગણકારતીજ નથી! છેકજ છાકી ગઇ છે!"

"એ તો કહેવત છેની કે 'ધણીની માનીતી સાત ગામ ઉજ્જડ કરે!' તે પ્રમાણે તેણીના ધણીએ તેણીને માનીને છાપરે ચઢાવી છે, એટલે પછી એમજ તો! તેમાં તમે શું કરશો? માટે છાના રહો, અને તમારે નકામો જીવ બાળવાની જરૂર નથી. જેમ તેમનાં ભાગ્યમાં હશે તેમ બનશે!" આટલું જણાવી જમના ડોસી જરા અટામણ માંગવાને આવી હતી, તે લઇને પુનઃ પોતાને ઘેર ગઇ, અને ગોદાવરીએ પણ હવે મનને વાળીને શાંતિ પકડી.



## પ્રકરણ ૨ જું.

—***—

### દોહરો.

ફિશિયારીમાં ફાંકડી, વહુ છે ફેશનખોર;
સાડાત્રણ પુસ્તક ભણી, તેનો મ્હોટો તોર!

### ભાઇની ભવાઇ!

આ લાલમલાલ, ગોદાવરી ડોસીનો એકનો એકજ પુત્ર છે. ગોદાવરીનો પતિ કરકસરદાસ પોતાના નામ પ્રમાણે અતિ કંજૂસ હતો. તેને પેદાશ સારી હતી, અને પેદાશનાં પ્રમાણમાં ખર્ચ ઘણોજ કમી હોવાથી તેણે પોતાની હયાતિમાં સારૂં નાણું મેળવ્યું હતું. આશરે ચારેક વર્ષ પરજ લાલમલાલને સત્તર વર્ષની વયનો મૂકીને તે મરણ પામ્યો હતો. તે પછી તરતજ લાલમલાલના હાથમાં ઘરની સ્વતંત્ર સત્તા આવી હતી, અને ત્યારથીજ તે તરૂણે સ્વચ્છંદિપણામાં મહાલવા માંડયું હતું.

બાલ્યાવસ્થાથીજ લાલમલાલભાઇ બડા લાડમાં ઉછર્યા હતા, અને પૈસાના પૂજારી માતા-પિતાએ તેને "બાઇ! બાઇ!" કરીને છેકજ છકાવી મૂકવાથી, તે પોતાનાં માતા-પિતાને તો જરાપણ પત કરતોજ નહીં, અને તેથીજ પિતાના મરણ બાદ માતાની મરિયાદા પણ તે મુદ્દલજ રાખતો નહીં.

લાલમલાલનાં લગન સૂર્યપૂરનીજ કન્યા સાથે તેના સ્વર્ગવાસિ પિતાએ પોતાની હયાતિમાં કીધાં હતાં, અને ચન્દા નામની સુંદર દેખાવની ખૂબસૂરત કન્યા મળવાથી, લાલમલાલભાઇ જરા મૂંછપર

તાલ ફેરવીને રહેતાં હતા ! ચન્દા બે-ત્રણ ગુજરાતી ચોપડી સુધી શીખી હતી, પરંતુ ફૅશનની ફિશિયારીમાં તેણી ફાટી ફાટી ફરતી હોવાથી તેણીનું જન્મ નામ ચન્દા ભૂંસાઇ-ભૂસાઇ જઇ, તેણીનું નામ ફાંકડીબાઇ પડી ગયું હતું, અને તેજ નામે સર્વ કોઇ તેણીને હવે ઓળખતાં હતાં ! ફાંકડીનાં કામ ફાંકડાજ હતાં ! તેણી જ્યારે ત્યારે લટકા મટકામાંજ બડી ઉદ્યમિ દેખાતી હતી ! શેઠાણીનો ભપકો ભારી હતો, અને ભપકો કરવામાંજ દિવસના સાડાસાત કલાક પસાર થતા હતા ! સફાઇ રાખવામાં પહેલા નંબરની હતી, અને તેણી જીભ ચલાવવામાં પણ પહેલા નંબરનીજ હતી ! ઘરમાં પણ મોજાં ને બૂટ વગર ચલાય નહીં, અને લુગડાને જરા ડાઘો પડે, અથવા પોલકાને કંઇક પરસેવો લાગે કે બસ તે રદ ! તે ધોવાને નાંખે, અને બીજાં નવાં બદલે ! આ વિગેરે વિધવિધ ઢોંગ ગોદાવરી ડોસીથી ખમાતાં નહોતાં, પરંતુ દીકરાની બ્હીકથી તે બિચારી બોલી શકતી નહીં ! તેમ છતાં એક દિવસે એવું બન્યું કે, રસોઇયો આવ્યો નહીં, અને ડોસીમાં રંધાય તેવી તાકાત નહીં, તેથી તેણીએ ફાંકડીને કહ્યું "વહુ ! આજે રસોઇયો આવ્યો નથી તો માત્ર શાક ને રોટલી કરી નાંખ, અને દૂધ તો લીધેલુંજ છે, એટલે ચકી જશે."

"મારાથી નહીં રંધાય ! મારાં કપડાં રાંધતાં બગડી જાય, અને પાણીમાં મારાં હાથ ભીંજાય તો મને સરદી થાય ! વળી આંખમાં ધુમાડો જાય તો ડૉકટરની દવા નંખાવવા જવું પડે ! તેમ જો કદાચ ખુરસી પર બેસીને રાંધવાનું હોય તો ગમે તેમ પણ રંધાય, પરંતુ આ તો જમીન પર બેસીને રાંધવાનું. એટલે મારી તો કમ્મર પણ દુખી આવે, અને વળી ધુમાડાથી મારા ચસ્માની કમાન પણ કાળી થઇ જાય ! એવી પીડામાં હું તો નહીં પડું !"

"ત્યારે શું ખાઇશું ? તારો વર બહારથી આવશે, ને રસોઈ તૈયાર નહીં હશે તો ગુસ્સે થશે, ને છોકરો ભૂખ્યો રહેશેની !"

"હૉટેલમાંથી પૂરી, બટાકા, ભજીયાં, ખમણ ઢોકળાં વગેરે લાવીશું, અને આજનો દહાડો ચલાવી લઇશું."

"રામ ! રામ ! હૉટલનું ખાવાનો વખત આવ્યો !" ડોસી નિસાસો નાંખતાં બોલી "તું પણ વહુ નવાઇની ! બાયડીની જાતને રાંધતાં પણ આળસ આવે, ત્યારે ઘર કેમ ચાલે !"

"સાસુજી ! તમારે બીજી કટકટ કરવી નહીં." ફાંકડીએ જણાવ્યું "તમારી કૂથલી સાંભળવાની મને ફુરસદ પણ નથી ! ફરવા જવાનો વખત થયો છે, માટે હું તો ફરવા જાઉં છું" કહીને તેણી ફરવા ગઇ !

બાગમાં ફાંકડીબાઇ હાથ હલાવતી ફરતી હતી, એટલામાં લાલમલાલ પણ મળ્યો. તેવીજ ફાંકડીએ તેને, રસોઇની બાબતમાં ડોસી સાથે થયલી પંચાતની કથા કહી ભંભેરી ભૂત બનાવ્યો! ત્યાંથી તેઓ બંને સાથેજ સાયંકાળ પછી ઘેર આવ્યાં, અને આવતાંની સાથેજ લાલમલાલે ડોસી પર ડોળા ઘુરકાવી તેણીને દમમાંજ કહ્યું "રસોઇને માટે તેં મારી વહુની સાથે કચપચ કરી તેથી તેણીનું તો માથું પણ દુખવા આવ્યું છે, અને તેણી 'સિક' થઇ ગઇ છે ! તને સત્તર વાર કહ્યું કે, તારે તેણીની સાથે કટકટ કરી તેની કુમળી કાયાને, અને તેણીના નાજુક મગજને તસ્દી આપવી નહીં ! તેમ છતાં તું ડોકરી ઘરમાં એવી તો જીવતી ડાકણ જેવી છે કે, તને જોતાંજ મારા જીવને કંઇ કંઇ થઇ જાય છે !"

"અરે ! દીકરા, તારી વહુને રાંધવાનું કહ્યું, તેમાં શું મેં મ્હોટો ગુન્હો કીધો કે ?"

"એટલું પણ કહેવાની તને શી જરૂર ? તેણીનાપર મારી સત્તા નહીં, તો તારી શી સત્તા છે ? સાત વાર તને કહ્યું છે કે, તારે એની સ્વતંત્રતાની વચમાં નહીં આવવું, પણ તું માનતીજ નથી ! તારામાં કોડીની પણ અક્કલ બળી નથી !"

"ભાઇ ! તારી વહુનું ખોટું ઊપરાણું તાણીને મને આમ ઉતારી પાડે છે ?"

"અલબત ! તારી મને જરૂર નથી. તું તો હવે મરે તોજ સારી, અને બાયડી સાથે તો મારે જન્મારો કહાડવાનો છે !"

"ઓ ભાઇ ! આવો મૂર્ખ કેમ થઇ ગયો છે ! છેકજ બાયડીનો ગુલામ બન્યો છે ! જરા તો મરદાઇ બતાવ !"

"મરદાઇ બતાવું ?" કહીને લાલમલાલે બાપડી ડોસીને બે-ચાર ટપલા ચોહોડી કહાડયા, અને કહ્યું "લે આ મરદાઇ બતાવી !"

"મને મારે છે તો તારી બાયડીનેજ મારની ! મને મારવામાંજ મરદાઈ માને છે કે ભાઇ ? થુ પડી તારી એવી મરદાઇ પર !"

આ સાંભળીને લાલમલાલે વધારે ગુસ્સે થઇ પાસે છતરી પડી હતી, તે વતી ડોસીને ઝુડી કહાડી, અને તેથી ડોસી બૂમ-બરાડા પાડવા મંડી પડી ! આસપાસથી પાડપાડોસી દોડી આવ્યાં, પરંતુ આ વખતે ફાંકડીએ પોતાના પતિનો ગુન્હો દાબી દેવાને માટે બધાં લોકોને એવું સમજાવ્યું કે "ડોસીને ભૂત આવે છે, માટે આમ કરે છે !" આમ સમજાવીને ફાંકડીએ સર્વને વિદાયે કીધાં, અને પછી લાલમલાલનો હાથ પકડીને તેણી દિવાનખાનામાં લઇ ગઇ, તે પછી હૉટેલમાંથી ખાવાનું મંગાવીને તે પતિ-પત્નિએ ખાધું, અને તેઓ નિરાંતે સૂતાં બિચારી ડોસી ભૂખી પડી રહી ! "ભાઇ ! ભાઇ !" કરીને લાડમાં ઉછારેલા છોકરાએ બતાઇ તો ભલી બજવી !

પ્રભાત થતાંજ ફાંકડીએ સ્વતઃ વિચાર કીધો કે "કતારગામના બંગલામાં રહેવા જવાને માટે હું દરરોજ મારા પતિને કહું છું, પણ તેઓ માનતા નથી! માટે આ પ્રસંગ ઠીક તેમને મનાવવાને મળ્યો છે! આમ જણાવીને તેણીએ પોતાના પતિને જણાવ્યું "પ્રાણનાથ! આ ઘરમાં તો મારાથી હવે નહીં રહેવાય! રાતના જોયું કેની? તમારી ડોસીએ લોકોને કેવાં ભેગાં કીધાં હતાં! આવો ફેડફજેતો જોઇને મારૂં અરધું લોહી બળી જાય છે! એ તો રાતના મને વળી સારી બુદ્ધિ સુઝી કે, ડોસીને ભૂત આવેલું ઠરાવી દીધું, જેથી તમારી ફજેતી થતી અટકી! નહીં તો લોકો નાહકનાં તમને ઠુંપી ખાત, અને તેમાં તમારી અપકીર્તિ થાત! માટે મારી સલાહ માનીને ચાલો આપણે આપણા કતારગામના બંગલામાં જઇને રહીએ, અને ડોસી ભલે ઘરમાં એકલી પડી રહે!"

"ત્યારે તેમ કરીએ વ્હાલી!" લાલમલાલે જણાવ્યું "આવું મઝાનું ઘર છોડીને જંગલમાં જવાનો વખત આવ્યો!"

"તે જંગલ શાનું? કતારગામ જંગલ ગણાય કે? અરે! ત્યાં તો સુંદર હવા પાણીથી તમારી ને મારી તબિયત પણ કેવી સુધરી જશે, અને આપણાં બંનેની કાયા તાંબા જેવી બની જશે!"

"એમ કે! ત્યારે તો ચાલો, ત્યાં જઇને રહીએ તોપણ આપણને શું વાંધો છે? ગાડી ઘોડા તો ઘરનાંજ છે, એટલે કોઇ વાતની હરકત નથી!"

"હરકત શાની? આપણને સર્વ સગવડ છે. કોઇ પણ પ્રકારનો વાંધો નહીં આવે ગમે તેમ કરીને પણ તમારી ડોસીનાં દુઃખમાંથી દૂર થઇએ તોજ તમે તથા હું સુખમાં રહીને અતિ આનંદમાં દિવસ ગુજારીએ."

" ભલે તેમ કરીએ."

તરતજ ગાડાં મંગાવી તેમાં સરસામન ભરાવ્યો, રસોઇયાને તેમજ કામ કરનાર ચાકરને પોતાની સાથે લીધા, ડોસીને ઘરમાં એકલી રાખી તેણીને ઘર સોંપ્યું, અને પતિ-પત્નિ ગાડી જોડાવી બંગલે પધાર્યાં.

ઘરમાં ડોસી એકલી રહી. માત્ર એક મહેતો ઘરની પેઢીમાં બેસતો, અને તે જૂનો હોવાથી ડોસીની ખબરઅંતર પણ લયાં કરતો હતો, તેમજ ડોસીને કંઇ જોઇતું કરતું પણ લાવી આપતો હતો. તેમ છતાં ડોસીનો જીવ તો દીકરામાંજ તણાતો હતો, અને દીકરાનું ભવિષ્ય તો તેણીને ભૂંડુંજ દેખાતું હતું, પરંતુ તેણી બાપડી બીજું શું કરી શકે ? માત્ર જીવ ચોળીનેજ મનમાં ને મનમાં "હાય ! હાય" કરીને દિવસ ગુજારતી હતી. તેણીની બાળસ્નેહી ધનકોરબાઇ વારંવાર તેણીની પાસે આવીને બેસતી હતી, અને ડોસીને તેણી દિલાસો આપીને જ્યારે ત્યારે શાંત કરતી હતી. આ ઉપરાંત જૂનાં પાડોસીઓ પણ ડોસી તરફ સારી લાગણી ધરાવી તેણીની યોગ્ય ખબર રાખતાં હતાં, જેથી ડોસીને બીજું તો કષ્ટ નહોતું, પણ માત્ર પુત્ર વિયોગજ તે જનેતાના હૃદયમાં કારી ઘા જેવો જણાતો હતો !



# પ્રકરણ ૩ જું.

—***—

## દોહરો.

લાલમલાલ બન્યા હવે, ખૂંઠેલા રખડેલ!;
સુરતી સહેલાણી થયા, કરવા લાગ્યા સહેલ!

## સુરતી સહેલાણી!

વહાલા વાંચનાર! લાલમલાલ નામ લખવામાં જરા લાંબુ પહોળું હોવાથી, તેમજ વાંચવામાં પણ તમને વધારે લાંબી પહોળી તસ્દી લેવી પડતી હોવાથી લાલમલાલભાઇને હવેથી માત્ર "લાલ" નાં લાડકા નામથીજ ઓળખજો! તેમ છતાં આ ટૂંકું ટચ નામ પણ ફીકું ફચ નહીં સમજતાં ખાસું "લાલ" સમજી સંતોષ પામશો તો વાર્તાનો લેખક પણ સંતોષ પામશે, અને વળી જાતે ને પોતે લાલ પણ સંતોષજ પામશે! વળી ગયા પ્રકરણમાં લખ્યા પ્રમાણે મી૦ લાલ અને ફાંકડી કતારગામના પોતાના બંગલામાંજ મોજ મઝાહમાં છે, માટે હવે તેમની મુલાકાત તમને કરાવવી જોઇએ!

બંગલામાં તેઓ બડી મોજમાં રહ્યાં! ડોસીનો ત્રાસ ગયો, અને સ્વેચ્છાઇનો શોખ થયો! લાલ સોળ આનાનો ભપકો કરે તો ફાંકડી સત્તર આનાનો ભપકો કરે! એટલામાં સામેના બંગલામાં મુંબઇનો એક શેઠિયો પાણી ફેર કરવાને આવ્યો હતો, તેની સાથે લાલને દોસ્તી થઇ. તે શેઠિયાના સ્ત્રીની સાથે ફાંકડીને પણ બ્હેનપણાં બંધાયા. તે શેઠિયાનું નામ મોજીલાલ હતું, જ્યારે તેની સ્ત્રીનું નામ મોહિની હતું. બંને સમાન વયનાં—આશરે બાવીશેક વર્ષનાં હતાં, અને આપણા લાલ પણ લગભગ તેજ વયના હતા. તેઓ સર્વ વચ્ચે

સારો સ્નેહ સંધાયો, અને પરસ્પર એક બીજાના બંગલામાં આવતાં જતાં થયાં. મુંબઇની રહેનારી મોહિની એટલે પછી તેણીના ભપકામાં પૂછવુંજ શું ? અને તેવીજ રીતે મોજીલાલ પણ મુંબઇનો શેઠિયો, એટલે તેની પતરાજીને માટે પણ પ્રશ્ન શાનો ? મોજીલાલે મુંબઇની નવી નવી ફજેતિયા ફૅશન લાલને શીખવવા માંડી, અને મોહિનીએ તેવીજ ફાંકડીને શીખવવા માંડી ! બંનેને મન ગમતી સોબત મળી, અને તેથી લાલ તથા ફાંકડીનાં મનમાં તો જાણે આનંદ સાગર ઉભરાયો ! તેઓની વચ્ચેની પ્રીતિ એટલી તો વધી ગઇ, કે જાણે સગાં સંબંધી કરતાં પણ વિશેષ ! વારંવાર સાથે ખાવું, સાથે ફરવું, અને પાના કે સોકટાંબાજી પણ સાથેજ ચારે મળીને રમે, અને લહેર ઉડાવે ! બસ ! મોજ મઝાહનું શાસ્ત્ર જાણે કે તેઓજ શીખ્યા હોય, એવો રંગ જામ્યો ! બરાબર સરખેસરખાં મળ્યાં !

હવે લાલ વંઠયો ! મોહિનીપર તે મોહ્યો ! મોહિની પણ તેના પર મોહી પડી ! સામસામી સિગનલો સડસડાટ ચાલવા લાગી ! પરસ્પર નેત્ર બાંણ તાકવા મંડયાં ! ચક્ષુઓનાં ચેનચાળા ચાલુ થયાં ! અનીતિનાં અંગારા સળગવા માંડયાં ! ફાંકડીના મનમાં તે બાબતનો વહેમ આવ્યો નહીં, અને તેથી બંગલો છોડીને થોડો વખત પણ ફાંકડી બહાર જાય, એવી તક લાલ જોવા લાગ્યો, પણ તે તક કંઇ મળી શકી નહીં !

"હવે શું કરવું ? મોહિનીના એકાંતવાસનો પ્રસંગ કેવી રીતે મેળવવો ? કેવી તદબીર ચલાવવી ?" આ વિચારોમાં લાલ પડયો !

પણ મોહિની છટકી ! તેણીએ નિશ્ચય કીધો કે "લાલમાં લપટાવું નહિ, અને અનીતિમાં ઝીંપલાવી પતિવ્રત્તને કલંક પણ લગાડવું નહિ." આવો અચળ નિશ્ચય તેણીના મગજમાં થયો, અને તેજ

પ્રમાણે તેણી વર્ત્તવા લાગી. અગર જો આ નિશ્ચય તેણીએ લાલને ઉપરથી તો બતાવ્યોજ નહીં, પરંતુ ઓર વાતચીતમાં તેણીએ લાલને થાપો આપી અધર ઉડાવવાનું સ્ત્રી ચરિત્ર ચલાવ્યું !

અકસ્માત એકાંત પ્રસંગ તે બંનેને મળી ગયો ! ફાંકડી બંગલાની પાછળ બગિચામાં ફરવા ગઇ હતી, અને તેટલામાં મોહિની આવી ચઢી, તેણીએ લાલને પૂછ્યું " ફાંકડી બ્હેન કયાં ગયા છે વારૂં ?"

" હમણાં આવે છે. તમે અહીં બેસોની. "

મોહિની શેત્રંજી પરજ બેઠી, અને બોલી " બહાર ગયા છે કે નીચે છે ? "

" હમણાં આવશે; તમે આ ખુરસી ઉપર બિરાજોની. જમીન પર શા માટે બેઠાં છો ? ખુરસી પર બેસો. ખુરસીના કયાં ટોટા છે ?"

" ના, અહીંજ ઠીક છે. " કહીને મોહિનીએ પૂછ્યું " ફાંકડી બ્હેન કંઇ બહાર ગયા છે કે શું ? કયારે આવશે ? હમણાં આવશેની ?"

" હા હમણાં આવશે. " આમ કહીને લાલે આગ્રહપૂર્વક જણાવ્યું " પણ તમે જમીન પર શા માટે બેઠાં છો ? આ મખમલની ખુરસી પર બિરાજોની. "

" જમીન શાની છે ? શેત્રંજી પર તો બેઠી છું. "

" ના, મારા સમ ! ખુરસી પર બિરાજો ! ઉઠો ! તમને મારા સમ છે ! "

આવો આગ્રહ થવાથી મોહિની આખરે ખુરસી પર બેઠી, અને તેણીએ વળી પૂછ્યું " હજી કેમ ના આવ્યા ? કયારે આવશે ? તેમને આવતાં વાર લાગે તેમ હોય તો હું જાઉં છું, અને જરા મોડે થી પાછી આવીશ. "

" અરે ! હમણાં આવશે. આમ ઉતાવળ શું કરો છો ? તેણી

નથી, પણ હું તો છુંની ? ઘણે દિવસે આજે અકસ્માત આપણો આવો એકાંત મેળાપ ઇશ્વરે કરાવ્યો છે, તો જરા નિરાંતે બેસો, અને કંઇ આનંદની વાતો કરો ! તમે તો મને મોહ જાળમાં નાંખી દીધો છે, અને હવે ભાગવાનું કરો છો, એ કંઇ સારી વાત છે ?"

"મોહ જાળ શાની ? ઇશ્વરે તમને પૂતળી જેવી પત્નિ આપી છે, પછી પર નારી પર મોહ રાખવો, એ પણ શું સારી વાત છે ?"

"સારી નથી કે સારી છે, એ તો મનનાં કારણ છે, અને મારૂં મન તમારી તરફ લાગ્યું છે તો મનને તૃપ્ત કરવુંજ જોઇએ."

"તે તમારી ભૂલ છે. મનને વશ રાખવું, એજ ડાહ્યા પુરૂષનું કર્ત્તવ્ય છે."

"તો પછી તમે મારૂં મન હર્યું છે, શા માટે ?" લાલે પૂછ્યું "જેમ હું તમને ચાહું છું, તેવીજ રીતે તમે શું મને ચાહતાં નથી ?"

"હું તમને નિર્મળ નજરે ચાહું છું, પરંતુ મારા મનમાં અન્ય અધમ વિચાર તમારા માટે ધરાવતી નથી; કેમકે પતિવ્રત્તાના ધર્મને માન આપવામાં મારૂં ભૂષણ હું માનું છું, અને તેમાંજ મને તો આનંદ વ-ર્તે છે."

"એ વળી કયારથી ?" લાલે વિસ્મય પામી પૂછ્યું ' ત્યારે તમે તો મારી સામું વારંવાર આંખો નચાવતાં હતા, અને ઈશારતો-થી આંજી નાંખતાં હતા તેનો અર્થ શું, તે જણાવશો ?"

"તેનો અર્થ એજ કે પરીક્ષા !" મોહિનીએ ખુલ્લો ખુલાસો કીધો "તમે કેટલા પાણીમાં છો, અને કેટલી હદ સુધી તમારૂં મન મલિન થાય છે, તે જોવાને માટેજ મેં તમને કસી જોયા, અને તેમાં મારી ખાત્રિ થઇ ગઇ છે કે, તમે નીતિભંગના જબરા નમુના છો, અને તમારૂં ચિત્ત મલિનજ છે !"

" તમને જોઇને, અને તમારી આંખોના અણુસારા નિહાળીનેજ મારૂં મન ચળ્યું, તે તો ખરૂંજ છે."

" એટલે ! વળી બીજી કોઇ તમારી નજરે પડે તો તેણીને માટે પણ તમારૂં મન ચળી જાય, એ પણ દેખીતુંજ ઠર્યું ! "

" ના. બીજી માટે નહીં, પણ માત્ર તમારેજ માટે ! જેમ તમો પતિવ્રત્તને પસંદ કરનારા છો, તેમજ હું પણ પત્નિવ્રત્તને પસંદ કરનારો છું. મારી પત્નિ શિવાય અન્ય સ્ત્રી મને મા–બ્હેન બરાબર છે!"

" ઓહો ! ત્યારે તો ઘણીજ ખુશીની વાત ! એજ નિયમ જીંદગી સુધી સાચવી રાખશો તો તમે સુખી થશો ! " મોહિનીએ જણાવ્યું " જેમ અન્ય સ્ત્રીઓને તમે મા–બ્હેન બરાબર ગણો છો, તેમજ મને પણ તમે મા–બ્હેન પ્રમાણેજ માનો. "

" આ તો તમે વિચિત્ર વાત વદો છો ! મોહની ટોચપર એક વાર ચઢાવીને હવે તમે મને તે ટોચ ઉપરથી ગગડાવી પાડો છો ! એ તો વિશ્વાસઘાત જેવી વાત બને છે ! "

" એજ સારી વાત છે, અને એમાંજ પવિત્રતાનો વિશ્વાસ સમાયલો છે. " મોહિની બોલી " પુરૂષે એક પત્નિવ્રત્ત રાખવું, અને સ્ત્રીએ એક પતિવ્રત્ત રાખવું, એજ તેમને માટે વિશ્વાસ ભરેલું છે. "

" આ બધી તમારી વાતો ઉડાવનારી છે, પણ એમ હું પતું તેમ નથી ! તમારા પર મારો મોહ છે તો તે મોહ જ્યાં સુધી ફલિભૂત થશે નહિ ત્યાં સુધી મારા મનમાં ને મનમાંજ હું સોસવાયા કરીશ, અને ત્યાં સુધી તમારૂંજ ભજન એકાગ્રહ ચિન્તે કરતો રહીશ ! બસ ! તમે મને પ્રથમ દિવાનો બનાવ્યો, અને હવે સિદ્ધાઇની વાતો કહીને પૂરો ચસ્કેલ કરી નાંખ્યો ! હવે આ મગજ પર આશાનો અધિક બોજો આવી પડયો ! મગજ ભમે છે ! જીવ જળે છે !

ચિત્ત ચકડોળે ચઢે છે! તમારે માટે હું પ્રેમઘેલો બન્યો છું, અને જો મારી આશા તૃપ્ત નહીં કરશો તો જરૂર તમને હત્યા લાગશે!"

"વારૂં ઠીક છે! હું તમને પછી મળીશ!" કહી તેણી ગઇ.

લાલે તેણીને અટકાવી નહિ, કેમકે "પછી મળીશ!" એ તેણીના શબ્દો હજી તેને આશાવંત જણાયા, અને તેવી આશાથી તેણીની ઇચ્છા વિરૂદ્ધ વર્ત્તન ચલાવવાનુ તેણે મુલતવીજ રાખ્યું.

એટલામાં ફાંકડી બગિચામાંથી આવી પહોંચી, પરંતુ લાલે મોહિની આવી ગયાંની વાત સ્વપત્નિને જણાવીજ નહીં!

"કેમ પ્રાણનાથ, આપ બગિચામાં આવ્યા નહિ, અને આજે અહીંજ એકલા બેસી રહ્યા, તેનું શું કારણ?"

"અહીંજ બેસી રહ્યો. આજે જરા તબિયત બરાબર નથી."

"કેમ વારૂં? શું જણાય છે?"

"માથું દુખે છે, અને કંઇ ચેન પડતું નથી."

"બગિચાની હવા ખાધી હોત તો માથું ઉતરી જાત પ્રાણનાથ!"

"ઉંહું! કદાચ શરદીથી પણ માથું દુખતું હોય તો હવા ખાધાંથી વધારે દુખત!"

"હા. એ પણ ખરૂં છે. ત્યારે કોલન વૉટર માથે મૂકું?"

"ના; તેમ કરવા જતાં કદાચ ગરમીથી માથું દુખતું હોય તો પણ પીડા! કેમકે કોલન વૉટર ગરમ છેની!"

આ પ્રમાણે આડા અવળા તડાકા ચલાવ્યા, પણ અંદરથી તો મોહિનીમાંજ લાલનો જીવ લટકતો રહ્યો!

——*——

## પ્રકરણ ૪ થું.

—***—

### દોહરો.

મનમાં માની મોહિની, પણ લાગી નહીં દાદ;
મહેનત તો મિથ્યા ગઇ, વાત થઇ બરબાદ !

### પ્રયાસ પાણીમાં !

હવે મોહિનીને એકાંતમાં મળવાનાં ફાંફાં લાલ મારવા મંડયો, પણ મિથ્યા ! ફાંકડીની ગેરહાઝરીમાં તેણીએ લાલને બંગલે આવવાનુંજ માંડી વાળ્યું ! તેમ છતાં પણ જ્યારે ફાંકડી તેણીને બોલાવતી, ત્યારે તેણી ત્યાં આવતી હોવાથી લાલે તાલ કરવા માંડયો ! એટલે બંને જણી બેઠી હોય તે તકે ફાંકડીને કંઇ કંઇ નિમિત્ત કહાડીને લાલ બંગલાના નીચલા ભાગમાં મોકલતો—એવા વિચારથી કે ફાંકડી નીચે જાય તો મોહિની સાથે પોતાને કંઇ પણ વાત કરવાની તક મળી જાય ! પણ મોહિની એવી ઉસ્તાદ કે, ફાંકડી જેવી નીચે જાય કે તેણી પણ તેણીની પાછળજ જાય ! એટલે લાલની ઉમેદ ઉડી જાય ! આમ થવાથી લાલે મોહિનીને બંગલે પહેલાં કરતાં વધારે જવા માંડયું, પરંતુ ત્યાં પણ મોહિની સંગે વાત કરવાની એકાંત તક મળીજ નહીં ! કેમકે મોહિનીનો પતિ માંદો હોવાથી તે દિવાનખાનામાં પલંગ પર ઘણુંકરી પડી રહેતો હતો, અને જેવો લાલ ત્યાં જતો કે તરતજ મોહિની પણ પલંગની પાસેજ પુસ્તક વાંચતી બેસી રહેતી ! આથી લાલનો આ પ્રયાસ પણ નિષ્ફળ ગયો ! તે નિરાશ થયો ! તે તદનજ ઉદાસ બન્યો !

“હવે શું કરવું ? મોહિનીને શી રીતે મળવું ? તેણીની સાથે વાત કરવાનો પ્રસંગ કેવે પ્રકારે મેળવવો ? શું રસ્તો લેવો ?”

આવા વિચારમાં લાલનું મગજ રોકાયું, અને તેમાં તે અરધો દિવાનો થયો હોય, તેમ કેટલીક શુદ્ધ–બુદ્ધ તેણે ગુમાવી દીધી, અને તેથી કેટલીક નિર્લજતા તેનામાં ઉત્પન્ન થઇ ! આખરે તેણે એવો પણ વિચાર કીધો કે "મારા બંગલામાંથી મારી સ્ત્રીને ગમે તેમ ટટો તોફાન કરી મારી માની પાસે ઘેર મોકલી દેવી, અને મારે એકલાજ બંગલામાં રહેવું, જેથી મોહિનીને બંગલામાં ગમે તે બ્હાને બોલાવી પણ શકાશે." આમ વિચાર કરી તેણે ફાંકડીને એક પ્રભાતે છંછેડવા માંડી ! તેણી પ્રત્યે તે બોલ્યો "મને લાગે છે કે, ફૅશનની ફિશિયારીમાં તું દિન પ્રતિ દિન વધારે ને વધારે ફાટવા લાગી છે, માટે હવે તને મારે અટકાવવી જોઇએ, અને મારી ડોસીના કહ્યાં પ્રમાણે તદન સાદાઇમાંજ તારે રહેવું જોઇએ. ઘણો ભપકો, ઘણો ઠાઠમાઠ, અને હદ ઉપરાંતનો નાચણવેડો સારોજ નહિ. મારી ડોસી તને જે ટોકતી હતી તે યોગ્યજ હતી, માટે તારે તેણીના બોધને માન આપવું જોઇએ. તારો નાચણવેડો હવે મારે ચલાવવો નથી. ખોટી ફિશિયારીનો ફજેતિયો ફાંકો રાખવો મિથ્યા છે, માટે હવેથી તારે તદન સાદાઇમાંજ રહેવું, અને આ બધો છછણાટ છોડી દેવો !"

"આપના મગજમાં આજે વળી આ વાત કયાંથી ભરાઇ ગઈ !" ફાંકડીએ ચકિત થઇ પૂછયું "એવા વિચાર આપના બદલાઇ જવાનું કંઇ કારણ ?"

"કારણ એજ કે મારા મનની ખુશી ! મારી ખુશી પ્રમાણે તારે ચાલવુંજ પડશે !"

'પણ હું તો સ્વતંત્ર છું, માટે મારી મરજી મુજબ હું ચાલીશ. મારી સ્વતંત્રતાની વચમાં આપને આવવાની સત્તા નથી !"

"ખબરદાર ! આવી ઉછાછળી ભાષા હવે પછી મારી સાથે વાપરશે તો તારો વાંસો ભાંગી નાંખીશ ! સંભાળીને બોલવું ! મારી પાસે તારો તોર ને દોર નહીં ચાલે !"

"નહીં કેમ ચાલે ? વાંસો ભાંગવાની વાત કરો છો, પણ જરા હાથ તો અડકાડી જૂઓ તો પછી હું પણ તમને મારૂં રૂપ બતાવું !"

"એટલે ! તું મને શું કરી શકશે ?"

"અને તમે પણ મને શું કરી શકનાર છો ?"

"હું તારૂં માથું ભાંગીશ, અને તારાં હાડકાંના ચૂરા કરી નાખીશ !"

"તેજ વખતે હું પણ મૅજીસ્ટ્રેટની કોર્ટમાં જઈને ફરિયાદ માંડીશ, અને તમારા પર વૉરંટ કઢાવી તમને તુરંગમાં નંખાવીશ !"

"હેં ! એટલી બધી હદ સુધી પણ તું કરશે કે શું !"

"શા માટે નહીં કરૂં ? તમે જો અન્યાય કરશો તો હું ન્યાય માંગવાને સરકારી કોર્ટમાં તેજ વખતે પહોંચી જઇશ, અને સીધો રસ્તો લઇશ !"

"એવી તું કમજાત છે !"

"કમજાત પણ ખરી, અને સજાત પણ ખરી ! કમજાતની સાથે કમજાત બનીશ, અને સજાતની સાથે સજાત બનીશ ! ચોખ્ખી વાત !"

"ત્યારે તો તારા જેવી બાયડી મને નહીં જોઇએ ! ચાલ નિકળ મારા બંગલામાંથી ! એકદમ નીચે ઉતર—નહીં તો ધક્કો મારીને બ્હાર કહાડીશ !

"વારૂં ઠીક છે, હુંજ મારી મેળે જાઉં છું, અને ઘરમાં જઇને ભરાઉં છું. ત્યાં પછી તમે આવજો, એટલે તમને પણ હું શૂદ્દનો સ્વાદ ચખાડીશ !" કહીને ચાંકડી મિજાજમાંજ સાસુની પાસે ઘેર ગઇ, અને સાસુને આ સર્વ વાત સમજાવી.

બિચારી ગોદાવરી ડોસી તેણીની વાત સાંભળીને સંતાપ કરવા લાગી, અને હાલ તરત તેણીને વિશેષ કંઇજ નહીં બોલતાં શાંત કરી.

"લાલ હવે મનમાં ખુશી થઇ વિચારવા લાગ્યો કે "બાયડીની બલા તો બંગલામાંથી બ્હાર કહાડી. તેણી મારા ઘરમાં મારી ડોસી સાથે ભલે રહે, ને ખાઇ પી પડી પડી મોજ કરે, પણ આ બંગલામાં તો હવે મારે કોઇ વાતનો હોકો ધોકો રહ્યો નહીં, માટે હવે કોઇ પણ બ્હાને મોહિનીને અત્રે બોલાવવી." આમ વિચારીને તેણે પોતાના નોકર મણીઆને બોલાવીને કહ્યું કે "પેલી મોહિનીને જઇને કહે કે 'તમને મારી શેઠાણી બોલાવે છે.' એટલુંજ બોલજે, પણ બીજું કંઇ બોલતો નહીં."

"વારૂંજી." કહીને મણીઓ સામેના બંગલામાં, કે જ્યાં મોહિની રહેતી હતી, ત્યાં ગયો, અને મોહિનીને મળીને કહ્યું "તમને મારા શેઠાણી બોલાવે છે."

"શું કામ છે ?"

"તે તો મને ખબર નથી."

"જા પૂછીને આવ."

"પૂછવા ક્યાં જાઉં ? શેઠાણી તો શહેરમાં ઘર આગળ છે." મણીઓ ભોળો ભટાક હોઇ ભોળપણાંમાં તેણે ફણગો ફોડી દીધો !

મોહિનીને વ્હેમ ભરાયો કે "જરૂર લાલેજ તાલ કરીને મને બોલાવી છે !" આ વ્હેમને ચોકકસ કરવાને તેણીએ વળી પૂછ્યું "શેઠાણી શહેરમાં કયારના ગયા છે ?"

"હમણાંજ ગયા."

"કેમ વારૂં ?"

"તે તો તેમને ખબર કે શેઠને ખબર! એની લડાઇમાં હું શું જાણું?"

"ત્યારે શું તારા શેઠ ને શેઠાણી વચ્ચે લડાઇ થઇ છે કે અલ્યા?"

"હા. હમણાંજ લડાઇ થઇ, અને હમણાંજ શેઠાણી ઘેર ચાલ્યા પણ ગયા!"

"ત્યારે તારા શેઠને મારૂં કંઈ કામ પડયું હશે, માટેજ મને બોલાવી હશે?"

"તે તો તે જાણે! મને તો શેઠે એટલુંજ કહ્યું છે કે 'પેલી મોહિનીને જઇને કહે કે, તમને મારા શેઠાણી બોલાવે છે.' માટેજ હું તમને કહેવા આવ્યો છું."

"ઠીક! સમજી!" કહીને મોહિનીને હસવું આવ્યું, અને તેણીએ મણીઆને જણાવ્યું કે "જા, તારા શેઠને કહેજે કે 'મોહિની-બાઇ હોળી ને દીવાળીની વચ્ચે આવશે.' આટલુંજ માત્ર કહેશે કે તેઓ સમજી જશે."

"વારૂં બાઇ!" કહીને મણીઓ પાછો ફર્યો.

"કેમ, શું ખબર લાવ્યો?" લાલે મણીઆને પોતાના સમીપ આવતાંજ પૂછ્યું "મોહિનીએ શું જુવાબ આપ્યો?"

"તેણીએ તો કહ્યું કે 'જા, તારા શેઠને કહેજે કે, મોહિની-બાઇ હોળી ને દીવાળીની વચ્ચે આવશે.' આમ જવાબ આપ્યો છે સાહેબ!"

"હરામખોર! આવો તે વળી જુવાબ? સીધો જુવાબ લાવવો હતોની?"

"જેવો જુવાબ આપે તેવો લાવું કે બીજો ?" કહીને મણીઓ બોલ્યો "તેમણે તો આટલો જુવાબ પણ કેટલી પૂછપરછ ને તજવીજ કરીને પછી આપ્યો !"

આ સાંભળીને લાલ ચમકયો ! તેણે તત્કાળ ઉતાવળા પડી પૂછ્યું "શું પૂછપરછ કરી ?"

"શેઠાણી કયાં છે ને મારૂં શું કામ છે, વગેરે ઘણી વાતો પૂછી !"

"તેં શું જુવાબ આપ્યો ?"

"મેં કહ્યું કે 'શેઠાણી તો શહેરમાં ઘર આગળ ગયા છે.' એટલો ખુલાસો કીધો."

"મેર મુરખા ! આ તેં શું ઘોંટાળો કીધો ! એમ કહેવું હતુંની કે 'શેઠાણી બંગલામાં બેઠા છે.' આમ બંધ બેસતું બોલવાને બદલે બીજુંજ બકી મૂઓ !"

"એવું ખોટું કેમ બોલું ? આપેજ તે દાહડે મને શીખામણ આપી હતી કે 'કદી પણ ખોટું બોલવુંજ નહીં.' માટેજ મેં તો જે ખરૂં હતું તે કહ્યું. જો હું ખોટું બોલ્યો હોઉં તો મને એક ખાસડું મારો સાહેબ !"

"હવે છાનો રહે ! જાણ્યું તારૂં ડહાપણ !" કહીને લાલે પૂછ્યું "એ શિવાય બીજું તો કંઇ બકી મૂઓ નથીની ?"

"બીજું તો કશું બોલ્યો નથી, પણ મેં જરા એટલું તો જણાવ્યું છે કે 'હમણાંજ લડાઇ થઇ, અને હમણાંજ શેઠાણી ઘેર ચાલ્યા પણ ગયા !' આટલુંજ કહીને હું મૂંગો રહ્યો હતો."

"હત્તારીની ! તેં તો મોહોકાંણુ વાળી ! બધો ભાંગડો સાથેજ વાટી નાંખ્યો ! તું તો મુરખોજ રહ્યો ! મારો બધોએ ધાંણુ તેં બગાડી

નાંખ્યો ! તદ્દન કાચું કાપ્યું ! જા, નિકળ અહીંથી ! તારૂં કાળું કર ! આજ પછી તને કંઇપણ આંટી કોંટીનું કામ સોંપવુંજ નહીં. એજ સારૂં ! ”

મણિઓ ઝંખવાણો પડી ગયો, અને નીચી મૂંડી કરી માથું ખજવાળતો ત્યાંથી છેક નીચેના ભાગમાં ધીમે પગલે પસાર થઇ ગયો, અને પછી પોતાને કામે લાગ્યો.

લાલ મનમાં મહા ગ્લાનિ પામ્યો, અને વિચાર કરવા લાગ્યો કે “ આ મહેનત તો મિથ્યા ગઇ, અને પ્રયાસ પણ પાણીમાં પડ્યો ! હવે વળી કોઇ જૂદોજ પ્રસંગ સાંધવો પડશે ! મોહિની ભેદ ભરમ જાણી ગયાંથી હવે તેણી તો મારે બંગલે આવશેજ નહીં, માટે કોઇ બીજી કરામત કરવાની રહી ! મૂર્ખ મણીઆએજ બધો મામલો બગાડી નાંખ્યો, એટલે હાલ તરત તો લાચાર ! પણ હરકત નહિ ! વળી ‘ નવી ગિલ્લી નવો દાવ ’ લઇશ, અને જરૂર લઇશ ! ” આમ વિચાર કરીને તે બંગલાના ગોખમાં ઈઝીચેર પર આરામ લેતો પડ્યો.

એટલામાં ગોદાવરી ડોસી આવી લાગી, અને બોલી “ ભાઇ ! તારી વહુને અહીંથી વિદાયે કરીને ઘેર કેમ મોકલી ? ”

“ એટલા માટે કે, તું એને ટોકીને કંઇક સુધારે ! ”

“ એમ ! હવે કેવો ઠેકાણે આવ્યો ! હવે જો તારી પરવાનગી હોય તો હું તેણીને સમજાવી પટાવીને પણ ઠેકાણે લાવીશ.”

“ સમજાવી પટાવીને કે જોઇએ તો ટપલા મારીને ! ગમે તે પ્રકારે પણ જો તે રાંડ કમજાત સુધરશે તોજ મારે કામની, અને નહીં તો મારા મનથી તે કોડી કામની પણ નહીં ! ”

“ વારૂં ત્યારે તું પણ ઘેર આવીને રહે તો કેવું સારૂં ભાઇ ? ”

“ મને અહીંનાં હવા પાણી માફક આવે છે, માટે હું તો હમણાં અહીંજ રહીશ.”

“ ઠીક ! જેવી તારી મરજી ! ” કહીને ડોસી પુનઃ ઘેર ગઇ.

——*——

# પ્રકરણ ૫ મું.

—***—

## દોહરો.

મોહિની ફરવા જાય છે, પાછળ લાગ્યો લાલ;
મુલાકાત થઇ માર્ગમાં, વંઠયો ત્યાં તો તાલ!

## તાલ ગયો!

આહા! બંગલાના ઓટલા પર લાલ આંટા મારે છે. પાછલા પહોરનો સુમારે પાંચ વાગતાંનો સમય છે. એટલામાંજ મોહિની હાથમાં છત્રી લટકાવી જુસ્સાદાર ગતિ કરતી જણાઇ! તેવોજ લાલ ઉપર ગયો, કપડાં ઝપાટાબંધ પહેરી લીધાં, અને સપાટાની સાથે પાછો નીચે ઉતરી તેણીની પાછળ ચાલ્યો. તેણી પણ જોસમાં જતી હોવાથી ઘણી આગળ નિકળી ગઇ હતી, તોપણ લાલ તેણીને પકડી શકે તેવી ઝડપમાં ચાલ્યો, અને તેણીનાથી લગભગ પચાસેક કદમ દૂર રહીને પછી જરા ધીરી ચાલે ચાલવા લાગ્યો. એટલામાં એક નાકું આવતાંજ તેની દિવાલપર તેણી બેઠી, અને તેવીજ તેણીની નજર લાલપર પડતાંજ તેણી જરા ખંચાઇ, તો પણ મુંબઇની બડી બહાદુર નારી હોવાથી હિમ્મતહીન નહીં થતાં તેણી વધારે ટટાર બની તદબીર ગોઠવવા લાગી તથા લાલને કેવી રીતે થાપ આપી ઉડાવવો, તેની રચના તેણીએ મનમાં ગોઠવી રાખી. એટલામાં લાલ નઝદીક આવતાંજ તેણી બોલી " આવો લાલમલાલભાઇ! ફરવા આવ્યા છો કે ?"

"ભાઇ ? તમે મને ભાઇ કહો છો ? પણ હરકત નહીં! ભાઇમાંથીજ થશે ભલાઇ!" કહીને લાલે પૂછ્યું " તમને મેં બોલાવવા મોકલ્યા હતા ત્યારે કેમ આવ્યા નહીં ?"

"મેં જુવાબ તો કહેવરાવ્યોજ હતો કે, હોળી ને દીવાળીની વચ્ચે હું આવીશ."

"એ તે જવાબ કહેવાય કે મશ્કરી કરેલી કહેવાય ?"

"બધુંએ ભેગું !" મોહિનીએ પૂછ્યું "પણ મારી બહેન સાથે લડાઇ કરીને તમે તેમને કેમ ઘેર કહાડી મૂક્યા ?"

"મેં કંઇ તેણીને કહાડી મૂકી નથી, પણ તેણી પોતાની ખુશીથીજ ઘર આગળ મારા માતુશ્રીની પાસે રહેવા ગઇ છે."

"ત્યારે તો પુનઃ તેઓ પોતાની ખુશીથીજ આવશેની ?"

"આવશે કે નહીં આવે, તે વાતની મને કંઇ દરકાર નથી." કહીને લાલ બોલ્યો "તમારા જેવા રસીક રત્નપર મારૂં મન લાગ્યું છે, તેથી તેણી આવે કે નહીં આવે, તેનો મને ખ્યાલજ કરવાનો નથી."

"ત્યારે તો તમો મતલબી જણાવ છો ! પૂરા મતલબી !"

"મતલબી નહીં, પણ તમારે ખાતરજ હવે તેણીની દરકાર હું રાખવા માંગતો નથી. તમારાથી તેણી વિશેષ છે કે ? નહીં. હવે તો તમે પહેલાં, અને તેણી પછી."

"એટલે એમજ કે, વળી કોઇ નવીન મળશે ત્યારે તે નવીન પહેલાં ને હું પછી ! આવોજ તમારો સ્વભાવ જણાય છે !"

"તેમ નહીંજ બને ! કેમકે તમારાપર જે પ્રેમ લાગ્યો છે, તેવો પ્રેમ બીજી ગમે તેવી અપ્સરા મળે, તોપણ નહીંજ લાગે, એ તો મારા મનની ચોક્કસ ખાત્રિ દર્શાવું છું."

"તમારા મનની ખાત્રિ ભલે હોય, પણ મને પોતાને તેની શું ખાત્રિ ? મારા મનની ખાત્રિ પણ થવી જોઇએની ?"

"તે ખાત્રિ માટે જેમ તમે કહો તેમ કરવાને હું તૈયાર છું. તમે કેવા પ્રકારે ખાત્રિ કરવા માંગો છો, તે ફરમાવો !"

"તે ફરમાવવાનું કામ મારૂં નથી, પણ મારી પરિપૂર્ણ ખાત્રિ થાય તે રસ્તો લેવાનું કામ તમારૂં પોતાનુંજ છે."

"પણ તમે કેવી ખાત્રિ કરવા ઇચ્છો છો, તે તમારા મનની વાત મને કેવી રીતે ખબર પડે વારૂં ?"

"મનની વાત જો ખરો પ્રેમ હોય તો ખબર પડેજ. ખરા પ્રેમની એજ અજબ નિશાની છે, અને જ્યારે તમારા મગજમાં મારા માટે ખરો પ્રેમ ઉત્પન્ન થશે, અને તે ખરો પ્રેમ તમારા હૃદયમાં પવિત્ર સ્થાન લેશે, ત્યારેજ તમે મારા મનની યદ્દકિંચિત્ વાત પણ જાણી શકશો, એમાં શકજ નથી !"

"પ્રેમ તો મારો તમો પ્રત્યે ખરોજ છે, મારા પ્રિય પ્રમદા ! પરંતુ તમે પ્રારંભમાં 'ભાઇ' કહીને કહ્યું, તેથી તમારો પ્રેમ ખરો નથી, એમ જણાય છે, અને તેથીજ તમારાથી મારા ખરા પ્રેમની પરીક્ષા પણ થઇ શકતી નથી ! જો મારી માફક તમારો પ્રેમ પણ ખરોજ હોય તોજ તમે મારા ખરા પ્રેમની ખરી પરીક્ષા કરી શકો !"

"આ પણ તમારી કેટલી ઉંધી સમજ છે ! મેં તમને 'ભાઇ' કહ્યા તે યોગ્યજ છે, અને હજી પણ હું તો તમને લાલમલાલભાઇજ કહીને બોલાવું છું. બોલો ! શું કહો છો ?"

"ત્યારે એમજ કહોની કે તમે મને પ્રેમી તરીકે તમારા મનમાં માનતા નથી, તેમજ મારાપર પ્રેમ રાખવાની તમારી ઇચ્છા પણ નથી !"

"આમ આડું સમજવામાંજ ગમે તેવાં ગોથાં ખાઓ છોની ! સીધું સમજો તો વમળમાં પડોજ નહીં !" કહીને મોહિનીએ જણાવ્યું કે "જ્યાં સુધી તમે ને હું ભાઇ–બહેનના સંબંધમાં છીએ, ત્યાં સુધી તો હું તમને ભાઇ કહું, અને તમે મને બહેન કહો, તો તેમાં વાંધો ગણાયજ નહીં. એમ તો અન્ય કોમમાં શું મામા–ફોઇનાં

પરણુતાં નથી કે ? પરણુતાં પહેલાં તેઓ પરસ્પર ભાઇ–બ્હેન તરીકે બોલાવે છે, અને પરણ્યાં પછી 'પ્યારા' ને 'પ્યારી' ના શબ્દો કહાડે છે. તેવીજ રીતે જ્યાં સુધી આપણો ભાઇ–બ્હેન તરીકે સંબંધ ચાલુ છે, ત્યાં સુધી તો તમે પણ મને બહેન કહીનેજ બોલાવજો, અને હું પણ તમને ભાઇ કહીનેજ બોલાવીશ. આ પણ તમારે ખરો પ્રેમ શીખવાનું પહેલું પગથિયું છે, એમ માની રાખવું."

"અરે તમારાની ! એ પણ મુશ્કેલીની વાત ! મારા મ્હોંમાંથી તમો પ્રત્યે 'બહેન' શબ્દનો ઉચ્ચાર કેવી રીતે થાય ! એ તો મને મહા મુશ્કેલ થઇ પડશે !"

"મ્હોટું કાર્ય કરવામાં મુશ્કેલી તો હોયજ ! ખરો પ્રેમ શીખવો, એ પણ મુશ્કેલીનુંજ કામ છે, અને તે મુશ્કેલીમાંથી પાસ થાઓ ત્યારેજ ખરો પ્રેમ શીખવાને તમે સમર્થ થાઓ."

"પરંતુ તમે તો વળી કહો છો કે, આ હજી 'ખરો પ્રેમ શીખવાનું પહેલું પગથિયું છે. ત્યારે હું પૂછું કે, હજી કેટલાક બીજા પગથિયાં બાકી છે–અરે ! કેટલાક પગથિયાં શીખવાં પડશે ?"

"જ્યાં સુધી ખરા પ્રેમના શિખરપર પહોંચાય તેટલાં !" કહીને મોહિની બોલી "હજી આટલામાંજ કંટાળી જશો તો પ્રેમનો પૂરો પંથ તમે કેવી રીતે પસાર કરી શકશો ? ધીરજ, હિમ્મત, ખંત, અને ખબરદારી શિવાય પ્રેમનો પંથ પૂરો થાય તેમ નથી, માટે તમારે તે તમામ તત્વોમાં દૃઢ રહેવું જોઇએ, અને ત્યારેજ તમે ખરા પ્રેમના પવિત્ર પૂંજારી બની શકશો."

"વારૂં, એ પણ તમારી સલાહ શીરપર ચઢાવું છું." લાલે પૂછ્યું "ત્યારે તમારા પ્રેમના પ્યાસા આ તમારા પ્યારાની પ્યાસ તૃપ્ત કરવાનો પ્રસંગ ક્યારે આપશો ?"

"અરર ! તમે તમારાં મ્હોંથીજ મારા પ્યારા તરીકેની પદવી પહેરી લો છો ! હજી 'પ્યારા' ને 'પ્યારી' ની પદવી પામતાં ઘણી વાર છે ! માટેજ તમને મેં સૂચવ્યું છે કે, તમે મને બહેન કહીનેજ બોલાવજો, અને હવે તમને સખત તાકીદ આપું છું કે, જો તમે મને બહેન કહીને નહીંજ બોલાવશો તો પછી મારે તમારી સાથે વાતચીતનો વ્યવહાર પણ બંધ કરવો પડશે ! 'પ્યારો' ને 'પ્યારી' તરીકે પ્રગટ થતાં તો હજી દિલ્હી દૂર છે ! તમે તો ઉતાવળા થઇ ગયા છો, પણ એમ ઉતાવળ કરવાથી તો તમે ઓર તમારૂં પાણી ગુમાવો છો ! ખરા પ્રેમનો પાઠ શીખ્યા પછીજ તમારી સાથે વાત કરવાનું મને યોગ્ય લાગશે ! હમણાં તો તમારી સંગે ભાષણ કરવાનું પણ સારૂં લાગતું નથી ! ખરો પ્રેમ શીખ્યા પહેલાંજ તમો તો લાંબી પહોળી વાતો કરો છો, એથી મને તો કંટાળો આવે છે ! સીધી રીતે બોલવાના હો તો બોલો, અને નહીં તો મારો પીછો છોડો ભાઇ !"

"અરે ! નહીંરે ! પીછો છોડવાની તો વાતજ કરશો નહીં !" લાલે ગભરાઇને જણાવ્યું "આ વ્હાલો પ્રાણ તમને અર્પણ કરૂં છું, અને હવે વળી પીછો છોડાય કે ?"

"ત્યારે તો મારી સૂચના પ્રમાણેજ ચાલો, અને જ્યાં સુધી હું તમને પરવાનગી આપું નહીં ત્યાં સુધી ગમે તેવા શબ્દોદ્દગાર નહીં કહાડતાં માત્ર 'બહેન' કહીનેજ બોલાવજો."

"વારૂં, તેમ કરીશ."

"એમ કહો કે તમે કહેશો તેમ કરીશ બહેન !"

"મ્હોટી ખુશીથી ! તમે કહેશો તેમ કરીશ બહેન !"

"ચાલો ત્યારે હવે આપણે ઉઠીશું; કેમકે સાયંકાળ થવા આવ્યો છે, માટે મારે વેળાસર બંગલે જવુંજ જોઇએ."

"ત્યારે વળી આપણે પાછાં ક્યારે મળીશું બહેન" ?

"વળી જ્યારે આ તરફ ફરવા આવીશું ત્યારે મળીશું."

"પણ તમે મારે બંગલે કાલે પધારો તો મહેરબાની થશે બહેન ?"

"જ્યાં સુધી તમે ખરા પ્રેમની પરીક્ષામાં પાસ થશો નહીં, ત્યાં સુધી તમારે બંગલે મારાથી અવાશેજ નહીં."

"એ પરીક્ષામાં પાસ થવાને કેટલાક દિવસ લાગશે ?"

"તે તો જેવી તમારી તિવ્રતા ?"

"ઠીક !" લાલ ઉદાસ થઇને બોલ્યો "પણ કાલે આ તરફ તમે ફરવા આવશો તો ખરાની ?"

"કાલની વાત કાલે હવે હાલ તરત એ વાત પડતી મૂકો. વળી બીજી વખત મળીશું, ત્યારે વાત કરીશું."

આ હુકમ પ્રમાણે લાલને ચૂપ થઇ જવું પડ્યું, અને તેઓ બંને ત્યાંથી ઉઠીને પોતપોતાના બંગલા તરફ પાછાં વળ્યાં.



# પ્રકરણ ૬ ઠું.

—***—

## દોહરો.

સાસુ વહુ ઘરમાં રહી, કરે પરસ્પર કલેશ;
એ વચ્ચે જાગે સદા, ઘરમાં ભૂંડો વેશ!

## સાસુનો સંતાપ, વહુનો પરિતાપ!

પણ ફાંકડીબાઇને કાબૂમાં રાખવાની પરમ પરવાનગી ગોદાવરી ડોસીને પોતાના પુત્ર તરફથી મળવાથી ડોસીની છાતી એક વહેંત ઉંચી આવી ગઇ, અને તેણીએ હવે ફાંકડીબાઇપર ટોકણીનો પ્રારંભ શરૂ કીધો. અગર જો તે બિચારી ડોસીમાં રૉપ બજાવવા જેટલું પાણી તો નહોતુંજ, તો પણ પોતાના જૂના વિચારના જુસ્સામાં આવી વહુને વારંવાર તતડાવવાની તીખાશ તેણી બતાવતી હતી. તેમાં તેઓ બંને અવારનવાર આથડી પણ પડતી હતી, અને કેટલીક વાર તો એટલું બધું સળગતું હતું કે, તેમાંથી મ્હોટો ભડકો થઇ જતો, જે હોલવવાને આસપાસનાં ઓળખીતાંઓ આવી બંને જણીઓને સમજાવી પટાવી શાંત કરતાં હતાં!

એક દિવસે પાછલા પહોરના પાંચ વાગતાને સુમારે ફાંકડીબાઇ બનીઠનીને અને ભારી ભપકો કરીને બહાર ફરવા જવાને નિકળી, અને તેણી જેવી બારણાની બહાર પગ મૂકે છે કે તેવીજ ડોસીએ બૂમો મારી કે "અલી વહુ! આમ આવ! કયાં ભટકવા જાય છે? અત્યારે રખડવા નથી જવું! છાનીમાની ઘરમાં બેસ! રોજ ને રોજ બહાર ભટકવાની શી જરૂર છે? બહાર બહુ ભટકવું એ શું સારી વાત છે કે? હવે એ તારી કૂટેવ છોડી દે, અને જરા સમજી વિચારીને

ચાલ ! તારાં આવાં ઢગને લીધેજ તું તારા ધણીની અકારી થઇ ગઇ છે, અને ધણીએ પણ તને હાંકી કાઢી છે ! તારી મા નથી, બાપ નથી, ભાઇ નથી કે પીયેરમાં બીજું કોઇ તારી દાઝ જાણનાર નથી ! તેથી હું તો તને મારી પેટની દીકરી જેવી ગણું છું, અને તારા ભલાને માટેજ તને આમ કડવું મનાવું છું. કોઇ પણ રીતે તારા ધણી સાથે તને પડેલી આંટી તોડી તમારાં બંનેનાં એક મન કરી આપવાનીજ મારી કોશિષ છે, અને તેને માટે તો હું છોકરાને સમજાવવાને બંગલે પણ ગઇ હતી, અને તેનો વાતોપરથી મને સમજાયું છે કે, તારી છકેલી ચાલથી તે કંટાળી ગયો છે, અને તેથીજ તને અહીં કાઢી છે ! માટે હવે તું તારી ચાલ સુધાર કે તારા ધણીને એ વાત મારાથી કહેવાય, અને તારો ને તેનો સંબંધ પુનઃ સાંધવાની ખટપટ પણ મારાથી કરી શકાય."

"મને તમારી કે તમારા છોકરાની જરા પણ ગરજ નથી !" ફાંકડી મહા મિજાજમાંજ બોલી "હું મારા મનની મુખત્યાર છું, અને મારી સ્વતંત્રતાની વચ્ચે આવવાને કોઇને પણ અખત્યારજ નથી !"

"અરે દિવાની ! આમ નાહાની કરતાં ને ગમે તેમ લવારો ચલાવતાં જરા વિચાર કર ! મને સાસુ સમજ કે મા સમજ, પરંતુ હું તો તારાં ભલામાંજ રાજી છું, અને તારૂં ભવિષ્ય સુધારવા માટેજ આટલી બૂરાસ કરૂં છું; માટે જરા ડાહી થા, અને ગાંડા વિચારો છોડી દે." કહીને ડોસીએ ફાંકડીની છેક નઝદીક જઈ તેણીને વાંસે તથા માથે માયા અને મમતાંનો હાથ ફેરવી જણાવ્યું "બેટા ! તું સુધારાના પવનમાં પડી છે, અને સુધારાને નામે કૂધારાની કોરે વળગી છે, પરંતુ તું જરા એટલો તો વિચાર કર કે, તું જે રસ્તો પસંદ કરે છે તે રસ્તે કોણ સુખી થયું છે ? એ તારો રસ્તો ભવિષ્ય

બગાડનારો, તેમજ સન્માર્ગનું સત્યાનાશ વાળનારોજ છે, અને આગળ જતાં તું પસ્તાશેજ ! તારો ધર્મ એજ છે કે, તારા પતિને પ્રસન્ન રાખી તેની આજ્ઞા પ્રમાણે ચાલવું. તેમાંજ તારો સંસાર સુધરવાની સાથે તારી શોભામાં પણ વૃદ્ધિ થશે, અને વળી તારૂં શ્રેય પણ થશે; માટે બીજો બધોએ નાચણવેડો મૂકી દે, અને મારી સારી શીખામણ માની હું કહું તેમ ચાલ, કે જેથી તું લાખની થશે, અને તારો ધણી પણ તને સામો બોલાવતો આવશે. સમજી ?"

"તમારી બધીએ વાત ખરી, પણ હું કાંઇ જૂના જમાનાની જંગલી રીતમાં તો નહીંજ રહું. હું તો સુધરેલી રીતમાંજ રહીશ."

"જૂની રીત જંગલી કેમ થઇ ? જંગલી તો તારી હાલની રીત છે ! જોની તારાં માથાનાં વાળ ! જાણે કાબરચિત્રી ઝાંપડી ! અંધારે કોઇને મળે તો એમજ સમજાય કે 'કોઇ વાઘરણ છે !' કપાળમાં ચાંદલો નહીં, એટલે જાણે રાંડેલીનોજ અવતાર ! પગમાં બૂટ ને મોજાં, અંગમાં પોલકું, કાને એરીંગ, હાથમાં છત્રી, માથામાં સૂગંધી સણસણાટ ! એ તો બધા વેશિયા જેવા વેશ લાગે છે ! વેશિયાઓ પણ એવોજ ઢોંગ કરે છે, અને તું પણ તે રાંડોની માફક નખરાં કરે તો પછી તેણીઓમાં, અને તારામાં ફરક પણ શું ? નીચ ને ઉચ્ચ સરખાજ દેખાય તો તેમાં નીચને તો ભાવતું થાય, પણ ઉચ્ચને નીચું જોવાનુંજ થાય ! પરમેશ્વરે તને સર્વ પ્રકારે સુખનો અવતાર આપેલો છે, છતાં તું તારે પોતાને હાથેજ સુખને ઠેલે છે, અને અવિચારી ચાલને વળગે છે, એજ તારી કમસમજ છેની ! વહુ ! હું તને પુનઃ પુનઃ કહું છું કે, તું મારી દીકરી જેવી છે, અને હું તને જે સલાહ આપીશ તે યોગ્યજ આપીશ. તું તારા મનમાં એટલું સમજી રાખ કે, તારો જન્મ આપનાર તારી માતા મરી ગઇ છે, પરતું હું તારી ધર્મની મા તને પડખમાં રાખનાર હયાત છું."

આ સઘળા સદ્બોધની સારી અસર ફાંકડીના મનપર થઇ; અને તેણીની આંખોમાં આંસુ આવી ગયાં! તેણી પસ્તાતી હોય તેવા રૂપમાં બોલી "સાસુજી! હું પણ આપને મારા માતા સમાન માનું છું, અને આપ જ્યારે મને આટલું બધું તાણીને કહો છો, ત્યારે તો આપની આજ્ઞા પ્રમાણે ચાલવાનો મારો ધર્મ મારે બજાવવોજ જોઇએ. આપના છેલ્લા શબ્દોએ મારા મનપર અત્યંત અસર કરી છે, અને એકદમજ મારા વિચારો બદલાઇ ગયા છે! હવે આપ જેમ કહો તેમ કરવાને આ તમારી આજ્ઞાંકિત વહુ માનો કે બેટી માનો તઇયાર છે. ફરમાવો સાસુજી! મારે હવે શું કરવું?"

"સાબાશ! બેટા સાબાશ! મારી લાડકી ને વ્હાલી વહુ સાબાશ!" ડોસીએ તેણીને છાતી સાથે દાબતાં કહ્યું "હવે તું મને કેવી વ્હાલી હીમ જેવી લાગે છે જો! હવે મારી આજ્ઞા પ્રમાણે ચાલવાનીજ જ્યારે તારામાં સદ્બુદ્ધિ આવી છે, ત્યારે પ્રથમ તો તું એટલું કર કે, આ તારા માથાનાં ગુચ્છા જેવાં વાળ સીધાં કરીને સારો સભ્ય સેંથો પાડ, પોલકું બદલીને સારી ચોળી પહેર, શૉખને માટેજ ચસ્મા ચઢાવ્યા છે તે કહાડી ઉંચા નાંખ, બૂટ ને મોજાંને પુષ્પાંજળી આપી દે, અને સાદાઇમાં શોભા સમજી સ્વચ્છ પણ સાદાં વસ્ત્રો સજી પછી મારી પાસે આવ બેટા!"

"વારૂં સાસુજી!" કહીને ફાંકડી ત્યાંથી ઉઠીને પોતાના ખાનગી રૂમમાં ગઇ, અને સાસુની આજ્ઞા પ્રમાણે સર્વ છાલકો વેશ બદલીને થોડી વારમાંજ પુનઃ સાસુ સનમૂખ આવીને બોલી "જૂઓ સાસુજી! હવે તો આપની આજ્ઞા પ્રમાણેજ મારો દેખાવ થયોની?"

ડોસીએ તાકી તાકીને જોઇને જણાવ્યું "હવે બરાબર! ખરી ડાહી!" કહીને આનંદપૂર્વક ડોસીએ કહ્યું "પરમેશ્વર કરશે તો

હવે તારૂં ભવિષ્ય સુધરશે, અને હવે તારા વરને પણ સમજાવવાને મને મજબુતી મળશે."

"એ સમજે તો સારૂં થાય સાસુજી !"

"સમજશે. તેને માટેજ હવે મારે તેને મળીને જે કહેવાનું છે તે કહીશ." આમ જણાવી ડોસી બોલી "હવે તને કોઇ ફાંકડી કહીને બોલાવશે તો તેની જીભ કાપી નાંખીશ ! તારે પણ, ફાંકડી કહીને બોલાવે તો બોલવું નહીં, અને મૂળ નામ જે ચંદા છે, તેજ નામે હું પણ બોલાવીશ, જેથી ધીમે ધીમે બધાંએ પણ તને ચંદા કહીનેજ બોલાવશે."

"વારૂં સાસુજી !"

હવે ફાંકડીબાઇ પુનઃ પોતાના અસલ નામ ચંદામાં બદલાઇ ગઇ, અને ડોસી તેણીને ચંદા કહીનેજ બોલાવવા લાગ્યાથી બીજાં આસપાસનાંઓ પણ તેજ નામે તેણીને બોલાવતાં થયાં, જેથી ચંદા નામ સર્વને મ્હોંઢે ચઢી ગયું.

ડોસી બીજે દિવસે પોતાની ગાડીમાં બેસીને દીકરાને મળવાને બંગલે ગઇ, અને લાલને પ્રથમ તો સુખસાતાના સમાચાર પૂછ્યા. પછી ડોસી બોલી "ભાઇ ! હવે તો તારો વહુ ડાહી થઇ ગઇ, અને તમામ નાચણવેડા તથા છકેલ છછણાટ છોડીને કેવી સાદી ને સીધી થઇ ગઇ છે તેણી મારી આજ્ઞામાં ચાલે છે, અને મેં પણ તેણીનું નામ જે ફાંકડીબાઇ પડી ગયું હતું, તે ફેરવી નાંખીને જન્મ નામ જે ચંદા, તેજ રાખ્યું છે, પાડાપાડોસીઓ પણ હવે ચંદાને નામેજ તેણીને બોલાવે છે અને હવે તેણી એટલી તો લાયકીમાં આવી છે કે, આગળની તથા હાલની તેણીની રીતભાતમાં આસ્માન–જમીન જેટલો ફેરફાર થઇ ગયો છે ! તેણી જેટલી છાકી ગઇ હતી, તેટલીજ

શાંત ને સુશીલ બની ગઇ છે, માટે હવે તું જો તેણીને અત્રે બોલાવીને તારી પાસે રાખે તો જરા પણ હરકત નથી."

"હજી વાર છે. થોડા દાહડા તું વધારે તેણીને કેળવ, અને તે પછી વાત."

"પણ હમણાં શું વાંધો છે? હમણાંથીજ અહીં રાખે તો સારૂં કેની બેટા?"

"ઉતાવળ કરવાની જરૂર નથી. જરા તેણીને તારી દેખરેખ નીચે વધારે દાહડા રાખ, એટલે તેણી વધારે સુધરી શકે."

"પણ હવે તેણી સુધરી ગયલીજ સમજી લે બેટા!" ડાસીએ સમજુતી આપી "તું અહીં રહે અને તેણી ત્યાં રહે, એ કાંઇ શોભે કે? લોકોમાં એથી તો ગમે તેવી વાતો થાય, અને આપણા ઘરનું ખોટું ગણાય મારા વ્હાલા!"

"થોડા દહાડા વધારે લંબાવાથી શું ખોટું ગણાવાનું છે? તેમ છતાં લોકો જોઇએ તેમ બોલે તેની મને દરકાર નથી! લોકો કો મુરખા છે!"

"આ તારી ખોટી હઠ છે બેટા! આવી જીદ કરવી નહિ ઘટે." ડાસીએ કહ્યું "હવે તો તે બિચારી ઘણીજ રાંક બની ગઈ છે!"

"ખરી વાત! આટલા દહાડા તેણી ખરાબ હતી, અને હવે માત્ર સાડાત્રણ દહાડામાં વળી સારી પણ થઇ ગઇ! તું પણ કેવી હસવા જેવી વાત કરે છે! તું તો ભોળી છે ભોળી! મને લાગે છે કે, તે રાંડે તને ખોટા રંગ બતાવીને ભોળવી નાંખી છે! તે ઘણીજ લુચ્ચી, બદમાશ, ને હરામખોર છે!"

"ચાલ વળી! તે બાપડીને નાહક ગાળો દેતો નહિ. સારી રીતે ચાલે તો પછી નાહક તેણીને વગોવવાનું શું કારણ? ખોટી વાતો કરવી મને તો ગમતી નથી!"

"બરાબર છે! કેમકે તેણીએ તને ઉસ્તાદીથી વશ કરી લીધેલી લાગે છે! હવે મને સમજ પડી ગઇ કે, તું તેણીના દાવપેચમાં ગોથું ખાય છે!"

"તું પણ શું એવું ગાંડુ-ઘેલું બોલે છે! તેણી સુધરી ગઇ છે, તેવી ખાત્રિ હું તને આપું છું, માટે હવે હું તેણીને આજેજ અહીં મોકલી આપીશ."

"નારે ના! અહીં તો તેણીને મોકલતીજ નહીં. મને જ્યારે યોગ્ય લાગશે ત્યારે હું તેણીને બોલાવીશ. હમણાં તો ત્યાંજ તારી પાસે રાખ."

"કયારે બોલાવશો?"

"મને જ્યારે પણ તેણીની રીતભાતને માટે ખાત્રિ થશે ત્યારે."

"દીકરા! આ તારી ખોટી હઠ છે! વારૂં ઠીક છે! હમણાં તો હું જાઉં છું, અને બે-ચાર દિવસમાં તારે તેણીને જરૂર બોલાવવીજ પડશે. તારી હઠ વધારે દહાડા નહિ ચાલવા દઉં!" કહી ડોસી બબડતી ફફડતી ઘર તરફ ચાલી.

લાલે તે બાબત મનમાં કંઇ પણ દરકાર કરી નહિ, અને "ડોસી ગઇ તો પાપ ગયું!" એવું માનીને મનમાં મગ્ન થતો મોહિનીમાંજ ચિત્ત ચોંટાડી ખુશ મિજાજમાં તે બેઠો



## પ્રકરણ ૭ મું.

—***—

### દોહરો.

મળી મોહિની લાલને, પુનઃ વળી એક વાર;
થાપ દઇ છૂટી થઇ, કીધો અન્ય વિચાર.

### નાપાસ !—પુનઃ આશ !

રવિવારનો રમણિક દિવસ હતો. સુરતના શૉખીન સહેલાણીઓ બળદ ગાડીઓ દોડાવવાને મૉજમાં ગાડીઓમાં બિરાજી બડા બાંકા બનીને અશ્વનિકુમારના માર્ગ પર નિકળી પડયા હતા, અને કતારગામ જવાના અધવચ રસ્તાપરથીજ સીધા અશ્વનિકુમાર જવાનો માર્ગ ફંટાતો હોવાથી, તેમજ તેજ રસ્તા પર મોહિનીનો તથા લાલનો બંગલો આવેલો હોવાથી, મોહિની પોતાના બંગલાના ઝરૂખામાં તથા પોતાના બંગલાની ગૅલરીમાં ઉભાં રહી, ત્યાંથી પસાર થતી ગાડીઓના ગડગડાટ સાંભળતાં તથા બળદોની દોડ દેખતાં ઉભાં હતાં. એટલામાં લાલ, અને મોહિનીની આંખો સામસામી ટક્કર લેવા લાગી ! બંનેનાં ચારે ચક્ષુઓ ચપળતામાં ચેતનરૂપ સમજાયાં ! સામસામી સિગનલો થઇ ! બંને પોતપોતાના બંગલામાં વસ્ત્રો સજવા ધૂસ્યાં ! બંનેએ સામસામી નજરની નિશાંનીઓ ચાલુ રાખી વસ્ત્રો સજ્યાં, મોહિની તૈયાર થઇ બહાર નિકળી, અને તેણી પચાસેક કદમ ગતિ કરી ગયાં પછી લાલ પણ આસ્તે રહીને બહાર નિકળી તેણીની પાછળજ ગયો. આજે લાલે માની લીધું કે "મોહિનીને મેં ઇશારત કરવા પ્રમાણેજ તેણી ફરવા નિકળી, અને મારૂં કહ્યું ઇશારત દ્વારા માન્યું, માટે જરૂર એ મારા પર મોહિત થયલી હોવીજ એઇએ,

અને મારા પ્રેમની પરીક્ષા એણે હવે કરેલી પણ હોવીજ જોઇએ." આમ વિચાર કરતો તેણીની પૂંઠે તે ચાલુ રહ્યો, અને અગાઉની જગા પર નહિ બેસતાં તેણી એક ખેતરના કુવા તરફ ફંટાઇને, તે કુવાની બાજુએ જનાવરોને પાણી પીવાનો એક હવાડો હતો, તેની પાળ પર તેણી બેઠી. લાલ પણ તેણીની પાસેજ દોરાયો, અને તેજ હવાડાની તેજ પાળ પર આસ્તે રહીને ગોઠવાઇ ગયો.

"આવો, પધારો, લાલમલાલભાઇ! કેમ ખુશીમાં તો છોની?" મોહિનીએ પ્રફુલ્લિત વદને પૂછ્યું "તબિયત સારી પેઠે છેની ?"

"બહેન, તમ દીઠે વળી તબિયત વિશેષ સારી થાય છે !"

"ઘણી ખુશીની વાત !" કહીને મોહિનીએ પૂછ્યું "પ્રેમ પાઠ આટલા દિવસ દરમ્યાન તમો બરાબર શીખી ગયા હશો, એવી મને આશા છે. કેમ, શીખ્યા કે નથી શીખ્યા મારા માનીતા ભાઇ ?"

"બની શકતા પ્રયાસે શીખ્યો તો છું બહેન !" લાલે અડાવ્યું! જો કે પ્રેમ પાઠ શું તે તો તેની બલા જાણે ! તોપણ મોહિનીને મિઠું મનાવવાનેજ તેણે તોપ મારી કે "આપની સલાહ સ્વીકારીને પ્રેમ પાઠ શીખવામાં મેં મારી યથાશકિત શ્રમ લીધો છે બહેન !"

"એ પણ આનંદની વાત !" કહી મોહિનીએ પૂછ્યું "ત્યારે હવે મારે તમને એક તો એ પૂછવાનું છે કે, તમારી સ્ત્રીને તમે બંગલે બોલાવી કે નહિ ?"

"નારે ના !" લાલે સફાઇથી જવાબ દીધો "તમારી તરફ મારો પ્રેમ મજબુતીમાં વળેલો હોવાથી, મારે હવે મારી સ્ત્રીની કે કોઇની પણ દરકાર રાખવાની જરૂર નથી ! હવે તો તન, મન, ધન માત્ર તમારે માટેજ છે! આ પ્રાણ હવે અન્યનો નથી, પણ તમારો છે."

" જૂઓ ! વળી પાછી ઉતાવળ કરીને વળી પાછો ખરા પ્રેમના રંગમાં ભંગ કરી નાંખ્યો ! " મોહિનીએ જણાવ્યું " જ્યાં સુધી તમે ખરા પ્રેમની પરીક્ષામાં પાસ થયલા તરીકે જાહેર થયા નથી, ત્યાં સુધી તમે એવા ઉદ્દગારો કહાડો, એ તો નાંખી દેવા જેવી વાત વદો છો ! શાંતતા રાખો ! ઉતાવળની જરૂર નથી ! ઉતાવળ કરે કંઇ આ મોહિની તમારો પ્રેમ ગૃહણ કરનાર નથી, પણ તમારા પ્રેમની પૂરી પરીક્ષા કરીને તે પછીજ જે માર્ગ મારે લેવો છે તે લઇશ, અને મારા મગજમાં જે પણ યોગ્ય મનાશે, તેજ હું કરીશ. તે શિવાય તમારી ઉતાવળ કે તમારી ઇચ્છા નિરર્થકજ સમજી રાખજો ! "

" પણ તમારા મનમાં હજી શું છે તે તો કૃપા કરી જણાવશો ?"

" તે તમે હજી જાણી શકયા નથી ભાઇ ? "

" ના બહેન ! "

" અરેરે ! ત્યારે હજી પ્રેમ પાઠમાં તમે ઘણા કાચા છો ! તે પાઠનો અભ્યાસ તે દિવસથી આજ સુધીમાં તમે બરાબર કરી શકયા નથી, એથી મને અત્યંત અફસોસ થાય છે ! મારી ધારણા તો એવીજ હતી કે, અજે તમે પ્રેમ પરીક્ષામાં જરૂર પાસ થશો, કેમકે તમને તેનો અભ્યાસ કરવાને માટે વચમાં ઘણા દિવસો મળ્યા છે, પરંતુ તમારી આવી વાણી જાણી મને ચોક્કસ મનાય છે કે, તમે તદનજ કાચા છો, અને તેથી પાકા થવાને માટે મારે વળી તમને બીજી મુદતનો ગાળો આપવો પડશે ! તમે પોતે ઉતાવળા ને આકળા તો થાઓ છો, પરંતુ પ્રેમ પાઠમાં પ્રવીણ થવાની પ્રથમ ઉતાવળ કરો, અને તે પછી તેની પરીક્ષામાં પાસ થવાની ઉમેદ રાખો. તોજ તમારી ઉતાવળનો ઉપયોગ પણ થશે ! "

" આ તો વળી વાત લંબાઇ ! રામ રામ ! તમે તો મને નિરાશામાં નાંખ્યો ! "

" બસ ! એટલામાંજ થાકી ગયા ! આટલામાંજ પ્રેમ પરીક્ષાનું પોત પ્રકાશિત કરી નાંખ્યું ! જોઇ જોઇ તમારી દૃઢતા ! એ તો શાંતિની ભ્રાંતિ દેખાઇ આવી ! જો એમજ છે તો અત્યારથીજ માફ કરો, અને છેલ્લી સલામ ! "

" અરે નહીંરે ! એમ તે કંઇ થાય કે ? એ તો જરા મારો ઉતાવળિઓ સ્વાભાવ છેની તેથી બોલાઇ ગયું, અને તેને માટે હું તમારી માફી માંગું છું. "

" ઠીક ! વળી ઠેકાણે આવ્યા ! " મોહિનીએ જણાવ્યું " હવે વળી તમને હું આઠ દિવસનો ગાળો આપું છું, અને તેટલા વખતમાં માત્ર પ્રેમ પંથના ગ્રંથનો પહેલોજ પાઠ શીખશો, અને તે પહેલા પાઠની પરીક્ષામાંજ પાસ થશો તો તેટલાથી પણ મને સંતોષ મનાશે, અને તે પછી મારે તમને જે પણ સૂચવવાનું છે, અને જે પણ સ્પષ્ટિકરણ કરવાનું છે, તે હું યોગ્યતાપૂર્વક, સમયોચિત, અને ભવિષ્ય વિચારીને કરીશ. હવે આપણે અહીંથી વિદાયે થઇએ, અને આવતા રવિવારે આજ સ્થળે પુનઃ આપણે મળીશું. આપણી એકાંત વાતો માટે આ એકાંત સ્થળ અતિ સાનુકૂળ છે." કહીને મોહિની ત્યાંથી ઉઠી, અને લાલ પણ ઉઠયો. બંને બીજી–ત્રિજી વાતો કરતાં બંગલે પધાર્યાં. આજની મુલાકાતનું પણ આવું અપૂર્ણ પરિણામ આવ્યું !

પોતાને બંગલે જઇ કપડાં બદલી લાલ વિચાર કરવા લાગ્યો કે " મોહિની પણ માથાની મળી ! એ મને પુષ્કળ તરસાવે છે, અને ખરેખરી ઉસ્તાદી દર્શાવે છે ! અજબ અક્કલની નારી છે ! પરિણામ શું આવે છે, તે તો પરમાત્માને ખબર ! બાકી મોહિની છે બડી ચતૂર, એમાં તો શકજ નહીં ! જોઇએ હવે આવતે રવિવારે શું થાય છે ! " આ પ્રમાણે તેનું મગજ મોહિનીની ઘેલછામાંજ ગૂંથાયલું રહ્યું !

મોહિની પણ સ્વસ્થાને જઇને સ્વતઃ વિચાર કરવા લાગી કે “ લાલમલાલને પહેલી મુલાકાતમાં ઉડાવ્યો, અને આ બીજી મુલાકાતમાં પણ થાપ આપી ! હવે ત્રિજી મુલાકાતમાં તો કંઇ નવી-જૂની કર્યા વિના છૂટકોજ નથી ! પરંતુ તે ત્રિજી મુલાકાત થાય તે પહેલાં મારે ફાંકડીબાઇની મુલાકાત લેવી જોઇએ. વળી લાલમલાલની લુચ્ચાઇની વાતથી મારા પ્રાણનાથને પણ મારે વાકેફ કરવા જોઇએ; કેમકે તેઓને આ ખટપટની ખબર થશે તો તેઓ મને ઠપકો આપશે આ ખટપટ ટૂંકેથીજ પતે તેવું પણ દિસતું નથી, પરંતું લાંબ ચાલશે, અને તેમાં મારે અનેક પ્રપંચી પ્રકારમાં પડવું પડશે, માટે તેમ કરતાં કદાચ કોઇ ગુંચવણમાં આવી પડું તો તેવે પ્રસંગે મારા પતિ પણ મારી ખટપટથી જાણીતા હોય, તો તેમની સલાહ પણ લઇ શકાય, અને તે વખતે તેઓ મારાપર ગુસ્સો પણ કરી શકે નહીં. તેટલા માટે પ્રાણનાથને તો મારે આ બાબતમાં માહિતગાર કરવાજ જોઇએ. ” આવો વિચાર કરીને મોહિની આસ્તે રહીને પોતાના પતિના પલંગ પાસે બેઠી, અને બોલી “ પ્રાણનાથ ! આપની એક સલાહ મારે લેવી છે. એટલે એમ છે કે, લાલમલાલભાઇએ ફાંકડીબાઇને શહેરમાં પોતાને ઘેર કહાડી મૂકી છે, અને લાલની દાનત મારા તરફ બગડી છે ! આ બાબતમાં મને ગુસ્સો તો ઘણો આવ્યો છે, પણ—”

“ હેં ! લાલમલાલ એવો ખરાબ માણસ છે ? ત્યારે તો એની સાથે આપણે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવોજ નહીં જોઇએ, અને એનું મ્હોં પણ નહીંજ જોવું ! ”

“ આપ જરા ધીરા પડો ! અને મારી વાત તો સાંભળો ! ” કહીને મોહિની આગળ વધીને બોલી “ લાલમલાલનું મ્હોં નહીં જોવું, એ વાત ખરી છે, પરંતુ ફાંકડીબાઇને માટે મારો જીવ બળે છે, અને તે બિચારીનું કોઇ પણ પ્રકારે ભલું કરવાનો મારો વિચાર

છે, તેને માટેજ હાલ તરત લાલમલાલને બેવકૂફ બનાવવાની મેં કેટલીક તદબીર કરી છે, તો તે હું કરૂં કે નહીં, એજ આપને પૂછવાનું છે."

"તે તારી બહેનપણીનાં ભલાં માટે તારે જે પણ તદબીર કરવી હોય તે ભલે કર, પણ તેમ કરતાં તારૂં અંગ પણ તારે સમાલવું, એજ મારી સલાહ છે."

"તેમ તો કરીશજ પ્રાણનાથ !"

"તો પછી તારી બહેનપણીનું ભલું કરશે તો તેમાં તેં તારો ધર્મ બજાવેલોજ ગણાશે, અને એ તારી રીત પસંદ કરવા યોગ્ય છે !"

"એજ બાબત આપને કાને હું જરા નાંખું છું વ્હાલા !" કહીને મોહિનીએ એ વાત પોતાના માંદા પતિ આગળ નહીં લંબાવતા આટલેથીજ પતાવી દીધી.

એટલામાંજ ચંદાનો લખેલો એક પત્ર પોસ્ટમાં આવ્યો. તેમાં ચંદાએ લખ્યું હતું કે:—"પ્રિય બહેન મોહિનીબાઇ ! જત હું તમને મળવાને ચાહું છું, માટે ફુરસદે જરૂર પધારશો. આ પત્ર પર ચંદાની સહી મારીજ છે, અને ફાંકડીબાઇને બદલે મારા સાસુએ મારૂં અસલ નામ ચંદાજ હવેથી રાખ્યું છે, માટે તમે પણ 'ચંદા'ને નામેજ મને બોલાવશો, અને પત્ર વાંચતાંજ જરૂર પધારશો. લી૰ તમારી ચંદાના યથાયોગ્ય વાંચશો."

આ પત્ર વાંચતાંજ મોહિની જવાને તૈયાર થઇ, અને પોતાના નોકરને સાથે રાખીને તેણી ચંદાને ઘેર જવાને નિકળી. તે નોકર તેણીનું મકાન જાણતો હોવાથીજ તેને મોહિનીએ પોતાની સાથે લીધો હતો. બંગલામાંથી બહાર નિકળી થોડાં કદમ આગળ ચાલતાંજ ભાડાંની એક ગાડી મળી જવાથી તેણી ભાડું ઠરાવીને પોતાના નોકર સાથે તેમાં બેઠી, અને થોડા વખતમાં ચંદાને ઘેર પહોંચી પણ ખરી.



# પ્રકરણ ૮ મું.

—***—

### દોહરો.

ચંદા સંગે મોહિની, ખરો ખુલાસો કરે;
બુદ્ધિ બળથી મોહિની, ઉત્તમ પગલું ભરે.

### સ્નેહ ધર્મ.

નમ્ર બનેલી ચંદા પોતાના દિવાનખાનામાં વિચારશીળતામાં બેઠી છે, અને ડોસી ગોદાવરી પણ તેણીના સંગમાંજ છે, તેમજ સાસુ–વહુ સાથે મળીને ચોખા સાફ કરે છે. ડોસીની આંખે દેખાતું નહીં હોવાથી તેણી ચોખા સૂપડામાં ઝાટકે છે, જ્યારે ચંદા એક થાળીમાં તે ઝાટકેલા ચોખા વણે છે. એટલામાંજ મોહિની ત્યાં આવી. તેણીને જોતાંજ ચંદાએ પોતાના હાથમાંથી થાળી નીચે મૂકી દીધી, અને મોહિનીને હેતના ઉમળકાથી બોલાવીને પાસેની ખુરશીપર બેસાડી. બાદ ચંદાએ તેણીની સર્વ ઓળખ પોતાની સાસુ સંગે કરાવી, અને સાસુએ પણ મોહિની પ્રત્યે મધુરતાથી માયાળુ શબ્દોમાં વાતો કરી. તે પછી ચંદા, મોહિનીનો હાથ પકડીને પોતાના ખાનગી રૂમમાં તેણીને લઇ ગઇ, અને ત્યાં તેણી બંને શાંતપણે વાતો કરતી બેઠી.

“ બહેન, તમે તો ઘણે દિવસે દર્શન દીધાં ! ” ચંદાએ મોહિની પ્રત્યે મ્હોં મલકાવીને પૂછ્યું “ મારાથી તો તમારી તરફ અવાય તેવું નથી, અને તેનું કારણ તમે જાણ્યુંજ હશે ? ”

“ કંઇક જાણ્યું છે, પરંતુ તમારા પતિ સંગે તમારો ટંટો શાનો થયો ? ”

"અરે જૂજ બાબતનો!" ચંદ્રા બોલી "મને બંગલામાંથી કહાડવાનેજ નકામું નિમિત્ત ઉભું કર્યું! કારણમાં તો કંઇ માલજ નથી! પણ મને બંગલામાંથી કહાડવાની તેમની મતલબ શું હશે, તેજ મને કંઇ સમજાતું નથી!"

"તે કારણ હું સમજું છું, અને તમને સમજાવવાનેજ આવી છું; જો કે મારા મરજી તમને મળવા માટે આવવાના તો હતીજ, અને એટલામાં તમારો પત્ર આવ્યો, જેથી આજે ને આજે આવવાને મારા મનમાં ઉત્કટ આવ્યાથી હું આવી છું બહેન!"

"તે માટે તમારો ઘણોજ ઉપકાર માનું છું, પણ મને ત્યાંથી કહાડવાનું કારણ તમે સમજ્યા છો, તો તે મને જણાવો કે તે શું છે?"

"તે જણાવતાં પહેલાં મારે તમને એટલોજ ખુલાસો કરવાનો છે કે, તે જાણ્યા પછી તમે મારે માટે કંઇ જૂદો વિચાર લાવશો નહીં, અને હું તમારી સગી બહેન જેવી છું, એટલો મારાપર ભરોસો રાખજો. મને તમારે માટે કેટલી ભલી લાગણી છે તે તો ભગવતનેજ માલમ કે મને માલમ, તેમજ મારી તે લાગણીની પરીક્ષા તમને પણ પ્રસંગોપાત થશેજ, એવી મને ખાત્રિ છે."

"મારા વહાલા મોહિની બહેન! તમે જેમ મને બહેન બરાબર માનો છો, તેમ હું પણ તમને મારા સગા બહેન કરતાં પણ અધિક માનું છું, માટે તમારાપર મને મનમાનતો ભરોસો હોય એ સ્વાભાવિક છે મ્હોંઢે કહેથી શું વિશેષ છે?"

"જૂઓ બહેન!" મોહિનીએ હવે મુદ્દાની વાતનો પ્રારંભ કરતાં જણાવ્યું "તમને બંગલેથી વિદાયે કીધાં પછી લાલમલાલભાઇએ મારી બે વાર મુલાકાત લીધી છે, અને તેમની દાનત મારાપર બગડી છે! મારી મુલાકાત તમારા બંગલામાં એકાંતે લેવાનું બની આવે

તેવા હેતુથીજ તેમણે તમને બંગલામાંથી કહાડયા છે. મેં તેમને આજ સુધી તો થાપ આપીને ઉડાવ્યા છે; કેમકે એક તો મને તમારી સાથે સારો સ્નેહ, અને વળી મને મારૂં પતિવ્રત્ત સર્વ કરતાં પણ વિશેષ વહાલું છે, માટે ખરૂં જોતાં તો હું તેમને તુચ્છકારીજ કહાડત, પરંતુ તેમની મનોવૃત્તિ કેટલી હદ સુધી ખરાબ છે, તેની પરીક્ષા કરવાનેજ મેં તેમને થાપો આપીને હાથમાં રાખ્યા છે હવે મારી પૂરી ખાત્રિ થઇ ગઇ છે, અને તેમની વિચિત્ર વાતો સાંભળીને મને ચોક્કસ સમજાય છે કે, તે જરૂર અનીતિમાં પડી જશે, અને હું તો તેમને ધુતકારીજ કહાડીશ, તો પણ તેમના મગજમાં બૂરી નિષ્ઠા ભમતી હોવાથી મને ભય લાગે છે કે, તેઓ જરૂર કોઇ પણ પરસ્ત્રીના ફંદમાં ફસી જશે, અને તેથી તમારા સંસારનું સત્યાનાશ વળવા સાથે તેઓ પોતે પણ તન–મન–ધનથી સર્વ પ્રકારે પાયમાલ થઇ જશે ! અનીતિને રસ્તે કોણ સુખી થયું છે કે એ થશે ? આટલો ખુલાસો કરવાનેજ તમારી પાસે ખાસ હું આવી છું, માટે આ ખુલાસા પછી હવે તમારે ચેતીને જે પણ ઉપાય લેવા હોય તે લેજો, એટલુંજ મારે તમને કહેવાનું છે. ”

આ કથા સાંભળતાંજ ચંદ્રા ચકિત થઇ ગઇ, અને તેના તો હોંસકોસજ જાણે ઉડી ગયાં ! તે બિચારી નિઃશ્વાસ નાંખતા બોલી “ નશીબ મારૂં બહેન ! જે મારા ભાગ્યમાં હશે તે બનશે ! મારો એમાં શો ઇલાજ છે ? પુરૂષને આપણે કયાં હાથ દેવા જઇશું, અને કયાં કયાં તેમને રોકી રાખીશું ? ”

“ તે તમારૂં કહેવું ખરૂં છે, પણ હવે આપણાથી બને તેટલાં પ્રયત્નો તો કરવાંજ જોઇએ, અને તેઓ આડે રસ્તે દોરવાય નહીં તેના બનતા ઉપાય તો આપણે યોજવાજ જોઇએ.”

“ શું ઉપાય યોજવા તે પણ મને તો સમજાતું નથી ! કેમકે

તે ત્યાં અને હું અહીં ! એટલે તેમને કંઇ કહેવાનો પ્રસંગ પણ મને તો મળતો નથીની ! ”

“ વારૂં ઠીક છે; કોઇપણ પ્રકારે તેઓ તમને બંગલે રાખે તેવી હું તેમને દાવપેચથી સમજાવીશ, અને તમે બંગલે આવ્યા પછી આપણે વળી કાંઇ પણ યુક્તિ કરીને તેમને ગમે તેમ પણ ઠેકાણે લાવીશું ”

“ તેમ થાય તો તમારો મારા પર અત્યંત ઉપકાર થયેલો હું માનીશ ! ”

“ એમાં ઉપકાર જેવું નથી, પણ મારો ખરો ધર્મ મારે બજાવવાનો છે બહેન ! ” કહીને મોહિનીએ વળી ચેતવણી આપી કે “ હું તો તેમને હજી સુધી ભાઇ તરીકેજ માનતી આવી છું, ને મરતાં સુધી ભાઇ જેવાજ તેમને જાણીશ, તેમજ તેઓની પાસે હજી પણ તેઓ મને બહેન તરીકેજ બોલાવે, એવોજ નિયમ રખાવ્યો છે, માટે તમારૂં ભલું ચાહવા છતાં તમે પ્રસંગોપાત મારાપર કંઇ અન્ય વહેમ લાવશો નહીં, એજ મારી તમને પુનઃ પુનઃ ચેતવણી છે.”

“ અરરર ! આ તમે શું નહીં ધારવા જેવી વાત બોલો છો બહેન ! ” ચંદાએ દીનતાથી જણાવ્યું “ તમારા પેટમાં મારે માટે સારી લાગણી છે તેથી તો તમે મને બધો પડદો ખોલી બતાવો છો, એ શું હું નથી સમજતી કે ? શું એટલું સમજવાની પણ મારામાં અક્કલ નથી ? તમારે માટે મને કદી અન્ય વિચાર નહીં આવે એ ચોક્કસ છે, અને એ બાબતમાં મારો વિચાર તદન દૃઢજ છે, એ પણ ખાત્રિથી માનજો ! ”

“ ખાત્રિ તો છેજ, તો પણ આ બાબત એવી છે કે કદાચ આગળ જતાં આપણા બંનેમાં વિગ્રહ કરાવે ! માટે પ્રારંભથીજ

ખુલાસો કીધો હોય તો તે વધારે યોગ્ય ગણાય." આ પ્રમાણે વાતચીત કરીને તેણી પુનઃ પોતાને બંગલે રવાના થઇ. જતાં જતાં તેણી કહેતી ગઇ કે "વળી જરૂર જણાતાં હું આવીશ."

ચંદાએ પોતાના મનમાં અત્યંત અફસોસ કરવા માંડયો, અને હવેજ તેણીને પોતાના આગલા ભપકાનું સ્મર્ણ થઇ આવતાં તેણીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, અને લગભગ પા કલાક સુધી તેણી રડતી રહી ! તે પછી જરા જીવને શાંત કરીને તેણી પુઃન ડોસીની પાસે જઇને બેઠી.

ચંદાની આંખો રડવાથી લાલ થયલી હોવાથી તે જોતાંજ ડોસીએ પૂછયું "કેમ વહુ, તું રડીતી કે શું ? તારી આંખો આટલી બધી લાલ કેમ દેખાય છે વારૂં ?"

"કંઇ નહીં; એ તો અમથી." કહેતાંજ ચંદાની આંખોમાં આંસુ આવી ગયાં.

"મારાં સમ છે ! શું થયું ? તારી પેલી બહેનપણી કંઇ કહી ગઇ કે શું ?"

"તે બિચારી શું કહેવાની હતી ? મારાં નશીબની વાત !"

"પણ શું બન્યું ? તારા વરે તને કંઇ ગાંડું ગોપાળું કહાવ્યું છે કે શું ?"

"તે શું કહાવવાના હતા ? તેને મારી થી ગરજ છે કે તે મને કંઇ કહાવે ?"

"તારાં બોલવાનો ભેદ મને સમજાતો નથી !" ડોસીએ જરા સરકીને ચંદાની છેક અડોઅડ જઇને પૂછયું "બેટા ! તને મારાં સમ છે ! શું થયું તે કહે !"

"તમને કહેવું મને મરવા જેવું લાગે છે ! તમને કહેવા જેવી વાત નથી સાસુજી ! વાત વંઠી ગઇ છે ! તમારા દીકરાની મતિ ભ્રષ્ટ

થઇ છે ! કૂફેસના ફણગા તેમના મગજમાં ફુટવા લાગ્યા છે ! બદફેલીનો બાફ તેમનાં હૃદયમાં ભરાયો છે ! અનીતિનાં અધમ આચરણો તેમનાં અંગમાં ઉભરાયાં છે ! ભવિષ્ય ભૂંડું ભાસે છે ! ભાગ્ય તૂટયું છે ! કૂમતિ કેર વર્તાવશે !" કહેતાં ચંદ્રા જોસમાં રડી પડી.

"સમજી ! તારાં કહેવાનો મર્મ મને સમજાયો ! તને બંગલેથી વિદાયે કરવાનું કારણ પણ એજ હોવું જોઇએ ! છોકરાને હું છેલ્લી મળવા ગઇ, ત્યારે પણ તેને મેં દાબીને સલાહ આપી કે 'તારી વહુને બંગલે બોલાવ.' પણ તે વાત પણ ઉડાવી દીધી ! તેનું પણ આવુંજ કારણ હોવું જોઇએ." કહીને ડોસી ઉદાસિતપણે બોલી "હવે રડીને શું કરશે ? તને તેનાં અપલક્ષણની કંઇ ચોક્કસ ખબર પડી છે કે ?"

"બધીએ ખબર મુદા પત્તા સાથે મળી છે ! શક ભરેલું કશું નથી !"

"ત્યારે તો તું જો કહેતી હોય તો હું બંગલે જઇને તેની સારીપેંઠ ધૂળ કહાડું, અને તેને પાણીથી પાતળો કરી નાંખું ! ?"

"તેમ કરવાથી કંઈ એ માને તેવા છે કે ? તેથી તો ઓર મગજ ફેરવીને તમારી સાથે ઉતરી વડી વધારે બહેકી જશે ! માટે તેમ કરવામાં કંઇ સાર નહીં સાસુજી ! એ તો મોહિની કેટલીક કરામત કરનાર છે, અને જરૂર જણાતાં તેણી મને પાછી મળવા પણ આવનાર છે. તેણી શું કરે છે, અને કેવો રસ્તો લાવે છે, તે એક વાર માલમ પડયાં પછી શું કરવું, તેની સમજ પડે !"

"ઠીક તો; જેમ તારી મરજી !" કહીને ડોસી પણ વલોપાત કરતાં બોલી કે "હું તો કેટલાએ દિવસથી ધારતી હતી કે, આ સુધારો–સુધારો–સુધારો કરવા મંડયા છે, પણ એનું પરિણામ આખરે ખરાબજ આવશે ! હવે તેવુંજ થયું, અને મારૂં ધારેલુંજ આગળ આવ્યુંની બેટા ?"

" સાસુજી ! સુધારા કરનારાઓ શું દુરાચાર કરવા કહે છે કે ? કદી નહીજ. જેઓ સાચા સુધારકો છે, તેઓ તો ઉત્તમપણે ચાલવાનોજ બોધ આપે છે."

" તે જોઇએ તેમ હોય, પણ મને તો સુધારો પસંદ નથી ! બળ્યોરે તતારો સુધારો !"

" તમારે બોલવાનો વખત મળ્યો છે સાસુજી, ને મારે સાંભળવાનો વખત આવ્યો છે, એટલે લાચાર છું ! સુધારાનું ખોટું વગોણું પણ આવા પ્રસંગે ખરૂં ઠરે, તેમાં શું નવાઇ ? જેને જેમ બોલવું હોય તેમ ભલે બોલો !"

" બેટા ! તને ખોટું લાગે છે તો એ વાત જવા દે, અને હવે હાયઅફસોસ કરીને નાહક તારા જીવને સંતાપમાં નાંખ નહીં. જે ભગવતનું ધારેલું હશે તે બનશે !"

"તે તો છેજ ! જે થાય તે ખરૂં !" કહીને ચંદા વળી રડવા લાગી.

" વહુ ! રડ નહીં ! ભગવાનપર ભરોસો રાખ ! હોય ! એ દાહડા પણ વીતિ જશે ! રડવાથી કંઇ વળવાનું છે કે ? રડવા કરતાં ઇશ્વરનું રટણ કર, કે તે જગત્રાતા તારૂં ને તારા ધણીનું સારૂં કરે ! છાની રહે બેટા ! તને મારાં સમ છે ! હું જો તને વ્હાલી હોઉં તો છાની રહી જા, જોઉં !"

પછી ચંદાએ રડવાનું અટકાવ્યું, અને પુનઃ સાસુ સંગે ચોખા વણવાને બેઠી. ડોસીએ પણ દીકરાની વાત પડતી મૂકીને ચોખા વણતાં ભગવત ભજનનું એક સુંદર પદ ગાવા માંડયું.

——*——

## પ્રકરણ ૯ મું.

—***—

### દોહરો.

લાલ કરે વિચાર કે, પ્રેમ પરીક્ષા માંહ્ય;
પાસ થવું જોઇએ હવે, નહીં તો લાગે લાહ્ય!

### ત્રિજી મુલાકાતમાં—"તરત દાન ને મહા પૂન્ય!"

રમણીય રવિવારનો પ્રભાત પ્રકાશ્યો. આજે લાલની મોહિની સાથે ત્રિજી મુલાકાતનો દિવસ છે. પ્રભાત થતાંજ પલંગપરથી આંખો ચોળીને ઉઠતાંજ લાલે પલંગની સામે લટકાવેલા આયનામાં મ્હોં જોયાં પછી તેજ આયનાની પાસેના શ્રી ઠાકોરજીનાં દર્શન કરતાંજ તેનાં મ્હોંમાંથી એવી યાચનાના શબ્દો નિકળ્યા કે "હે! ભગવાન! અરે! પરમાત્મા! ઓ! પરમેશ્વર! શ્રી ઠાકોરજી મહારાજ! આજે તો હવે મારી મનઃકામના પૂર્ણ કરજો, અને મારી મનની માનેલી મોહિનીની મુલાકાત સફળ કરજો! આજે તેણી મળશે, અને આજની ત્રિજી મુલાકાત ફળશે તો સારી વાત છે! આજે પ્રેમ પરીક્ષા મારે આપવાની છે, અને તે પ્રેમ પરીક્ષા લેનાર માત્ર મોહિનીનું મન છે, માટે તે મનમાં આપ કૃપાળું કૃપા કરીને—એટલે પ્રવેશ કરીને, તે મનને મારી તરફ એવી રીતે વાળજો કે, તે મને પ્રેમ પરીક્ષામાં પાસ કરે, અને તેથી મારી માનેલી મોહિની મને મનથી મળે! આટલા દિવસો, અને આટલી મુલાકાતો માત્ર પ્રેમ પરીક્ષાના નિમિત્તને માટે મુલતવીજ રાખ્યા કરી, પણ આજની મુલાકાત વળી મુલતવી રહે નહીં, તેને માટે મને તેમજ મોહિનીના મનને સદ્બુદ્ધિ આપજો, કે

જેથી મોહિની મેળવવાને તલપી રહેલો આ નાજુક ને નમ્ર જીવડો શાંતિ રસનું પ્રિયકર પાન કરી શકે ! ઓ ! ઇશ્વર ! અરે ! મારા સંકટ ભંજન દેવ ! આટલીજ મારી તમને આજીજી છે ! આજની મુલાકાત સફળ કરજો ! મારા જગદીશ્વર ! જય ! જય ! જય ! પ્રભૂ ! તમને નમો નમઃ ! શ્રી હરિ ! મને તો માત્ર તમારો આશરો છે મહારાજ !" આ પ્રમાણે પ્રભૂ પ્રાર્થના કરીને તેણે હીંચકાપર બેસીને વિચાર કરવા માંડયો કે "જો આજે પણ પ્રેમ પરીક્ષામાં મોહિની મને પાસ નહીંજ કરે, તો પછી આજે છેવટે મારે તેણીની મરિયાદા મૂકીને મનસ્વિ આચરણ ચલાવવુંજ પડશે, અને આખરે મરતબો બાજૂપર નાંખી, તેમજ આબરૂ ઇજતને પાણીમાં પટકીને પણ મારે તેણીને છેવટના શબ્દોજ સંભળાવવા પડશે ! હવે તો ધીરની પણ ખીર થઇ ગઇ છે, અને શાંતિ પણ ભ્રાંતિની ભ્રમણતામાં ભાંગી પડી છે ! માટે હવે 'એક ઘાના બે કટકા' કર્યાં વિના ઉપાયજ નથી ! જોઉં છું કે, આજે કેવી મુલાકાત થાય છે, અને કેવું પરિણામ આવે છે !" આમ વિચાર કરીને તેણે તરતજ હજામને બોલાવીને હજામત કરાવી તથા માથાનાં કેશ કપાવી શીરની સુન્દરતા બનાવી દીધી ! બાદ હમેશના નિયમ પ્રમાણે ભોજન કરીને તે ઝરૂખામાં ઉભો રહ્યો, અને તેટલામાંજ સામેની બારીમાં મોહિની પણ આવી. તેણીને જોતાંજ લાલે ઇશારતથી પૂછયું કે "કેટલે વાગે ફરવા જવું છે ?" તરતજ મોહિની હાથના ચાર આંગળાં બતાવીને બારીએથી અંદર પસાર થઈ ગઇ ! પરંતુ લાલ સમજી ગયો કે "ચાર વાગે ફરવા જઇશું." આમ સમજીને તે પણ ચાર વાગવાની વાટ જોતો પોતાના બંગલામાં બેઠો.

સાડાત્રણનો સુમાર થયો. લાલે કપડાં સજ્યાં, બપકો કીધો, અને આરસામાં ચહેરો નિહાળી મૂંછોના આંકડા આમળ્યા. મન

પસંદ દેખાવ થયાંથી મનમાં ખુશ થયો, અને પછી પોણાચારને સુમારે બારીમાં ડોકિયું કરતો ખોંખારવા લાગ્યો ! તરતજ ખોંખારો સાંભળીને મોહિનીએ પોતાના દિવાનખાનાના ઘડિયાળમાં જોયું, અને તેણીએ લાલને સિગનલ આપી કે "હવે ચાલો" આમ નિશાની બતાવી તેણીએ પણ કપડાં બદલ્યાં, અને સપાટાબંધ નીચે ઉતરીને આગલે સ્થળે પહોંચવાને સીધી સડકપર ચાલતી થઇ. લાલ પણ પાછળ તડાકાબંધ ચાલ્યો. પેલા કુવાના હવાડાની પાળપરજ મોહિની જઇને બેઠી, અને થોડી મિનિટમાં લાલ પણ તેણીની સાથે જઇને ખુશ મિજાજમાં બેઠો. આજની મુલાકાત કરવાનો વાયદો મોહિનીએ આપેલા વચન પ્રમાણે બરાબર સાચવ્યાથી મોહિનીની મનોવૃત્તિ પોતાની તરફ વળેલી તેને સમજાઇ, અને તેથીજ તેના અંતઃકરણમાં વિશ્વાસનું વૃક્ષ ખીલી રહ્યું !

"કેમ છો લાલભાઇ ? આપણે આઠે દિવસે આજે મળીયે છીએ, માટે આઠ દિવસના અંતરમાં આપને કંઇ ફેરફાર ભાસે છે કે જેવો ને તેવોજ રંગ દિસે છે ?"

આ પ્રશ્નનો ઉત્તર ઘણીજ ગંભીરાઇથી લાલે આપતાં જણાવ્યું "પાકા રંગમાં ફેરફાર શાનો ? ફેરફાર તો કાચા રંગમાં થાય ! તેમજ જો પ્રેમ પાકો હોય તો તેમાં પણ ફેરફાર થાયજ શાનો કે મને ફેરફાર ભાસે ? મને તો આઠ દિવસના અને આજના રંગમાં કંઇ પણ ફેરફાર ભાસતોજ નથી, પણ જે રંગ આઠ દિવસપર હતો, તેજ રંગ આજે પણ ભાસે છે !"

"બરાબર છે. આપનો ઉત્તર ઉત્તમ છે, અને આ ઉત્તર સાંભળીને મારે ન્યાયને ખાતર કહેવું જોઇએ કે, પ્રેમ પંથનું પ્રથમ પગથિયું આપે પસાર કરી હવે આપ પ્રેમ પરીક્ષામાં પાસ થવાની આશા આપો છો ખરા ! પરંતુ દરેક ઉત્તરને છેડે આપે મને 'બહેન'

કહ્યાં કરવું. આ મારી સલાહ છેવટ સુધી તમારાથી સ્વિકારાશે કે ?"

"ખુશીથી સ્વિકારીશ. તમારી દરેક સલાહ સ્વિકારવાને માટે ખરા પ્રેમના બંધથી હું બંધાયલોજ છું, મારા વ્હાલા બહેન !"

"ખરા ! હવે તો તમે બરાબર ખરા ! 'બહેન' ની સાથે વળી 'વ્હાલા' શબ્દને વળગાડીને આપે ખરા પ્રેમનું જે બીજું પગથિયું, તે પણ પસાર કીધું છે, એમ પણ મારે ઇનસાફને ખાતર આ પ્રસંગે જણાવવુંજ જોઇએ મારા માનવંત ભાઇ !" આમ લાલને છાપરે ચઢાવી મોહિનીએ વળી પૂછ્યું "મારૂં આ બોલવું આપને આનંદમય લાગે છે કે શોકમય સમજાય છે વારૂં ભાઇ ?"

"આવો પ્રશ્ન પૂછવાની જરૂરજ નહોતી બહેન ! જ્યાં ખરો પ્રેમ છે, ત્યાં આનંદ શિવાય અન્ય સમજાયજ નહીં ! તમે જે પણ બોલો, પૂછો, અને સલાહ આપો, તે સર્વ મને આનંદમયજ છે, અને સમજાશે, એ પણ મારા મનનો પકો નિશ્ચય હું તમને પ્રગટ કરૂં છું બહેન !"

"વાહ ! આ પણ ઉમદા ઉત્તર ! પ્રેમનું ત્રિજું પગથિયું પણ આ ઉત્તર આપીને પસાર કીધું, અને તેને માટે આપને ધન્યવાદ આપું છું." કહીને મોહિનીએ વળી પૂછયું "હવે આપને મારે એ પણ પૂછવાનું કે, આપ મને અર્ધાંગના તરીકે માનવાનો વિચાર રાખો છો, કે એક સાધારણ સ્ત્રી તરીકે, કે માત્ર મહોબતની પૂતળી તરીકે ગણવાની ઇચ્છા ધરાવો છો ?"

"એ તમે શું બોલ્યા ! સાધારણ મહોબતની પૂતળી માનવાનીજ જો મારી ઇચ્છા હોય, તો તે કંઇ ખરો પ્રેમ ગણાયજ નહીં, પણ તે તો માત્ર મતલબનોજ પ્રેમ મનાય ! અને તેવો મારો વિચારજ નથી, પરંતુ મારા મનમાં તો તમો પ્રત્યે ખરા પ્રેમનાં કીરણો પ્રકાસ્યાં છે, અને તેથીજ તમને મારા અંતઃકરણના અર્ધાંગના તરીકેજ

જાણવાની, તેવાજ માનવાની, અને તેજ પ્રકારે તમારી સંગે વર્તવાની મારા મનની ઉત્કંઠા ઉભરાયલી છે, માટે હું તેમજ માનીશ."

"આ પણ આપનો 'અનૂપમ ઉત્તર છે! શાબાશ! પ્રેમનું ચોથું પગથિયું પણ આપે હવે પસાર કીધું, અને હવે તો માત્ર પાંચમું પગથિયુંજ પસાર કરવાનું રહ્યું છે, જે પણ આપ પસાર કરશો, એવી મને ખાત્રિ આવે છે." કહીને મોહિનીએ છેવટનો પ્રશ્ન પૂછયો કે "જ્યારે આપ મને અર્ધાંગના તરીકેજ માનવાના છો, ત્યારે તો આપની તમામ દોલત મારા નામની લખી આપવાની કૃપા પણ કરશોની ભાઇ?"

"અરેરે! આ તમે શું મ્હોટી વાત કહી! આ તમારી વાતમાં તો હું કંઇ પણ મહત્વ સમજતો નથી! જ્યારે કહો ત્યારે તમારી મરજી મુજબ લખી આપવાને હું તૈયાર છું. મને તેમ કરવામાં જરા પણ વાંધો નથી બહેન!"

"ઠીક ત્યારે ચાલો હવે તમારેજ બંગલે, અને એક પત્ર પર મને તે પ્રમાણેનો કાચો દસ્તાવેજ હાલ તરત લખી આપો."

"હા, ચાલો!"

તરતજ બંને જણાં ત્યાંથી ઉઠયાં, અને લાલને બંગલે ગયાં. ત્યાં એક કાગળ ઉપર નીચે મુજબનું કાચું લખત મોહિનીએ પોતાની અક્કલથી લખાવ્યું:—

"**પરમ પ્રિય મોહિની બહેન**—જત મેં મારી તમામ મિલ્કત–સ્થાવર કે જંગમ–સર્વ તમને બક્ષિસ આપી છે, અને હવે તેનાપર મારો કશો દર દાવો કે હક્ક રહ્યો નથી, તેમજ તમને આપેલી મારી તમામ બક્ષિસ મિલ્કતનો ઉપયોગ તમે જેમ તમારી મરજીમાં આવે તેમ કરવાને મુખત્યાર છો. આ બાબતનો પાકો દસ્તાવેજ જ્યારે પણ તમે કહો, ત્યારે હું કરી આપવાને બંધાઉં છું. આ દસ્તાવેજ મેં મારી રાજી ખુશીથી, તેમજ અક્કલ હુશીઆરીથી લખી આપ્યો છે.

લી. **શા. લાલમલાલ કરકસરદાસ**

સહી. દા. પોતે.

ઉપલો પત્ર લખાવીને મોહિનીએ તે પોતાના ખીસામાં મૂકયો, અને પછી બોલી "ચાલો ! હવે તો આપ પ્રેમ પંથના પાંચે પગથિયાં ચઢી ચૂકયા, અને ખરા પ્રેમની પરીક્ષામાં પૂરેપૂરા પાસ પણ થયા છો, એટલે હવે આપની બાબતમાં મારે વિશેષ કસોટી કરવાનું કામજ નથી. હવે તો એટલુંજ કે, આ કાચો દસ્તાવેજ કાલે વકીલની મારફતે પાકો કરાવી આપો, કે જે પછી આપણા પ્રેમ પંથનો પ્રારંભ પણ થઇ શકે. સમજ્યાની ?"

"શું તમને મારો વિશ્વાસ નથી બહેન ? હું શું ફરી જઇશ કે ?"

"ફરી જવાનો પ્રશ્નજ નથી, પણ આ તો નિયમનોજ પ્રશ્ન છે. પરઃસ્પર સ્નેહ સંબંધ સાચવી રાખવા માટે નિયમ પ્રમાણેજ ચાલવામાં ડહાપણ ગણાય છે, માટે કાલે પ્રથમ એજ કામ કરો, અને તે પછી આપણો આનંદ ઉજવાશે."

"સમજ્યો મારી બહેન, સમજ્યો !" કહીને લાલે જણાવ્યું "આવતી કાલે દશ વાગે આપણે બંને વકીલને ત્યાં જઇશું, અને આ દસ્તાવેજ કાયદાપૂર્વક કરાવી લઇશું. પછી તો બશ કેની બહેન ?"

"પછી વળી બાકી શું ? દસ્તાવેજ પાકો થતાંની સાથેજ તમને 'શેકહૅન્ડ' કરીને વળી 'થેંક યૂ' પણ કહીશ !"

બાદ તેણી આવતી કાલે દશ વાગે પાછા મળવાનું જણાવી પોતાને બંગલે ગઇ, અને લાલમલાલ પણ શાંતપણે, તોપણ વિચાર સાગરમાં ડુબકાં ખાતો પોતાના બંગલામાં બેસી રહ્યો.



# પ્રકરણ ૧૦ મું.

—***—

### દોહરો.

મિલ્કત સૌ બક્ષિસ છે, મોહિની માલીક માત્ર;
ચંદ્રા પ્રત્યે મોહિની, પવિત્ર પૂરૂં પાત્ર.

### ખરી ખુબી કરી !

ઠરાવ પ્રમાણે બીજે દિવસે દશ વાગતાં પહેલાંજ મોહિની યોગ્ય વસ્ત્રાલંકાર સજીને લાલને બંગલે ગઇ. લાલે પણ પોતાની ગાડી જોડાવીને તૈયારજ રાખેલી હતી. તેમાં બંને બેસીને વકીલને ત્યાં ગયાં. વકીલને સર્વ વાત સમજાવી, જે સાંભળીને તે પણ વિસ્મય પામવાની સાથેજ અંદરનો ભાવ સમજી ગયો, અને વિશેષ નહિ બોલતાં તે કાચા દસ્તાવેજની મતલબનોજ પાકો દસ્તાવેજ સ્ટાંપના કાગળપર લખાવી આપ્યો, અને નિયમસર રજીસ્ટર્ડ પણ તેજ દિવસે કરાવ્યો તે સર્વ ખટપટ કરતાં પાછલા પહોરના લગભગ ચાર વાગે તેઓ બંને પરવાર્યાં, અને પુનઃ પોતાના બંગલા તરફ આવ્યાં. બંને ગાડીમાંથી ઉતર્યાં, અને છૂટાં પડતાંજ મોહિની બોલી “ જૂઓ ભાઇ ! અત્યારે મારૂં માથું, આખો દિવસ રખડવાથી દુખી આવ્યું છે, અને એવાં તો ચક્કર આવે છે કે, જાણે હમણાંજ પડી જવાશે ! માટે સાંજે તમે પોતેજ બને તો મારે બંગલે આવજો ભાઇ!”

“ વારૂં, હરકત નહીં; હું વાળુ પાણી કરીને જરૂર આવીશ.”

બાદ મોહિની પોતાના બંગલામાં ગઇ. અને લાલ પણ પોતાને બંગલે ગયો. લાલ શાંતિથી આનંદ પામતો વિચાર કરવા લાગ્યો

કે "ચાલો ! આખરે ધાર્યું પાર પડયું ! મોહિની ગમે તેમ પણ મનાઇ તો ખરીજ ! હવે એના પતિનો વાંધો કેમ દૂર કરવો, તેનો વિચાર પણ મોહિની સાથે મળીને કરવોજ પડશે ! તે માંદો તો મહિનાઓ થયાં ચાલે છે, પણ હજી મરતોએ નથી, કે પાપ પતિ જાય ! કંઇ રસ્તો તો કરવોજ પડશે ! કયાં તો તે પતિ–પત્નિ વચ્ચે ટંટો તોફાન કરાવીને મોહિનીને તેની પાસેથી કહાડવી પડશે, કે કયાં તો તેણીના પતિને કોઇ ડૉકટરને લાલચ આપીને નાશવંત દવા અપાવવી પડશે ! એવું કંઇ પણ કાળું–ધોળું કરવુંજ પડશે ! એ બાબતમાં મોહિની શું સલાહ આપે છે. તે ઉપર બધો આધાર છે !" આમ વિચાર કરી સાયંકાળ થયાં પછી તેણે ભોજન કરી લીધું, અને પછી માથે ટોપી મૂકીને તે મોહિનીને બંગલે ગયો.

બંગલાના નીચેના–ભાગમાંજ રસોડામાં રસોઇયાની સન્મૂખ પાટલાપર મોહિની બેઠી હતી. તેણીએ લાલને આવકાર આપતાં કહ્યું "આવો લાલભાઇ, પધારો ! વાળું પાણી કરી પરવારીને આવ્યા છોની, કે હજી વાર છે ?"

"પરવારીનેજ આવ્યો છું." કહીને લાલે તેણીને પૂછ્યું "કેમ, હવે આપની તબિયત કેમ છે વારૂં ? માથું દુખતું બંધ થયું કે નહિ ?"

"ના. હજી તો માથામાં જાણે કોઇ ઘા મારતું હોય તેમ થયાં કરે છે ! એ તો રાત્રે નિરાંતે નિદ્રા આવશે, તે પછી પ્રભાતમાં શાંત થઇ જશે."

"તો આજે જરા વેહેલાંજ સૂઇ જાઓની કે જીવને આરામ મળે."

"હા; તેમજ કરૂં છું ભાઇ !" કહીને મોહિની પાટલેથી ઉઠી, અને બોલી "તમે પણ જલદીથી સૂઇ જાઓ, અને આવતી કાલે પ્રભાતમાં આઠેક વાગતાંને સુમારે પુનઃ અત્રેજ આપ પધારજો, એટલે વિશેષ વાતચીત કરીશું."

"ઠીક!" કહી લાલ પણ મ્હોં પર ઉદાસી પાથરતો ચાલતો થયો.

લાલ બંગલે ચાલ્યો ગયો, પણ તેને રાત્રે નિદ્રા આવીજ નહીં! તે વિચારવા લાગ્યો કે "આટલો પાકો બંદોબસ્ત થઇ ગયાં છતાં. અને તેણીનાં કહેવા પ્રમાણે સર્વ વ્યવસ્થા થયાં છતાં હજી સુધી તેણી તો મને 'ભાઇ' કહીનેજ બોલાવે છે! 'ભાઇ' ને બદલે 'પ્યારા! વ્હાલા! નાથ! પ્રાણપતિ!' એવાં પ્રેમી વચનોથી ક્યારે બોલાવશે, તેની પણ કંઇ સમજ પડતી નથી! તેણી મને હજી પણ 'ભાઇ' કહે છે તે સાંભળીને મારો તો જીવ બળીને ખાખ થઇ જાય છે! ક્યાં સુધી 'ભાઇ' સાંભળવું, અને મારે પણ 'બહેન' બોલ્યા કરવું? એ 'ભાઇ' અને 'બહેન' નો છેડો ક્યારે આવશે ને શું થશે! આ તો હવે ના ખમાય! માટે કાલે તેણીને મળતાંજ એ બાબતમાં તો તોડી ફોડીને ફડચો લાવી નાંખવાનોજ, અને તેણીને બરાબર સમજાવીને સફાચટ કહી દેવાનો! કેમકે હવે તો મારાથી એ 'ભાઇ–બહેન' નો સંબંધ નહીં સચવાય, અને તે શબ્દો હવે સંભળાય પણ નહીં, તેમજ ઉચ્ચારાય પણ નહીં! માટે એ બાબતનો તોડ તો તડાફાબંધ કાલે ને કાલેજ તડ ને ફડ કરી નાંખીશ, અને તેણીને ખુલ્લી રીતેજ કહીશ કે "હવે એ શબ્દો નહીં પાલવે!" આમ બોલવામાં હવે તો હું કંઇ તેણીનાથી બ્હીનાર પણ નથી!" આમ અનેક વિચાર તરંગ ચાલતાં આખરે પ્રભાત થઇ, અને પછી નાહી ધોઈને ભાઇ સાહેબ ઠરાવ પ્રમાણે મોહિનીને બંગલે તતરબંધ તોરમાં પહોંચ્યા!

"આવો! માનવંત ભાઇ, પધારો! આ ખુરસીપર બિરાજો!" મોહિનીએ ઘણો સત્કાર આપતાં જણાવ્યું "આપ ઠીક વખતસર આવ્યા છો. આપના ભાઇ–મારા પ્રાણનાથ હમણાંજ ડૉકટરને ત્યાં પધાર્યા છે."

" તમારા પ્રાણનાથ તો હું કે તે ? " લાલ ખુલ્લી રીતે હિમ્મતથી બોલ્યો " હવે તો તમારો પ્રાણનાથ કે પ્રાણપતિ હું પોતે !"

" વળી ઉતાવળ કરી કે ? વળી મારી સલાહનું સત્યાનાશ વાળી, બાંધી તૈયાર કરેલું ઘર ગગડાવી પાડવાનો વિચાર છે કે શું ? પ્રેમ પંથનો ગ્રંથ તૈયાર કીધાં પછી તેને ફાડી નાંખી નિરઉપયોગી કરવાનોજ વિચાર હોય તો હમણાંથીજ બોલી જજો ! હજી કંઇ બગડયું નથી ! હજી તો બાજી હાથમાં છે ! છેકજ ઉતાવળા બની પ્રેમ પાણીના ભરેલા વાસણને ભાંગી નાંખી પ્રેમ જળ જતું મૂકવાની આ તો તમારી રીત લાગે છે ! શાંતતા, ધૈર્ય, અને ધીર તો જાણે ભૂલીજ જાઓ છો ! "

" હવે આપણો પતિ-પત્નિનો કૉન્ટ્રૅક્ટ રજીસ્ટર્ડ થઇ જવા છતાં હજી પણ તમે મને આમજ બોલો છો, એનું શું કારણ ? "

" પતિ-પત્નિનો કૉન્ટ્રૅક્ટ રજીસ્ટર્ડ થયો નથી, પણ હજી તો ભેટ સોગાદનો સોદો રજીસ્ટર્ડ થયો છે, અને જ્યાં સુધી હું તમને 'ભાઇ' કહું તથા જ્યાં સુધી તમે મને 'બહેન' કહો, ત્યાં સુધી તમારો ને મારો 'બહેન' અને બન્ધુપણાંનોજ ભાવ કાયમ જાણવો. "

" ત્યારે આપણો 'ભાઇ-બહેન' નો સંબંધ હજી ક્યાં સુધી કાયમ રહેશે ? "

" તેનો ખુલાસો આજેજ સાયંકાળ પછી રાતના સુમારે નવ વાગે થશે. "

" આજે ને આજે ખુલાસો થશે તો ખરેની બહેન ? "

" હા ભાઇ હા ! આજે ને આજેજ તે ખુલાસો કરી નાંખવાનો મારો પણ ચોક્કસ વિચાર છે, માટે આજે રાત્રે નવ વાગતાંને સુમારે તમે અત્રેજ ખુશીથી પધારજો ભાઇ ! "

" વારૂં બ્હેન !" કહીને વળી લાલે પૂછ્યું " પણ હું આવ્યો ત્યારે તમે એવી મતલબનું બોલ્યા કે ' તમે ઠીક વખતસર આવ્યા છો, આનો શો અર્થ ?"

"તેનો અર્થ એટલોજ કે, મારા પતિ બહાર ગયલા હોવાથી આપણે કદાચ મ્હોટે સ્વરે વાત કરીએ, તોપણ કંઇ પણ વાંધો નહીં. આટલોજ હેતુ મારે તેમ કહેવાનો હતો. એ શિવાય તેમાં કંઇ બીજી મતલબ હતીજ નહિં, સમજ્યાની ભાઇ ?" કહીને મોહિનીએ તેને વિદાયે કરવાના વિચારથી સૂચવ્યું "હમણાં મારા પ્રાણનાથનો આવવાનો વખત થયો છે, માટે હમણાં તો તમે ચાલ્યા જાઓ, અને રાતના નવને સુમારે અવસ્ય પધારજો."

" ઉપર આવું કે નીચેના ભાગમાંજ એસું બહેન ?"

" તમે નીચેના રૂમમાંજ ખુરસી પર બેસજો, અને હું પણ તમારે માટે ખાસ નીચેજ બેસીશ. તે વાતની તમારે ફિકર કરવી નહીં ભાઇ !"

" વારૂં બહેન ! મ્હોટી મહેરબાની !" કહીને લાલ પુનઃ પોતાને બંગલે ગયો, અને હવે સાયંકાળ થવાની રાહ જોતો ઉત્સાહમાં આજનો દિવસ નિર્ગમન કરવા લાગ્યો.

બપોર પછી પરવારીને મોહિની, પોતાના નોકરને લઇને ચંદાને મળવાને તેણીના મકાને સંચરી. આ વખતે ચંદાની સાસુ ગોદાવરી ડોસી ન્યાતમાં એક જણ આજારી હોવાથી તેને જોવાને ગઇ હતી, જેથી ચંદા એકલીજ દિવાનખાનામાં બેઠી હતી, અને એટલામાંજ મોહિની ત્યાં જઇ લાગતાં ચંદાએ હુમળકાભેર તેણીને જણાવ્યું "ભલે પધાર્યા મોહિની બહેન ! અત્યારે મારા સાસુજી ન્યાતમાં એક માંદા માણસને જોવા ગયા છે, અને હું ઘરમાં એકલી હોવાથી મને ગમતું નહોતું, જેથી તમે આવ્યા તો મને અંતઃકરણ પૂર્વક

આવ્યા ! હવે જાણે મારૂં મન તમને જોતાંજ કેવું આનંદમય થયું છે ! તમને મળવાને આજ પ્રભાતથીજ મારૂં મન તલપી રહ્યું હતું ! વારૂં બહેન, બીજી કંઇ નવી-જૂની ખબર છે ખરી કે ? મારા સ્વામિના શા સમાચાર છે ?"

"સારા સમાચાર છે, અને મેં ધાર્યા પ્રમાણેજ બધો ઘાટ ઠીકજ ઘડયો છે !"

"શું ઘાટ ઘડયો છે ? મારા પતિએ મને બંગલે રહેવા બોલાવી છે ?"

"બોલાવ્યા તો નથી, તોપણ બોલાવવા જેવો રસ્તો મેં આણ્યો છે !" કહીને મોહિનીએ પેલો પોતાને લખી આપેલો દસ્તાવેજ ખીસામાંથી કહાડીને ચંદા પાસે ખડિયો ને કલમ માંગી લઇ, તેજ દસ્તાવેજની પાછળ તેણીએ લખી આપ્યું કે "આ દસ્તાવેજમાં દર્શાવેલા તમામ હક્ક ચંદાબાઇ, તે આ દસ્તાવેજ લખી આપનાર લાલમલાલ કરકસરદાસની પત્નિને હું અર્પણ કરૂં છું. હવે આ દસ્તાવેજ પર મારો કે મારા કોઇ પણ વંશ વારસ અથવા મારા કોઇ પણ લાગતાં વળગતાંનો કોઇ પણ પ્રકારનો હર દાવો કે હક્ક રહ્યો નથી. પરંતુ આ દસ્તાવેજના સર્વ પ્રકારના હક્ક ચંદાબાઇનાજ છે." આ પ્રમાણે લખી આપીને તે દસ્તાવેજ મોહિનીએ ચંદાના હાથમાં આપતાં જણાવ્યું કે "આ દસ્તાવેજ તમે બરાબર સંભાળીને રાખી મૂકજો બહેન !"

ચંદાએ તે દસ્તાવેજ વાંચીને જણાવ્યું "આ તો ગજબ કીધો બહેન !"

"આમ કરવાનું કારણ એજ છે કે, લાલભાઇ કદાચ આગળ જતાં ખરાબ રસ્તે ચઢીને બધીએ દોલતની બરબાદી કરી નાંખે '

માટેજ મેં હિકમતથી મારા નામપર લખાવી લીધું, અને મેં તમને આ દસ્તાવેજનો હક્ક લખી આપ્યો, જેથી તમારી દોલત સચવાઇ રહેશે, અને તમે કે તમારા પતિ ભવિષ્યમાં રોટલો તો સુખેથી ખાશો !"

"ઘણો ઉપકાર ! વધારે સ્તુત્ય શબ્દો મારી પાસે નથી, પરંતુ ટુંકમાં એટલુંજ કહું છું કે, એક સગી બહેન કરતાં પણ અધિક સગાઇનો સ્નેહ તમે બતાવ્યો છે !"

"એ તો મેં મારો ધર્મ બજાવ્યો છે." કહીને પછી મોહિનીએ ચંદાને જણાવ્યું "હવે આજે સાયંકાળ થયાં પછી તમે અહીંથી નિકળી આઠેક વાગતાંને સુમારે મારે બંગલે ગૂપચૂપ આવજો. સારાં વસ્ત્રાલંકાર સજીનેજ આવજો કે, મારા લાલભાઇ તમને જોતાંજ મોહિ પડે ને ખુશ ખુશ થઇ જાય !"

"કેમ વારૂં ? તેમણે મને બોલાવી છે, કે તમારે બંગલે આજે કંઇ ધામધૂમ છે ?"

"બધુંએ છે ! તમે તમારે આવજો તો ખરા, અને પછી સૌ સારૂંજ થશે !"

"ઠીક છે; આવીશ. તમારી સલાહ સ્વિકારવાને હું બંધાયલી છું બહેન !"

"તમે ત્યાં આવ્યા પછી બધોએ ખુલાસો થઇ જશે." આમ જણાવી મોહિની ત્યાંથી ઉઠીને પુનઃ પોતાને બંગલે ગઇ.



# પ્રકરણ ૧૧ મું.

—***—

દોહરો.

રંગ જમાવે મોહિની, લાલ થયો છે દંગ;
ચકિત્ થઇ ઠંડો થયો, પ્રગટયો અન્ય પ્રસંગ!

## મોહિનીએ ખરી મોહિની બતાવી!

મનહર મોહિનીનો બંગલો વિશાળ છે, અને તેમાં દરેક પ્રકારની સુંદર સગવડતા છે. બંગલાના નીચલા ભાગમાં પાંચ ઓરડા છે, જેમાં છેલ્લા ભાગમાં બે ઓરડા છે, અને તે બંને લગોલગ હોવાથી એક બીજા ઓરડામાં વાતો થતી હોય તો તે સાંભળવાને માટે વાંધો આવે તેમ નથી.

અત્યાર સુધીમાં મોહિનીએ લાલમલાલ સાથે જે જે ગોઠવણો કરેલી તથા આજે પણ જે ગોઠવણ કરવા તેણીએ ધારી છે, તે તમામ વાતથી તેણીએ પોતાના પતિ મોહનલાલને વાકેફ કીધા છે, તેમજ ખાસ કરીને મોહનલાલની સલાહ પણ તેણી આજ સુધી લેતીજ આવી છે, અને તેની કેટલીક સૂચનાઓથી મોહિની પોતાની ગોઠવણમાં વધારે હિમ્મતવાન પણ બની છે. સારાંશ કે, તે શુભ વિચારનાં પતિ-પત્નિ લાલનાં ભલાંને માટેજ, તેમજ ચંદાનાં હિતને ખાતરજ આ બધી નિર્મળ ખટપટ કરવાની તસ્દી લે છે.

સાયંકાળ થયો. મોહિનીની સલાહ પ્રમાણે ચંદાએ સોળે શણગાર સજયા, અને ઇંદ્રની અપ્સરા જેવો દેખાવ કરી મોહિનીને બંગલે

આવવાને તેણી તૈયાર થઇ. ગોદાવરી ડોસીએ પૂછ્યું "વહુ! આજે આ બધા વસ્ત્રાલંકર સજીને કયાં જાય છે બેટા?"

ચંદાએ નમ્રતાથી જણાવ્યું "મોહિની બહેને મને બંગલે બોલાવી છે, માટે ત્યાં જાઉં છું સાસુજી!" આમ કહી ચંદાએ, ડોસીને મોહિનીએ કહેલી વાત કહી સંભળાવી.

ડોસી વિસ્મય પામી. ચંદાને ત્યાં જવાનો ભેદ સમજાયો નહિ! મોહિનીએ પણ ચદાને બધો ભેદ સ્પષ્ટ સમજાવ્યોજ નહોતો. આમ હોવાથી ચંદા પણ ડોસીને સ્પષ્ટ ખુલાસો કેવી રીતે કરી શકે? તોપણ ચંદાએ સહજ ઇશારાથી ડોસીને સમજાવી, જે પછી ડોસીએ જણાવ્યું "રાતનો વખત છે, માટે જોખમ સાથે સંભાળીને જજે!"

"ગાડીમાંજ જવાની છું સાસુજી!" ચંદાએ સમજાવ્યું "વળી મેં કંઇ વિશેષ જોખમ અંગ પર રાખ્યું નથી. માત્ર ગળામાં એક નેખલેસ, કાનમાં એરીંગ, અને હાથમાં એકેકી બંગડી શિવાય બીજું જોખમ છેજ નહીં."

"ત્યારે સારૂં." ડોસીએ પોતાનો સંતોષ બતાવતાં પૂછ્યું "અને પાછી કયારે આવશે? છેક મોડી રાત થાય તો મોહિનીને ત્યાંજ રહેજે."

"તે તો ત્યાં ગયાં પછી સમજાય, પરંતુ છેક મોડી રાતના મોહિની બહેન પણ મને મોકલેજ નહીં. તે ઘણા ડાહ્યા ને સમજદાર છે, અને મારાં પર તેમનો ઘણોજ સ્નેહ ભાવ છે."

"તે મને માલમ છે, અને તેથીજ તને હું જવા દઉં છુંની!"

આ પછી ચંદા તરતજ ભાડાંની ગાડી મંગાવીને તેમાં બેસી મોહિનીને બંગલે ગઇ. બંગલો આવતાંજ ગાડી ઉભી રખાવી, અને અંધારૂં હોવાથી બંગલામાં તેણી ચડપ દઇને ઘુસી ગઇ!

પ્રથમ તો ચંદાનો હાથ પકડીને મોહિની તેણીને પોતાના પતિ પાસે લઇ ગઇ. તેણીને જોતાંજ પરમાર્થપણાં પર પ્રેમ ધરાવનાર મોહનલાલે ભલા ભાવથી પોતાના પલંગની પાસે બેસાડી, અને કહ્યું "તમે જરા પણ ગભરાશો નહીં બહેન ! તમારૂં ભલું તો ભગવાનજ કરનારો મહા સમર્થ છે, તોપણ અમારાથી પણ તમારૂં ભલું થશે તેટલું કરવાને અમે ચૂકનાર નથી. તમારા પતિને અમે ઠેકાણે લાવવાને, અને કોઇ પણ પ્રકારે તમો અને તે એક જીવ જેવાં પુનઃ થઇ જાઓ, તેને ખાતરજ આ બધી અમારી કોશિષ છે."

"તેને માટે તમો બંનેનો હું અત્યંત ઉપકાર માનું છું, અને હું પણ તમો બંનેને મારાં અંતઃકરણનાં શુભેચ્છક તરીકેજ માનું છું. તમારો ગૂણ મારાથી કદી પણ ભૂલાવાનો નથી ! મારાં માબાપની ગરજ તમે સારો છો ! આવો ઉપકાર બીજું કોણ કરી શકે ?"

"ઉપકાર જેવું છેજ નહીં, પણ પાસે બેસવાનો સ્નેહીનો જે ધર્મ તે અમારે બજાવવોજ જોઇએ, અને તે યથાશકિત બજાવીએ છીએ તથા હવે પછી પણ બજાવીશું."

બાદ મોહિની તેણીને પુનઃ નીચે લઇ ગઇ. નીચેના બે ઓરડામાં ખુરસી વિગેરે બેસવાનાં સાધનોની જોગવાઇ તો મોહિનીએ અગાઉથીજ કરી રાખી હતી. આગલા ઓરડામાં ચાર ખુરસી ને વચમાં એક ટેબલ હતાં, જ્યારે તેની સાથેના ઓરડામાં એક સોફા કોચ, અને ચાર–પાંચેક ખુરસીઓ ગોઠવેલાં હતાં. કોચ પર ચંદાને બેસાડી, અને પછી મોહિનીએ જણાવ્યું "તમે અહીંજ બેસજો, અને તમારા પતિ આવનાર છે, તેમને આ સાથેના આગલા ઓરડામાંજ હું બેસાડીશ. પછી અમારી કેવી વાતચીત ચાલે છે, તે પણ તમે કાન દઇને બરાબર સાંભળજો. આ બંને ઓરડાની વચ્ચેનું બારણું અમથું અડકાવી રાખજો, પણ તે ખોલતાં નહિ, તેમજ તમે આગલા

ઓરડામાં અમારી સન્મૂખ મારાં બોલાવ્યા શિવાય આવતાં પણ નહીં. તક મળતાંજ તમારા પતિને તમારી મુલાકાત આજે કરાવવાનો મારો વિચાર તો છે, પરંતુ અત્રે આવ્યા પછી તેઓ મારી સાથે વાતચીત કરતાં કેવો રંગ બતાવે છે, તે જોયાં પછી વાત."

"વારૂં બહેન! તમે જે કરશો તે મારે માન્ય છે!"

"વળી અહીં તમે બેઠાં છો, એવો સંશય લાલભાઇને આવેજ નહીં, માટે અહીં શાંતપણે બેસજો, અને બનતાં સુધી ખોંખારતાં પણ નહીં, કે જેથી તેઓને તમારી હાઝરીનો શક જાય."

"બહુ સારૂં બહેન!"

"હવે નવ થવા આવ્યા છે, અને તેમનો આવવાનો સમય થયો છે, માટે હવે હું બહારજ જઇને બેસું છું." કહીને મોહિની વચલો દરવાજો અડકાવીને બહાર નિકળી, અને ઓટલાપર જઇ ખોંખારીને લાલમલાલને સિગનલ આપવાથી તેણે પણ ખોંખારીને જુવાબ આપ્યો. તરતજ તે પણ આવ્યો. તેને મોહિનીએ આગલા ઓરડામાં ખુરસીપર બેસાડયો, અને પોતે પણ તેની સામેની ખુરસી પર બેઠી.

"કેમ, હજી પણ દૂરજ બેસવાનો વિચાર છે કે?"

"હા. પાસે બેસતાં વાર છે ભાઇ, અને હજી પણ તમારે મને બહેન તરીકેજ બોલાવવી, અને હું પણ તમને ભાઇ તરીકેજ બોલાવીશ."

"હજી પણ એમજ કે?" લાલે વિસ્મયતા પામી પૂછ્યું "આપણાં ભાઇ-બહેનના સંબંધનો છેડો કયારે આવશે, તે તો બોલશોની?"

"અબઘડી તે બધોએ છેડો આવી જશે, અને અત્યારે ને અત્યારેજ સામટો નિકાલ સદાને માટે લાવી નાંખીશું. હવે વળી વાર શાની?"

"થોડી વાર કે ઘણી વાર, તે બાબતનો પ્રશ્નજ નથી, પણ હવે કંઇ વાંધો તો નથીની?"

"વાંધો શાનો? વાંધો હશે તોએ સાંધો મળી જશે!"

"સમજ્યો બહેન સમજ્યો! તમે પણ જબરા મગજવાળા છો!"

"જબરૂં મગજ નહીં હોય તો નબળું થાય, ને નખ્ખોદ જાય! માટે મગજને તો હંમેશાં તમારે ને મારે મજબૂતજ રાખવું જોઇએ." કહીને મોહિનીએ પૂછ્યું "વારૂં ત્યારે હવે તમારો શો વિચાર?"

"વિચાર માત્ર તમને મળવાનો, અને આનંદ કરવાનો! એ શિવાય બીજો વિચારજ નહીં!"

"તમે ખરો આનંદ શામાં માનો છો, મારા માનવંતા ભાઇ?"

"આપણાં વચ્ચે ખરો પ્રેમ સાધવામાં, મારા માનવંતા બહેન!"

"ખરા! ઘણીજ સમજશકિતની સ્વાત કહી!" કટાક્ષ કરતાં મોહિની બોલી "પ્રેમ પરીક્ષામાં તમે પૂર્ણપણે પાસ થયા છો, એટલે હવે તમારી વાણીમાં વાંધો હોયજ નહિ."

"હવે વાંધો છેજ નહીં. માત્ર મોહિની મળે એજ બાકી છે!"

"મળશે! તમને મોહિની મળશે તો મળશે, અને તે પણ વળી ખરી મોહિનીજ મળશે!"

"ખરી ને ખોટી, એમ બે મોહિની થોડીજ છે?"

"જૂઓ ભાઇ! મોહિનીના બે પ્રકાર છે. ખરો ને ખોટો! માટે તમને ખરી મોહિની જોઇએ છે કે ખોટી? આનો મારે ખાસ ખુલાસો જોઇએ છે."

"ખરી મોહિનીજ જોઇએ છે. ખોટી મોહિનીની તો સામું પણ હું નહીં જોઉં!"

"સાચુંજ બોલો છો કે ?"

"સાચું નહીં તો શું ખોટું ?" લાલ જરા ચીડવાઇને બોલ્યો "હજી પણ તમને મારાં બોલવાપર વિશ્વાસ નથી ? હું જે બોલું છું તે સાચુંજ બોલું છું."

"ચીડવાશો નહીં ભાઇ ! અત્યારે ચીડાવાનું કંઇ કામ નથી, પણ શાંતિનું કામ છે. શાંતતાથી સર્વ સારૂંજ થશે, અને ખરી મોહિનીજ તમને મળશે !"

"મારે પણ ખરી મોહિની મેળવવાનીજ ગરજ છે, અને તેજ ખરી મોહિની મારા મ્હોં સામું પરમાત્માએ હાજર પણ રાખી છે."

"ખરૂં છે. પરમાત્મા પણ પરિપૂર્ણ ન્યાયી છે, અને તેણેજ અત્યારે તમને ખરી મોહિની મેળવી આપવાનો શુભ પ્રસંગ બક્ષ્યો છે, એ પણ નિશ્ચય માનજો." કહીને વળી આસ્તે રહીને તેણીએ પૂછ્યું "ખોટી મોહિની કઇ ને ખરી કઇ, તેની પરીક્ષા તો તમે કરી શકશોની પ્યારા ભાઇ ?"

"શા માટે નહીં ? એ તો એક નાદાન છોકરો પણ પરીક્ષા કરી શકે ! એમાં શું મ્હોટી વાત છે ?"

"જૂઓ ! માફ કરજો ! ગુસ્સો કરશો નહીં ! મેં જેમ તમારી પ્રેમ પરીક્ષા લીધી છે, તેમજ હવે ખરી મોહિની અને ખોટી મોહિનીના પરીક્ષક બની તમારે પણ તેની પરીક્ષા લેવાની છે ! એટલે પ્રેમની પરીક્ષક હું, અને મોહિનીના પરીક્ષક તમે ! આમ મારો મત છે."

"હું તો ખરી મોહિનીની પરિક્ષા કયારનોએ કરી ચૂકયો છું ! હવે કંઇ પરીક્ષા કરવાની બાકી નથી."

"હજી બાકી છે ! હવેજ તમારી પરીક્ષા શકિતનો સૂર્ય પ્રકાશનાર છે તો ! સમજ્યા ?"

"એટલે ! હજી સૂર્ય પ્રકાશવાનો રહ્યોજ છે કે ?"

"હા, ભાઇ હા ! જ્યારે તમે ખરી મોહિનીની પરીક્ષા કરશો, ત્યારેજ તમારી પરીક્ષક શકિતનો સૂર્ય પ્રકાશેલો ગણાશે, અને ત્યારેજ તમારી પરીક્ષક શકિતની કસોટી પણ કરાશે !"

"અરે રામ ! રામ ! ! રામ ! ! !" લાલે કંટાળીને જણાવ્યું "તમારા મગજે તો મને અવધી બતાવી છે ! એ બધી પરીક્ષાની પંચાતી ક્યારે પતશે, તે પણ મને તો સમજાતું નથી !"

"હમણાં સમજાશે ! જરા ધીરા પડો !" કહીને મોહિની પણ હવે અણીની વાત પર આવીને બોલી "ચાલો ત્યારે હવે તે પરીક્ષા કરવાનો પ્રસંગ જલદી લાવી નાખું ! પછી તો રાજી કેની ?"

"અલબત રાજી ! મારે પણ તેજ પ્રસંગ તાકીદે જોઇએ છેની !"

"ત્યારે હવે તમને પ્રથમ ખોટી મોહિની બતાવું, અને પાછળથી ખરી મોહિની બતાવું કે મારા ભાગ્યશાલી ભાઇ ?"

"મારે પ્રથમથીજ ખરી મોહિનીની જરૂર છે. ખોટી મોહિની મારે નથી જોઇતી. જે ખરી મોહિની છે, તેજ મારે જોઇએ, એ મારી વાત તમારા મગજમાં તમે ખાસ નોંધી રાખો !"

"ઠીક ત્યારે ! ચાલો ઉઠો મારી સાથે ! આ સાથેના ઓરડામાં આપને ખરી મોહિનીજ મળશે !" આમ જણાવીને મોહિની તેનો હાથ પકડીને દરવાજા પાસે લઇ ગઇ. દરવાજો પગેથીજ ઝટ ઉઘાડી નાંખ્યો, અને કોચપર બેઠેલી ચંદાને આંગળીથી બતાવતાં મોહિની બોલી "લો ! જોઇ લો આ તમારી ખરી મોહિની !"

લાલ અનહદ આશ્ચર્યતામાં ડુબી ગયો ! તે ચમકીને બબૂક જેવો ચહેરો કરી ચંદાની સામું સ્થીરતમાં જોઇજ રહ્યો ! ચંદાની આંખો પણ ધરતી તરફ ચોંટી ! શાંતતાની સપાપર ચૂપકીદીની ચાદર પથરાઇ રહી !

—✻—

# પ્રકરણ ૧૨ મું.

—***—

દોહરો.

સમજાવ્યો છે લાલને, શીખ દઇ સુખકાર;
પતિ–પત્નિને મેળવ્યાં, ધાર્યું થયું નિર્ધાર.

## માંગ્લિક મેલાપ.

ચતુર મોહિનીએ, લાલમલાલને ખરી મોહિની બતાવ્યાં પછી લાલને શરમિંદી સ્થીતિમાં ચંદાની બાજુમાંજ હાથ પકડીને બેસાડયો, અને પોતે પણ તેમની સામે ખુરસી મૂકીને બેઠી. બાદ મોહિનીએ સદ્દબોધનું આખ્યાન ચલાવતાં જણાવ્યું "શરમાઓ છો શા માટે? એજ તમારી ખરી મોહિની છે. હું મોહિની તો માત્ર નામની છું, અને ખરી મોહિની તરીકે મને માનનાર મારા પતિ શિવાય, અન્ય કોઇજ નથી! તેમજ તમો ભાઇની ખરી મોહિની આ ચંદા બહેનજ છે, અને એમને ખરી મોહિની માનવાની આપ શિવાય અન્યની તાકાત પણ નથી! પતિની ખરી મોહિની લગ્નની પોતાની પત્નિજ છે, અને પત્નિનો ખરો મોહક લગ્નનો પોતાનો પતિજ છે, એ શિવાય અન્ય મોહિની કે મોહક વ્યથા છે, એ આપે અંતઃકરણમાં માનીજ રાખવું. મને નવાઇ લાગે છે કે, ઇશ્વરે આપને આવી અનુપમ મોહિની મેળવેલી છતાં આપની દૃષ્ટિ ભ્રષ્ટ કેમ થઇ? આવી ભ્રષ્ટતા ભવિષ્યના ભાગ્યોદયનો ભંગ કરે છે, અને તેમાંથીજ પતિ–પત્નિના સંસારનું સત્યાનાશ વળે છે! પતિએ એક પત્નિવ્રત્ત પાળવું, એજ પુરૂષનો પ્રકાશિત ધર્મ છે, અને પત્નિએ પણ એક પતિવ્રત્ત પાળવું, એજ

સ્રતિતો પણ ધર્મ છે. મને મહા ખેદ સાથે કહેવું પડે છે કે, આપે મારા પર કુદ્દષ્ટિ કરીને આપના ધર્મને કલંક લગાડયું છે! વળી આપની મતિ મારા પ્રત્યે બદઘાનતમાં બદલાઇ જવાથીજ, આપે આ મારા ચંદા બહેનને આપના બંગલામાંથી હાંકી કહાડયા, અને હું નિષ્કલંકી છતાં, આપે તેમ કરવામાં મારૂં નિમિત્ત પ્રગટ કીધું, અને તેથીજ તમો બંનેનો પુનઃ સંબંધ સાંધી આપવાની ફરજ મારે માથે આવી પડી, જે મેં અત્યારે બજાવી છે મને નથી સમજાતું કે, આપે આવા સોહામણા, ચતૂર ને ચંદ્રમુખી ચંદા બહેનને બંગલામાંથી હાંકી કહાડવા માટે ખરા પ્રેમને પણ ભૂલી જવાની કેમ હિમ્મત કરી? મેં આપની ખરા પ્રેમની પરીક્ષા લેવા માટે વારંવાર કસોટી કીધી. તે કંઇ નિરર્થક નહોતી, પરંતુ આજ પ્રસંગ લાવવાને માટે હતી. હવે આપે સમજવું જોઇએ કે, ખરો પ્રેમ અને ખરી મોહિની આપે તો માત્ર આ ચંદા બહેનમાંજ માનવાં જોઇએ. 'પારકી આશ, ને સદા નિરાશ!' એ કહેવત કંઇ અયોગ્ય નથી. પારકી નારી જો પોતાનીજ થઇ શકતી હોય તો પછી હજારો રૂપીઆનો ખરચ કરીને લગ્નની કન્યા પરણવાની કોઇ તજવીજ કરેજ નહિ. લગ્નની સ્ત્રી, એજ સુન્નું છે, અને પર સ્ત્રી પિત્તળ છે, માટે આ તમારી પ્રિયાનેજ ખરી મોહિની માની લેશો તોજ સુન્નું સંગ્રહ્યું સમજાશે. વળી હું આપને છેક ઉતારી પાડવાની પણ ઇચ્છા રાખતી નથી. માણુસ માત્ર ભૂલ કરે છે, અને તેજ પ્રમાણે આપે પણ ભૂલ કરી, તેથી આપ જીંદગી સુધી ભૂલ કર્યાંજ કરશો, એમ માનીને આપ જીંદગી સુધી રદ બાતલ થયા છો, એમ પણ માનવા જેવું નથી; પરંતુ હવે પછી એવી ભૂલ નહીં થાય તેને માટેજ સંભાળ લેશો, એજ આપને મારી નમ્રતાપૂર્વક પ્રાર્થના છે. આગલી પાછલી બંને જણાંઓએ ભૂલી જઇ, જાણે કંઇ બન્યુંજ નથી, એમ માનીને આજથી બંને જણાં સંગે સ્નેહયુક્ત નિવાસો, અને સંસાર સાગરમાં તમો બંને સુખાનંદમાં

રહો, એટલીજ મારી વિનંતિપૂર્વક તમો બંનેને સલાહ છે. હવે લાલભાઇ ! આ અર્ધાંગનાનો હાથ ઝાલીને તમારે બંગલે રંગેચંગે જાઓ, કે તે જોઇને મારા આત્માને પણ આનંદ ઉપજે, અને મને પણ મારી મ્હેનતનું સાર્થક સમજાય."

આ બધો બોધ લાલ સાંભળીજ રહ્યો, પણ તેના મૂખમાંથી એક પણ શબ્દોચ્ચાર નિકળી શકયો નહીં, તેમજ ચંદા પણ માત્ર નીચી નજર કરીને મૌન્યપણે બેસીજ રહી !

"કેમ લાલભાઇ; હવે તો કંઇ બોલો ? આપ તો કંઇ બોલતાંજ નથી, તેનું શું કારણ ? તમને મારાં બોલવાથી કંઇ ખોટું લાગ્યું હોય તો માફ કરો, પણ બોલો તો ખરા ?"

"શું બોલું બહેન ! મારી ભયંકર ભૂલને લીધે મારૂં મ્હોં સિવાઇજ ગયું છે, અને હવેજ મને મારી અવળી મતિ માટે મહા પસ્તાવો થાય છે !"

"પસ્તાવો થાય છે, એજ સારો છે, અને એ પસ્તાવાનો પાયો પાકેપણે મગજમાં રહેશે તોજ પુનઃ એવી ભૂલ આપ કરશો નહીં; તેમ છતાં ગઇ ગુજરી વિસારી આ મારા બહેનને લઇને હવે બંગલે પધારો, અને હળીમળીને રહો. તેમાંજ સર્વ સુખ સમાયલું સમજજો ભાઇ !"

"ખરૂં છે. આપનાં બોધ વચન કદી વિસરનાર નથી."

"મારે પણ એજ જોઇએ છે. હવે રાત વિતી ગઇ છે, માટે અપ પધારો, અને આપની પાછળજ આ મારા બહેન પણ આવે છે."

"વારૂં બહેન !" કહીને લાલ પોતાને બંગલે વિદાયે થયો.

"જૂઓ બહેન ! તમે ત્યાં જઇને ગઇ ગુજરીનું પુનરાવર્તન કરશોજ નહીં, અને આનંદમાં તમારા સ્વાંમિને રાખજો તથા તમો પોતે પણ આનંદમાંજ રહેજો, કે જેથી તમારા કે તમારા પતિના જીવને શાંતિ રહે." મોહિનીએ ચંદાને કહ્યું.

"વારૂં બહેન જાઉં છું, અને કાલે તમે જરૂર બંગલે આવજો." કહીને ચંદા પણ પોતાને બંગલે પહોંચી ગઇ.

રાત્રિના લગભગ બાર વાગવા આવ્યા છતાં લાલ શરમિંદો થઇ ઇઝીચેર પરંજ પડયો હતો, અને ચંદા જોતાંજ બોલી "પ્રાણનાથ! પલંગ પર પધારો! અહીં કેમ બેઠા છો? મેં તો જાણ્યું કે આપ સૂઇ ગયા હશો, પરંતુ આપ તો બેઠા છો! ઉઠો! પલંગપર જઇ સૂઓ; કેમકે લગભગ અરધી રાત્રિ તો પસાર પણ થઇ ગઇ છે, માટે આપ હવે નિદ્રા લો—નહીં તો ઉજાગરાને લીધે આપની તબિયત બગડી આવશે!"

લાલે આ બોલવાનો પ્રત્યોત્તર શબ્દોચ્ચારથી ન આપતાં માત્ર પલંગર જઇને તે સૂતો, અને ચંદા પણ સૂતી. રાત્રિ તો એજ પ્રમાણે મૌન્યતામાં પસાર થઇ!

પ્રભાંત પ્રકાશી. સૂર્યોદય થયો. પતિ-પત્નિ ઉઠયાં. ચંદાએ બંગલામાંની વ્યવસ્થાનો ચાર્જ નોકરની પાસેથી સ્વાધિન લીધો. લાલને, ઉઠતાંની સાથેજ દાતણ પાણી કરવાને પાણીનો લોટો તથા દાતણ, ચંદાએ પોતે પોતાને હાથેજ આપ્યાં, અને નોકર મણીઆને બંગલો સાફસૂફ કરવાને ફરમાવ્યું. બાદ ચ્હા પીધાં પછી તેણી પોતે પણ મણીઆને મદદ કરવા લાગી, અને કચરો કહાડવામાં તેણી પણ રોકાઇ. આ જોઇ લાલે તેણીને કહ્યું "વ્હાલી! તું પોતે શા માટે તસ્દી લે છે? એ કામ નોકરોનું છે, અને તે કરશે. તારે તો માત્ર મ્હોં હલાવી હુકમ કરવો, પણ જાતે ને પોતે વધારે તસ્દી લેવી નહીં. એ મજુરોનું કામ તારૂં નથી, પણ નોકરનું છે."

"હરકત નહીં પ્રાણનાથ! મારે પણ કામકાજ કરવાની ટેવ રાખવીજ જોઇએ." ચંદાએ જણાવ્યું "કામ કરવાની ટેવજ સારી, અને ઘરનું કામકાજ કરવું, એ સ્ત્રીનો ધર્મજ છે."

"વારૂં, વારૂં! એ બધો તારો ધર્મ જાણ્યો!" કહીને તરતજ લાલે તેણીનો હાથ પકડીને દિવાનખાનામાં તેણીને ખુરસીપર બેસાડી દીધો, અને પોતે પણ તેણીની સાથે જ ખુરસી નાંખીને બેઠો.

—*—

## પ્રકરણ ૧૩ મું.

—***—

### દોહરો.

મોહિની બોધ ભલો કરે, ચંદાને સંતોષ;
લાલ પુરો પસ્તાય છે, દેખે સ્વનો દોષ.

### બક્ષિસ પત્રનો બળાપો !

બપોરનો સમય થયો. ચંદાએ બોલાવ્યા પ્રમાણે, મોહિની બે વાગે ચંદાની પાસે આવી, અને વિવેક વિચારની વાતો કરતી બંને જણી આનંદમાં બેઠી. આ સમયે લાલ સુતેલો હોવાથી તેણી બંનેને વાતો તથા વિચાર કરવાનો સારો પ્રસંગ મળ્યો, અને લાલ જે રૂમમાં સૂતો હતો, તેજ રૂમની પાસેના બીજા રૂમમાં તેણીઓ ગુસપુસ વાતો કરવાને બેઠી ! પ્રારંભમાંજ મોહિનીએ પૂછ્યું "કેમ બહેન, રાત્રિ તો શાંતિથી પસાર થઇ હતી કે તમારા પતિ સાથે વળી કંઇ પંચાત જાગી હતી ?"

"ના બહેન, કંઇ કચપચ કે કડવી બોલચાલ થઇ તો નથી."

"એમજ રાખવું. આગલી પાછલી યાદ કરીને શું ફાયદો ? એ તો બધુંએ ભૂલી જવું, અને સુખાનંદમાં હળીમળીને દિવસ કહાડવા, તેમજ સીધે રસ્તે રહેવું. આ જગતમાં જેઓ સીધી રીતે ચાલે છે, તેમને દુઃખજ નથી."

"તે તમારૂં કહેવું યોગ્ય છે."

"વળી તમને એક બીજી વાત કહી રાખું છું કે, જે બક્ષિસ પત્ર મેં તમારા નામપર લખી આપ્યું છે, તે બરાબર સંભાળીનેજ

રાખજો, પરંતુ વળી ભોળવાઇને તમારા પતિને સોંપી દેશો નહિ. તમારા તાબામાં તે રહેવાથી તમારૂં તથા તમારા પતિનું ભવિષ્ય બરાબર સચવાઇ રહેશે, અને એટલું સચવાઇ રહેવાથી તમો બંને આનંદમાં જીવતાં સુધી અન્ન વસ્ત્રો તો પામ્યાંજ કરશો. તેને માટેજ હું તમને આ પ્રમાણેની સલાહ આપું છું!"

"તમારી સલાહ સારી છે, પણ મારા પતિ કદાચ તે માંગે તો?"

"તે દસ્તાવેજ તમારી પાસે છે, એવું તમારા પતિને તમારે કહેવુંજ નહિ, એટલે પછી તેઓ તમારી પાસે માંગવાને કેવી રીતે તત્પર થશે? તેમજ વળી મારી પાસે માંગવાની તો તેમની હિમ્મત જ થવાની નથી!"

"ઠીક; એમજ કરીશ."

આ વિગેરે વાતો ચલાવ્યા પછી થોડી વારમાંજ મોહિની પુનઃ પોતાને બંગલે ગઇ, અને એટલામાંજ લાલ આંખો ચોળતો ઉઠયો, મ્હોં ધોયું, અને હાથમાં બીડી ને દીવાસળી લઇને બીડી સળગાવતો હીંચકાપર બેઠો. પગેથી હીંચકા ખાતાં લાલે ચંદાને પૂછ્યું "તું કોની સાથે વાતો કરતી હતી? શું મોહિની આવી હતી?"

"હા પ્રાણનાથ!"

"અરે વાહ! આવીને ચાલી પણ ગઇ! ત્યારે મને ઉઠાડવો હતોની?"

"આપ ભર નિદ્રામાં હતા તેથી આપને ઉઠાડયા નહિ."

"ચાલો! પણ હવે તેણી જ્યારે પણ આવે, ત્યારે જો હું સૂતેલો હોઉં, તો પણ મને ઉઠાડવો."

"વારૂં પ્રાણનાથ! હવેથી એમ કરીશ." કહીને ચંદાએ પૂછ્યું "ચ્હા પીવી છે કે વાર છે?"

"વખત તો થયો છે, માટે ચ્હા કરશે તો કંઇ વાંધો નથી. હમણાં હમણાં આ વખતેજ મેં ચ્હા પીવાની ટેવ રાખી છે."

"ત્યારે તો હમણાં ચ્હા કરી નાંખું છું." કહીને ચંદ્રા ચ્હા કરવાને ગઇ, અને થોડી વારમાંજ બે પ્યાલા ભરીને લાવી. એક પ્યાલો લાલને આપ્યો, અને બીજો પોતે લીધો.

ચ્હા પીધાં પછી લાલે, ચંદ્રાને પોતાની પાસે બેસાડી, અને પછી ધીમે રહીને લાલે પોતાના પેટમાં ગુંચવાઇ રહેલી વાત ચંદ્રાને જણાવતાં કહ્યું "જો વ્હાલી! તને એક વાત કહેવાની છે, માટે તું જરા લક્ષ દઇને શાંતપણે સાંભળજે, અને તે બાબતમાં હવે મારે કેવી રીતે કામ લેવું, તે પણ મને સૂચવજે. વાત એમ બના છે કે, તારી ગેરહાઝરીમાં મોહિનીએ મારી પાસે, મારી તમામ મિલકત બક્ષિસ તરીકે લખાવી લીધી છે, અને તે પણ સ્ટાંપના કાગળપર લખાવવાની સાથે તે દસ્તાવેજ રજીસ્ટર્ડ પણ કરાવી લીધો છે, માટે હવે તે દસ્તાવેજ તેણીની પાસેથી પાછો કેવી રીતે લેવો ?"

"તેને માટે શું વાંધો છે? મોહિની કંઇ આપણાંથી જૂદી નથી. તેણી આપણીજ છે પ્રાણનાથ !"

"તે વાત ખરી, પરંતુ ભવિષ્યનો ભરોસો શું ? ઘડી પછી તેણીની મતિ આપણી વિરૂદ્ધ નહીં બદલાય તેની શી ખાત્રિ ?"

"ત્યારે આપે તેણીની મળીને તે દસ્તાવેજ પાછો લેવો જોઇએ."

"તેમ કરતાં મને મરવા જેવું લાગે છે, માટે તું જો તેણીને સમજાવીને લઇ લે તો સારૂં. તારે ને તેણીને સારો સ્નેહ છે, તેથી તારી વાત તેણી માન્ય રાખશેજ."

"કદાચ માન્ય રાખે કે નહીં રાખે!"

"તો પછી કેમ કરવું? મારી તો ખાત્રિ છે કે, તેણી હવે મને દાદ નહીંજ દે! મારૂં તો ધ્યાન પહોંચે છે કે, જો તું પોતેજ કોઇ પણ યુકિતથી તે દસ્તાવેજ રદ કરાવી નાખવાની સલાહ તેણીને આપે તો ઠીક થાય તેણી તારી માંગણી મંજૂરજ રાખશે."

"મારા પર તેણીની ઘણી લાગણી હોવાથી તેણી મારૂં માને, એ કદીક બને પણ ખરૂં, પરંતુ તેણી કદાચ સીધી રીતે નહીં સમજે, અને આડી રીતે સમજે તો સમજે! એટલે તે આડી રીત એ કે, હું તેણીને એવી રીતે સમજાવું કે 'તું મારી છે, અને મારે માટે તને મ્હોટી લાગણી છે, તો એ દસ્તાવેજ પુનઃ મારા નામનો બક્ષિસ કરી આપ.' આમ માયાળુપણે વિનવીને કહું તો કદાચ માને પણ ખરી; અને એવું કરાવી લઉં તો આપને કંઇ વાંધો છે કે?"

"એટલું થાય તોએ ઘણું સારૂં! તારા નામે તે દસ્તાવેજ પાછો બક્ષિસ લખાવી લેવાય, તો પણ સારી વાત છે. એમ કરવામાં મને વાંધો શાનો? તું ને હું કયાં જૂદાં છીએ?"

"ઠીક છે તો હું તેણીને પ્રસંગ જોઇને વાત કરીશ, અને આપનાં કહ્યાં પ્રમાણે લખાવી લઇશ. ઘણું કરીને તો તેણી ના નહીં પાડે. તેણીની સાથે એ વિષે વાત કરવા પછી જે હશે તે સમજાશે."

"ગમે તેમ કરીને વેળાસર વાત તો કરી જોજે!"

"વારૂં પ્રાણનાથ! એક બે દિવસમાંજ હું તેણીને કહીશ, અને તેને ખાતર તેણીને ઘેરજ હું પોતે જઈશ, કે જેથી નિરાંતે તેણીની સાથે મારાથી પણ બોલી શકાય."

"તો તેણીને ત્યાં જઇને ખુલાશો કરજે."

"ઘણું કરીને તો આવતી કાલેજ જઇશ."

"બહુ સારૂં." કહીને લાલે એ વાત પડતી મૂકી, ને બીજી કથા ચલાવતાં તેણીને પૂછ્યું "તું અહીં આવી એ વાતની ખબર મારા માતુશ્રીને થઇ હશે કે નહીં?"

"મોહિનીને બંગલે હું આવી, તે તો તેમને કહીનેજ આવી હતી, પણ અહીં આવ્યાનાં ખબર તો સાસુજીને કયાંથી થાય? મારો વિચાર હમણાંજ તેમને મળવા જવાનો છે."

"ભલે! ગાડી જોડાવીને જા, અને જલદી પાછી આવજે."

"વારૂં." કહીને ચંદા ગોદાવરી ડોસીની પાસે ગઇ.

ગોદાવરી ડોસી પાંચ વાગતાનો સમય હોવાથી મંદિરે દર્શન કરવા જવાની તૈયારી કરતી હતી. ચંદાને જોતાંજ તેણી થોભી ગઇ, અને ચંદાને જોતાંની સાથેજ પૂછ્યું "કેમ બેટા ? તું તો કાલની ગયલી તે છેક હમણાંજ આવી ? રાતના મોહિનીની સાથે રહી હતી કે આપણે બંગલે ?"

"આપણા બંગલામાંજ રહી હતી સાસુજી ! કાલેજ મોહિનીએ તેમને બોલાવીને સમજુતી કરી નંખાવી."

"ભલે મહારાજ ! ચાલો, સારૂં થયું ! હવે મને ઘણો આનંદ થયો ! એ બાબતમાં મને ઘણો સંતાપ થયાં કરતો હતો, અને હવે ખુશ ખબર સાંભળીને મને સંતોષ વળ્યો છે ! પરમેશ્વરે તારાં સારાં નશીબેજ મોહિની જેવી માયાળુ બહેનપણી તને મેળવી આપી છે !"

"હા સાસુજી ! તેણીનીજ ખટપટથી સારૂં પરિણામ આવ્યું છે."

"પરંતુ હવે હળીમળીને રહેજો."

"વારૂં સાસુજી."

"વળી મારી જે તને મુખ્ય શીખામણ છે, તે પણ એટલીજ છે કે, ખરચ–ખૂટણ બહુ નિયમસર તથા કરકસરથી કરવો, ઉડાઉ થવું નહિ, નાચણવેડા કરવો નહિ, છાલકો સુધારો સજવો નહિ, અને સદા સાદાઇમાંજ રહેવું, કે જે સદા નભ્યા કરે. આ મારી શીખામણ પમાણે ચાલશે તો તું સુખીજ થશે. આ મારા બોલવાનું કંઇ માઠું લગાડતી નહિ. હું તો તારા ભલાંને માટેજ કહું છું બેટા !"

"સાસુજી ! આપના કહેવાનું હવે મને કદી પણ માઠું લાગનારજ નથી; કેમકે આપ તો મારા શુભેચ્છક છો, અને વળી મારા માતુશ્રીની જગાપર છો."

આ વિગેરે વાતો કરીને ચંદા પુનઃ બંગલે ગઇ, અને ગોદાવરી ડોસી લૂગડું બદલીને દર્શન કરવા દોડી.

——*——

# પ્રકરણ ૧૪ મું.

—****—

દોહરો.

ચંદાએ ચતુરાઇથી, સ્વામિને કહ્યું સત્ય;
મોહિનીએ સંગે મળી, કીધું સવળું કૃત્ય.

## સાંધો સંધાયો.

વળી બીજે દિવસે બપોરના ચંદા પરવારીને મોહિનીને બંગલે ગઇ, અને પેલા પ્રખ્યાત દસ્તાવેજને લગતી જે જે વાતચીત થઇ હતી તે સર્વ વિગતવાર પ્રદર્શિત કરતાં ચંદા બોલી "મારા નામપર તે દસ્તાવેજ લખાવી લેવાની તેમણે હા પાડી છે, તો પછી તેમની પાસે દસ્તાવેજ બતાવવામાં કંઇ વાંધો છે કે ?"

"ચંદા બહેન ! તમે પણ ઘણાજ ભોળા દેખાઓ છો !" મોહિની બોલી "વાંધો બીજો કશો નહિ, પણ એટલો તો ખરોજ કે, આગળ જતાં તમને ભોળવીને તે દસ્તાવેજપર તમારી પાસે વળી તે પોતાના નામપર લખાવી લેશે, જેથી મારી બધી મહેનત પાણીમાં જશેની ?"

"હું એટલી બધી ભોળી નથી કે તેમ કરી આપીશ !"

"અરે ! કદાચ એવોજ પ્રસંગ આવે કે, તેવુંજ બને ! તો પછી પરિણામ શું આવે ? મને તો હજી ભય છે કે, તમારા પતિ કુચ્છંદમાં પડી ભવિષ્યમાં તમારા પણ ભૂંડાં હાલ કરશે ! માટે ખૂબ ચેતીને ચાલજો !"

"હવે તો એઓ સુધરીને સીધા થઇ ગયા છે !"

"વ્યસની માણસોનો વિશ્વાસ નહિ કરવો ! જે વ્યસન જેને વળગ્યું, તે એકદમ છૂટવું મુસ્કેલ છે ! માટે તમારા પતિની મતિ વ્યભિચારમાં એક વાર વળગેલી, તેવી પુનઃ નહિંજ વળગે, તેને માટે ખાત્રિ પણ શું ? તેથી સારો રસ્તો તો એજ છે કે, સંભાળીને ચાલવું, અને તમારો ને તેમનો ભવિષ્યનો રોટલો જે ભગવતે આપ્યો છે, તે બનતા પ્રયાસે સંભાળીને રાખવો. તેને ખાતરજ મારે તમને આગ્રહ સાથે કહેવું પડે છે કે, તમને મેં આપેલા દસ્તાવેજની વાત કોઇને પણ જણાવશોજ નહિ, અને તમારા પતિને પણ કહેશોજ નહિ."

"ત્યારે હવે મારે તેમને શું જુવાબ દેવો ?"

"તમે સાફ કહેજો કે 'મોહિની મને તો જુવાબજ દેતી નથી.' આટલોજ ટૂંકો ને ટચ ઉત્તર આપજો."

"એથી તો તેઓ વળી તમારાપર ગુસ્સો બતાવી તમારી ને મારી મુલાકાત પણ નહીં થવા દે ! કેમકે તમારી ને તેમની વચ્ચે ટંટો તોફાન જાગવાનો વખત આવશેની !"

"તેની હરકત નહીં. તેને પહોંચવાની મારી હિમ્મત મજબૂત છે, અને તમને કદાચ મારે ત્યાં નહીં પણ આવવા દે તો પણ તેવું કયાં સુધી નભશે ? આખરે ના તમે ને હું એકજ છીએ, અને જીવતાં સુધી એકજ સમજી રાખજો ! તમારા પતિને જૂદા જાણવા, એમ કંઇ મારૂં કહેવું નથી, પરંતુ તેમને આડે રસ્તે બહેકતા અટકાવવા, એ તમારો પવિત્ર ધર્મ છે, તેમજ તમારી સાથે તમારી બહેન તરીકે મારો પણ ધર્મ છે."

"તેનાં કરતાં કાંઇ એવો તોડ કહાડોની કે જેથી એ કંઇ તોફાન કરે નહીં, અને તમારી સાથે પણ હળીમળીને ચાલે !"

"એવો રસ્તો એકજ છે, અને તે એજ કે, તે દસ્તાવેજ એમને પાછો આપવો. તે શિવાય શું રસ્તો ?"

"હવે કદાચ તે દસ્તાવેજ આપીએ તો હું કંઇ વાંધો જોતી નથી; કેમકે હવે તે આડે રસ્તે નહીં જાય."

"વળી તમે ભોળાઇની વાત કરી! અરે! બહેન એવી ભોળાઇ નહીં કામની! એવી ભોળાઇનું ભવિષ્ય સારૂં નહીંજ આવે! આપણે કંઇ તેમને દુઃખી કરવા માંગતા નથી, પણ તેમનાં ભલાંને માટેજ આટલી ખટપટ કરીએ છીએ, માટે તમારો જીવ દૃઢ રાખો, અને દસ્તાવેજ આપવાની વાત જવાજ દો! તમારે સંતાપ કરવાનું કંઇજ કારણ નથી. તમે તમારે તેમને એટલુંજ કહેજો કે 'મોહિની મને તો જુવાબ દેતીજ નથી!' આ પછી તેઓ શું બોલે છે તે તમે સાંભળીને મૂંગા રહેજો, અને તેઓ શું કરે છે, તે મારે જોવાનું છે. તેઓ મારી પાસે આવશેજ, અને હું તેમને ઠંડા ગાર બનાવી દઇશ. મારી આગળ તેમનું કશું ચાલે તેમ નથી તો!'

"તો ઠીક બહેન! જેમ તમે કહો તેમ! તમારાં કહેવા પ્રમાણેજ મારા પતિને હું સમજાવી દઇશ. પછી તે જાણે ને તમો જાણો!"

"જોઇએ તેમ કહેજો, પણ દસ્તાવેજ તમારા તાબામાં છે, એમ તેમને ખબર પડે નહીં, તેને માટે ખાસ સંભાળ રાખજો, અને હાલ તરત તમારા સાસુને પણ એ વાત કહેવાની કંઇ જરૂર નથી."

"વારૂં બહેન!" કહીને ચંદા પુનઃ પોતાને બંગલે ગઇ.

"લાલમલાલ પણ ચંદાનાં આવવાનીજ રાહ જોતો બેઠો હતો, અને ફરવા જવાની પણ વેળા હતી, જેથી ચંદાની તે વધારે વાટ જોવા લાગ્યો. એટલામાં ચંદા આવી. ચંદા પ્રત્યે પૂછ્યું. "કેમ વ્હાલી! મોહિની સાથે વાત કરવાનો પ્રસંગ મળ્યો કે જેવી ગઇ તેવીજ પાછી આવી?"

"વાત તો બધીએ થઇ, પણ——" કહેતાંજ ચંદા મ્હોં ઉતારીને અચકાઈ ગઇ!

"કેમ, અટકી કેમ ગઇ ? જે હોય તે બોલી દેની તો !"

"શું બોલું ? મને તો સમજ પડતી નથી કે શું થશે !"

"પણ મોહિનીએ શું જવાબ આપ્યો, ને શું વાત થઇ, તે તો જણાવ !"

"પણ વાતમાં કંઇ સાર નહીં ! મને તો કંઇ ઠીક લાગતું નથી !"

"પણ મને કહે તો ખરી, કે તેણીએ શું જુવાબ આપ્યો ?"

"જુવાબ કેવો ને બાબત કેવી ! મોહિની મને તો જુવાબજ દેતી નથી ! બે-ચાર વાર ઉલટાવી ઉલટાવીને મેં તેણીને વાત પૂછી, પણ તેણીએ કોઇ પણ પ્રકારનો જવાબજ દીધો નહીં, અને જાણે સાંભળ્યુંજ નહીં હોય, તેવી રીતે મારા પૂછવાને ઉડાવીજ દીધું ! બળ્યું ! મને તો તેથી મરવા જેવું લાગ્યું ! મેં તેણીને નહીં પૂછ્યું હોત તોયે સારૂં થાત !"

"તેણીએ જવાબજ દીધો નહીં ! તારી અંતઃકરણની સ્નેહી ને બહેનપણી છતાં તને પણ જવાબ આપ્યો નહીં, એ નવાઇની વાત !" લાલ વિચારમાં પડી ગયો, અને બોલ્યો "વારૂં ઠીક છે ! હરકત નહીં ! હવે મારે પણ એની સાથે ટક્કર લેવી પડશે ! એ રાંડને તો હું દુનીઆમાંથી ઉખેડી નાંખીશ, ત્યારેજ મારૂં નામ લાલ ખરો !"

"એવું બોલવામાં શું સાર છે પ્રાણનાથ ?" ચંદાએ નમ્રતાઇથી જણાવ્યું "આડીતેડી વાતો કરવામાં કંઇજ માલ નહીં ! મને તો એ રીત પસંદ નથી ! રીતેભાતે બોલવું, અને રીતેભાતે ચાલવું, તેમાંજ શોભા છે. આપ સમજુ છો, અક્કલબાજ છો, અને દાના છો, માટે આપને હું કંઇ બોધ દેવાને લાયક નથી, પણ 'પાણી પીને ઘર પૂછવું,' એમાં કંઇ ભલીવાર ગણાય નહીં ! કરતાં કીધું, અને હવે પાછળથી પસ્તાવું, એ નકામું છે. ગુસ્સામાં કંઇ પણ વાંકું કરવા કરતાં કરામતથી સીધું કરવું, એજ ખરી અક્કલનું કામ છે. ઠંડા પડો, અને મોહિની સાથે મળી સમજીને તોડ લાવો, કે જેથી લોકમાં હોહા થાય નહીં કે ફજેતી થાય નહીં. આજ રીતનો રસ્તો છે."

આ સંભાષણુ સાંભળીને લાલ શાંત પડી ગયો. તેનો ઉશ્કેરાયલો જુસ્સો ઠંડોગાર થયો. તે બોલ્યો આ "સલાહ પણ સારી છે. તેણીના પેટમાં પેસીનેજ કામ કરવું સારૂં છે, અને તેવોજ કંઈ રસ્તો લાવવાને હું તેણીને સમજાવીને પીગળાવી નાંખીશ."

"અને તેમ કરતાં તમે કદાચ ગરમ થઇ જાઓ, ને તોફાન થાય તો તેથી પણ વાત વધી પડે, અને આપણા બંગલાનું વગોણું થાયની ?"

"હું તકરાર કે ટંટો ફિસાદ કરવા માંગતોજ નથી, પણ શાંત-પણે સીધીજ વાત કરીશ, અને કદાચ તેણી નહીં પણ માને, તો તેણીને નારાજ નહીંજ કરૂં, એ મારો નિશ્ચય છે."

"એટલી બધી દૃઢતા આપ સાચવી શકશો પ્રાણનાથ ?"

"તેમાં જરાપણ શક નહીં. મારૂં મગજ કાબુમાં છે વ્હાલી !"

"ત્યારે આવતી કાલે હું તેણીને આપણા બંગલામાં બોલાવીશ." ચંદા જરા વધારે વિચાર કરતાં બોલી "તેમ કરવા કરતાં તમેજ તેણીને બંગલે જાઓ તો કંઇ વાંધો છે ?"

"ત્યાં જવું સારૂં નથી. આપણે ત્યાં તારી સમક્ષ હું તેણીને સમજાવીશ તો તેણીને તારી પણ જરા મુરવત તો પડે !"

"હું તો નથી ધારતી કે, મારી મુરવત તેણી જરા પણ રાખે ! કેમકે જો તેણીને મુરવતનીજ ગરજ હોય તો વળી મને સીધો જુવાબ કેમ નહીં આપે ? માટે તમે પોતેજ તેણીને ખાનગીમાં મળશો તો સારૂં. તમે બંને એકલાં મળશો તો તમો છૂટથી ને વળી આગ્રહથી તેણીને સમજાવી પણ શકશો."

"વારૂં ત્યારે તેમજ કરીશઃ હમણાં ફરવા જવાનો છું, અને ફરીને પાછાં ફરતાં તેણીને બંગલે જઇશ." કહીને લાલ કપડાં બદલીને ફરવા ગયો, અને તે લાગ જોઇને ચંદા વળી પાછી મોહિનીને મળવાને ગઇ.

—✱—

## પ્રકરણ ૧૫ મું.

—***—

### દોહરો.

રંગ નવો ઝામ્યો વળી, લાલ થયો ગુલતાન;
મોહિનીએ પલટાવિયો, લાલ ભુલ્યો છે ભાન !

### નવો તાલ !

વળી ચંદાને પોતાને બંગલે પુનઃ આવેલી જોઇને મોહિની તો ગભરાઇ કે "વળી કંઇ નવું જૂનું જાગ્યું છે કે શું બલ્લા !" આમ ધાસ્તિ પામી તેણીએ ચંદા પ્રત્યે પૂછયું "કેમ ચંદા બહેન, વળી કંઇ પાછો ફેરો ખાવો પડયો વારૂં ? કંઇ માઠી ખબર તો નથી લાવ્યાની ?"

"માઠી ને સારી બધી સરખી !" ચંદા સંતાપ કરતી બોલી "પેલા દસ્તાવેજની બાબતમાં મારા પતિએ મારી સાથે પુષ્કળ પંચાત કરી, અને પ્રથમ તો તે તમારાપર રાતા-પીળા થઇ ગયા હતા, પણ મેં પછી સમજાવીને શાંત કીધા ત્યારે જરા ઠંડા પડયા, અને ત્યારેજ રીતસરને રસ્તે આવ્યા ! બાકી પહેલાં તો એમનું કાતરિયું પણ ગેપજ થઇ ગયું હતું !"

"કાતરિયું ગેપ કરીને તે મને શું કરતે ? હું કંઇ બ્હીતી નથી તો !"

"બ્હીવાની બાબતજ નથી; પણ વ્હાલામાં વિરોધ થાય તેમાં કંઇ સારૂં કહેવાય ? મને તો તોફાન ટંટાની વાતજ પસંદ નથી બહેન !"

"ત્યારે શું તમારી મરજી એવી છે કે, તે દસ્તાવેજ એમને

સોંપી દેવો, એટલે તે તમામ રદ કરી નાંખવો? તેમ હોય તો તેમ બોલો!"

"તેઓ પોતે તમારી પાસે ખાનગીમાં વાત કરવાને આવનાર છે. ઘણું કરીને તો હમણાંજ ફરીને પાછાં ફરતાં આવશે, એમ તેઓ કહીનેજ ફરવા ગયા."

"ભલે આવે! હું તેમને બોલતાંજ બંધ કરી દઇશ!"

"પણ તેમ કરતાં તમે બંને વળી ચડભડી પડો નહીં તો સારૂં! તેમનો સ્વભાવ આકળો છે, એ તો તમે જાણોજ છો. પૈસા જેવી વસ્તુને માટે વ્હાલામાં વિરોધ થાય નહીં તો સારૂં એજ હું તો પરમેશ્વર પાસે માંગું છું બ્હેન!"

"ચંદ્રા બ્હેન! તમે આવાં કાયર વચનો ના બોલો! હું આટલી બધી ખટપટ માત્ર તમારે ખાતર વેઠું છું, અને તમે જ્યારે આમ ગગળતું બોલો, ત્યારે તો પછી મારી ખટપટનું સાર્થક શું? માટે જીવને જરા ધીરજ રાખો. પૈસો આ દુનિયામાં સર્વને પ્યારો છે, અને પૈસાને માટે તો આખા જગતનાં લોકો જોઇએ તેટલી જંજાળ ઉઠાવે છે! જો તમે પણ પૈસાની દરકાર નહીં રાખશો તો પૈસો પણ તમારી દરકાર શાના રાખશે? અને તેમ થાય તો તેનું પરિણામ શું આવે? એટલુંજ કે, તમે પૈસા વિનાના નિર્ધન બની જાઓ, અને ભવિષ્યમાં પૈસા વિનાં તમારાં ભૂંડાં હાલ પણ થાય!"

"મારે માથે મારા સ્વામિનાથ છે, એટલે મારે શી ચિંતા છે?"

"સમજી! એજ તમારી સમજમાં ક્યાંસ છેની!" કહીને મોહિનીએ ખૂબ ચીપી ચીપીને ચંદ્રા પ્રત્યે વિગતવાર સમજાવતાં કહ્યું "જૂઓ ચંદ્રા બ્હેન! પરમેશ્વર કરે, અને તમારે માથે તમારા સ્વામિનાથ સો વર્ષના થાય, અને તમારૂં સૌભાગ્ય પ્રકાશિત રહે, પરંતુ નીતિની

બાબતમાં તો તમારા પતિનો જો તમે જરા પણ વિશ્વાસ રાખશો તો તમે જરૂર પસ્તાશો ! એક વાર એમનો જીવ પર નારી ઉપર લલચાયો, અને એમને એક અવળો ચાળો લાગ્યો, માટે એ ચાળો જવો મુશ્કેલ છે ! હમણાં નવું નવું ચેતન છે, અને તે મારી બાબતમાં એમને નીચું જોવા જેવુંજ ચેતન મળ્યું છે, માટે કદાચ થોડા દિવસ એઓ સીધા રહેશે, પણ અમૂક સમય વિત્યા પછી એ પાછા એવા ને એવાજ સમજી લેજો ! એટલે વળી કોઇ નખરાળી કે લટકાળી એમની નજરે પડતાંજ, એ પાછા તેજ ચાળાપર ચઢવાના, અને કંઇ ને કંઇ કાળું–ધોળું કરવાના ! એ તો સારૂં છે કે એમણે પોતાની મિલ્કત મને લખી આપી છે, અને હું તમારી બહેન જેવી છું તેથી, તેમજ પરધનપર તરાપ મારનારી હું નથી તેથી, મેં તે દસ્તાવેજ તમારે હવાલે કીધો, જેથી તમને તમારૂં ગયલું પાછું મળ્યું; પરંતુ એજ દસ્તાવેજ જો કદાચ બીજી કોઇ ધુતારી, ઠગારી કે લુચ્ચીના હાથમાં ગયો હોત તો એમાંનું તમને કશું પણ મળત ખરૂં કે ? તેવીજ રીતે ધારો કે હમણાં એ દસ્તાવેજ એમને પુનઃ આપી સર્વ હકક સ્વાધિન કરી દઇએ, અને એ વળી કોઇ બીજી પરસ્ત્રીના ફંદમાં ફસી તેણીને, મને જેમ લખી આપ્યું છે તેમ, જો એ પોતાની મિલ્કત બક્ષિસ લખી આપે તો પછી એમનું કે તમારૂં શું ચાલે ? પછી તો તમે ને એ બંને રોટલે રખડો કે નહીં રખડો ? તમે જો એક વાર તમારૂં સર્વસ્વ ગુમાવી બેસો તો પછી ભવિષ્યમાં નિર્ધન અવસ્થામાં તમારાં શા હાલ થાય, તેનો કંઇ પણ વિચાર કીધો છે ખરો કે ? હવે તમે શું કહેવા માંગો છો, તે ખુશીથી જણાવો ! તમારા મનમાં જે પણ હોય તે બેલાશક બોલજો, અને પેટમાં કંઇ પણ પાપ રાખશો તો તમને મારાં સમ છે ! ”

"મારું તો એટલું કહેવું છે કે, એ જો રીતસર રહે તો એ દસ્તાવેજ એમને આપી દઇ બક્ષિસ પત્ર રદ કરવામાં શું હરકત છે?"

"વળી પાછી એજ વાત! આ બધું સમજાવ્યું તે વ્યર્થ!" મોહિની થોડીક મિનિટ વિચાર કરીને બોલી "એ રીતસર રહે તેની શી ખાત્રિ?"

"એમની હાલની રીતપરથી તો મારી સંપૂર્ણ ખાત્રિ થાય છે કે, એ હવે આડે રસ્તે નહીં જાય."

"તમે ભલે તેમ માનતા હો, પરંતુ હું તો એ તમારા મતને એકદમ મળતી થાઉં નહીં! મને તો સોએ સો ટકા ખાત્રિ છે કે સમય, સ્થાન અને વસ્તુ મળતાંજ એમનું ચિત્તચલિત થયાં વિના નહીંજ રહે! તેને માટે તમે કહેતાં હો તો વળી એક વાર નવેસરથી તમારી ખાત્રિ કરી આપું? બોલો છે વિચાર?"

"શાની ખાત્રિ કરી આપશો?"

"એનીજ!" મોહિનીએ મમત કરતાં કહ્યું "અગર જો મેં એમને એક વાર દગો દઇ બનાવ્યા, તેમ છતાં કહેતાં હો તો વળી પાછા એમને ભોળવી, પાછલી વાત ભૂલાવી, એમને મારાં ફંદમાં ફસાવાની અણીપર લાવી નાખું?"

"એટલું બધું! ના, ના! એવું હવે કદી બનેજ નહીં. એ તમારી વાત મારા માન્યામાં નહીં આવે!"

"પણ તમારે જોવું છે, અને ખાત્રિ કરવી છે? ચાલો, બોલી જાઓ!"

"હા. મારી ખાત્રિ હવે કરી આપો ત્યારે તો ખરા, અને ત્યારે તમે જે પણ કહેશો તે કાન પકડીને હું કબૂલ પણ રાખીશ!"

"વારું ઠીક છે! એ હમણાં મારી પાસે આવવાના છેની?"

"હા. હમણાં કલાક–અરધા કલાકમાંજ અહીં આવવા જોઇએ."

"ત્યારે ઘણું સારૂં. આજે ને આજેજ એમને પુનઃ પીગળાવીને પાણી જેવા કરી નાખું ત્યારેજ મારૂં નામ પણ મોહિની ખરી!" કહીને મોહિનીએ ચંદાને તાકીદ આપી કે "પણ એટલું કરજો કે, આપણી વાત વિષે તેમને તમે જરા પણ ચેતાવતા નહીં. આટલી કબૂલાત તમારી પાસે માંગું છું."

"ભલે, કબૂલ છે."

"તો બસ! મને તમારા વચનપર પરિપૂર્ણ વિશ્વાસ છે બહેન!"

"હવે ત્યારે મને રજા છે?"

"હા, ખુશીથી પધારો, અને આપણી બધી વાત મનમાંજ રાખજો. લાલભાઇને જરા પણ વેહેમ સરખો જવો નહીં જોઇએ. આ મારી મુદ્દાની ચેતવણી તમને છે!"

"તે માટે તમે જરા પણ સંશય રાખશોજ નહીં." કહીને ચંદા પુનઃ પોતાને બંગલે ગઇ.

થોડી વારમાંજ લાલની સ્વારી મોહિનીને બંગલે આવી પહોંચી. આ વખતે મોહિની પોતાના પતિની માંદગીના બિછાના પાસે બેઠી હતી. લાલ પણ ત્યાંજ બેઠો, અને થોડી વાર ત્યાં ગપ્પાં મારતાં મોહિનીએ આંખ માર્યાથી તે નીચે ઉતર્યો, અને મોહિની પણ તેની પાછળજ નીચે ઉતરી; પરંતુ મોહિનીના આંખ ઇશારાની લાલના મગજપર વિજળિક અસર થઇ ગઇ, અને વળી તેના મનમાં કામાગ્નિની ઝાળ જાગી ઉઠી! તેવીજ સ્થીતિમાં તે નીચે જઇને જરા થોભ્યો. એટલામાં મોહિની આવી, ને તેને પાછલા રૂમમાં લઇ ગઇ. ત્યાં એક સોફા કોચપર બંને બેઠાં પછી તરતજ મોહિનીએ પોતાનું સ્ત્રી ચરિત્ર બતાવતાં બોલવા માંડયું "કેમ છો? તમને કંઇ ધીરજ છે કે

નથી ? કંઇ આગળ પાછળનો વિચાર પણ કરો છો, કે જેમ આવે તેમ ઓડનું ચોડ વેતરી નાંખવાનુંજ શીખ્યા છો ? પેલા દસ્તાવેજની વાત તમારા પત્નિને પણ તમે તો કહી દીધીની ? એટલી જૂજ જેવી વાત પણ તમારા પેટમાં રહી શકી નહીં ! તમારે મને એ બાબતમાં જરા પૂછવાનું તો હતું, કે એકદમ આવો ઘડો લાડવો વાળી નાંખવો હતો ? તમે ગમે તેટલા ઉસ્તાદ તમારા મનથી ભલે માનતા હો, પરંતુ મારા મનથી તો તમે તદ્દનજ અંધારે અક્કલ વેચનારા લાગો છો ભાઇ ! ”

“ આ તમે શું બોલો છો બહેન ! આપણી બધી ખાનગી વાતનો પરદો મારી પત્નિ સમક્ષ તો તમે પોતે ખોલીને મને ભોઠો પાડી દીધો, અને વળી આ બાબતનો મને દોષ દો છો ! ”

“ એજ તમારી ગેરસમજની ગમ્મત છેની ! મેં જે ભેદનો પરદો તમારી પત્નિ સમક્ષ ખોલ્યો, તેની ગુપ્ત મતલબ તમે સમજ્યા છો કે ધૂળેધૂળ ? મારી તો ખાત્રિ છે કે, મારા કરામતની કીંમતજ તમે કરી શકયા નથી ! રામ ! રામ ! હું તો માનતી હતી કે, તમે બડા ચબરાક, ને ચતૂર હશો, પરંતુ તમારી ચતુરાઇ આ બાબતમાં મેં બરાબર જોઇ લીધી ! ઇસ્કી ખરા, પણ મગજ શકિતમાં અધુરા ! લહેરી ખરા, પણ સમયને સમજનારા તો નહીંજ ! મને નવાઇ લાગે છે કે, તમે આટલા બધા જડ જેવા કેમ છો ! પરસ્ત્રીપર લલુતા રાખનારાઓ જો તમારા જેવા અક્કલ વગરનાજ હોયની તો તેઓ આખા જગતનાં ખાસડાં ખાય, અને તેમનાથી દુનિયામાં રહેવાય પણ નહીં ! આવાં તમારાં અક્કલ વગરનાં લક્ષણ છે ! ”

લાલ તો જેમ તેલમાં માખી ડુબી મરે તેવો ઝાંખો થઇ ગયો, અને તાજુબીના તળાવમાં ગોથાં ખાતો બોલ્યો “ તમારી કરામત શું હતી તે મને જરા સમજાવશો ? ”

"તમને શીખવવાનું ને સમજાવવાનું કામ શું મારૂં છે કે ? શું હું તમારા ગુરુની જગાપર છું ? તમારા પોતાનામાંજ તે સમજવાની હુશિયારી જોઇએ. એટલું સમજવાની અક્કલ પણ ઇશ્વરે તમને જો નહિ આપીજ હોય તો એટલી અક્કલ કોઇ અક્કલબાજની પાસે માંગી લાવો! જો તમારામાં અકકલ હોત તો તમે તેજ વખતે સમજી શકયા હોત, અગર કદાચ નહિ પણ સમજ્યા તો દસ્તાવેજની વાત તમારાં પત્નિ પાસે પ્રકટ કરતાં પહેલાં મને જરા ખાનગીમાં કહ્યું હોત તો તેમાં તમારૂં વધારે ડહાપણ ગણાત !"

"વારૂં માફ કરો! પણ તમારી કરામત હવે તો સમજાવશોની ?"

"વાહરે વાહ ! આગ લાગ્યાં પછી કુવો ખોદવાની બુદ્ધિ ઠીક ચલાવો છો ! મારી કરામત એટલીજ હતી કે, તમારી પત્નિ મારે માટે ભવિષ્યમાં મુદ્દલ વહેમ લાવે નહીં તેને માટે મારૂં સતાપણું પ્રકટ કરવું. એટલે પછી તમારી ને મારી વચ્ચે ગમે તેમ, ગમે ત્યાં અને ગમે તેટલી ખાનગી મુલાકાત થાય, તો પણ તેણી તમારે કે મારે માટે માઠો મત બાંધેજ નહીં ! આપણી પ્રીતિગાંઠ પાકા પાયાની બનાવવા માટેજ મેં તો આવી યુકિત ચલાવી હતી. આ શિવાય બીજો સબબજ નહોતો !"

"આ તો બધું નવુંજ નિકળ્યું ! મેં ધાર્યું એક, અને તમે જણાવ્યું બીજું ! આ પણ ચમત્કારિક વાત ! ત્યારે તો મેંજ ભયંકર ભુલ ખાધી ! હવે શું કરવું ? લાચાર ! થયલી ભૂલને માટે હું માફ માંગું છું, અને મારો ગુન્હો કબૂલ કરૂં છું ! બીજો શો ઉપાય ?"

"હવે ઉપાય એજ કે, તમારા પતિને તમે કહેલી વાત કોઇ પણ કરામતથી ફેરવી નાખો, અને તેણીને કોઇ પણ રીતે હવામાંના કિલ્લા બતાવો !"

"તે મારૂં કામ! તે હું ખુશીથી બજાવીશ, અને તેણીને તો હું ગમે તેમ ગડબડગોટા વાળીને સમજાવી દઇશ! પરંતુ તમારા મનમાં શું છે તે હવે મને ચોકકસ જણાવો તો મ્હોટી મહેરબાની થાય!"

"અરે! ગાંડારે ગાંડા! ચંચલતાનું ચક્ર તમારા મગજમાં ગોઠવવાનું પરમાત્મા ભૂલી ગયલાજ લાગે છે! આટલા સમજ આપ્યા છતાં હજી સમજી શકતા નથી, એ પણ અંધારાનીજ અઠડામણ રહીની! પ્રથમ તમારી પત્નિ સાથે સમજુતી કરી નાંખો, અને પછી કાલે વળી મને મળજો! આવતી કાલે આપણે વિશેષ વાત કરીશું! વળી એ વાત પણ યાદ રાખજો કે, હું તમને ચેતાવું, ત્યાં સુધી તમે મને 'બહેન' કહીનેજ બોલાવજો, અને હું પણ તમને 'ભાઇ' કહીનેજ બોલાવીશ."

"વારૂં બહેન, જાઉં છું."

"હા ભાઇ, આવજો!"

લાલ પોતાને બંગલે ગયો, અને મોહિની ઉપર જઇને પોતાના પતિ પાસે બેઠી.



## પ્રકરણ ૧૬ મું.

—***—

### દોહરો.

પતિને સમજાવવા, લીધો અન્ય પ્રકાર;
પણ ચંદ્રાને જાણુ છે, ભીતરનાં સંસ્કાર.

### ઉલ્લથાપ !

લાલ પોતાને બંગલે પહોંચ્યો. ચંદ્રા પણ તેના આવવાનીજ રાહ જોતી બેઠી હતી. તેણીએ કેટલોક સમય સુધી તો લાલના ચહેરા સામુંજ જોયાં કીધું ! પછી શાંતપણે તેણીએ પૂછ્યું "કેમ પ્રાણનાથ ! પછી મોહિનીને બંગલે આપ ગયા હતા કે ?"

"હા હમણાં ત્યાંથીજ આવું છું."

"આપે તેણીની સાથે કંઇ વાતચીત કરી ખરી ?"

"હા. બધીએ વાતચીત કરી, અને સર્વ ખુલાસો થઇ ગયો !"

"શું ખુલાસો થયો પ્રાણનાથ ? સમાચાર હસ્તા છે કે રડતા ?"

"અરે ! હું જાઉં તે વળી રડતા સમાચાર લાવું ખરો કે ?" લાલે ડીંગ દેવા માંડી "તેણીને કહેતાંની સાથેજ તેણીએ તે દસ્તાવેજ કહાડીને બતાવ્યો, અને તે મેં વાંચી જોતાં જાણ્યું કે, તે દસ્તાવેજમાં કશો માલ નથી ! તે તો માત્ર મશ્કરાનો દસ્તાવેજ છે !"

"એટલે ! મશ્કરીનો દસ્તાવેજ ? મને તે વાત સમજાઇ નહીં !"

"અરે ! તું પણ સમજીને હસવા જ માંડશે, એવી તેમાં મશ્કરી કરેલી છે !"

" પણ તે શું છે, તે કૃપા કરીને આપ મને જણાવશો પ્રાણનાથ ? એવું તે શું વળી તે દસ્તાવેજમાં લખ્યું છે કે, તે માત્ર મશ્કરીનો દસ્તાવેજ જણાવો છો ? "

"તેમાં મેં જે તેણીને બક્ષિસ લખી આપ્યું છે તે બક્ષિસ કંઇ મારી મિલ્કતની લખી આપી નથી, પણ મિલ્કત શબ્દને સ્થળે 'મન' શબ્દ લખેલો છે ! એટલે 'મન' નો અર્થ તો એજ કે, મારો પ્રેમ! મારૂં પ્રિય મન ! એટલોજ તેનો અર્થ થાય છે ! "

" તમે પોતેજ મિલ્કત લખી આપ્યાનું કહેતા હતા તે કેવી રીતે ?"

" તે દસ્તાવેજ વાંચ્યા વગરજ મેં તે ઉપર સહી કરી આપી હતી. મેં તો તેણીને તે વખતે એટલુંજ પૂછ્યું હતું કે 'આ દસ્તાવેજમાં શું લખ્યું છે ?' ત્યારે તેણીએ માત્ર એટલોજ ખુલાસો કરેલો કે 'આ દસ્તાવેજમાં મેં તમારી તમામ મિલ્કત બક્ષિસ લખાવી લીધી છે.' આ ખુલાસો મારા મગજમાં અત્યાર સુધી રહી જવાથી હું ગભરાયો હતો, પણ હવે મોહિનીએ તે દસ્તાવેજ મને વંચાવ્યાથી મારી તમામ ધાસ્તિ દૂર થઇ ગઇ છે, અને કોઇ પણ વાતે મારે કે તારે ડરવાનું કંઇજ કારણ રહ્યું નથી વ્હાલી ! "

" પરંતુ તે દસ્તાવેજ તમે પોતે તમારા હાથમાં લઇને તમારી પોતાની આંખોથી ચોકકસ વાંચ્યો ખરો, કે માત્ર મોહિનીએ મ્હોંઢેથી કહેલાં ઉપરજ વિશ્વાસ રાખ્યો ? "

" મેં પોતે તે બરાબર ચીપી ચીપીને ચાર વાર વાંચ્યો ! "

" ત્યારે તો કંઇ શક જેવું રહ્યુંજ નહીં. એ પણ ઠીકજ થયું ! "

આવી રીતે ચંદાએ પોતાના પતિ પાસે પાંચડા પડાવ્યા પછી વાળું કરી તેઓ સૂતાં. લાલ તો આનંદની લહેરમાં નિદ્રાવશ થઇ ગયો, પણ ચંદાને નિદ્રા નહીં આવતાં તેણી મનમાં વિચાર કરવા લાગી

કે "મોહિનીએ જરૂર એમને પુનઃ પીગળાવેલા હોવા જોઇએ! કેમકે એમની ઉલથાપના ગપાટા ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે, એકવાર દસ્તાવેજની જે ખરેખરી વાત છે તે મને કહેનાં કહી દીધી, અને હવે મોહિનીને મળ્યાં પછી તેજ ખરી વાતને ઉલટાવીને ખોટી ઠરાવવી, તેને બદલે બીજી ખોટી વાત ગોઠવી તે ખોટી વાતને ખરી ઠરાવવાની એમણે તજવીજ કરી છે, અને એમ કરીને મને સમજાવી દેવાનો આ બધો પ્રપંચ કીધો છે! દસ્તાવેજ મોહિનીએ એમને વંચાવ્યો, અને તે એમણે પોતાના હાથમાં લઇને ચીપીચીપીને વાંચ્યો પણ ખરો, એ પણ કેવું હડહડતું જૂઠાણું છે! તે દસ્તાવેજ તો મારા પોતાના કબજામાં હજી સુધી છે! તો પછી તેજ દસ્તાવેજ મોહિની પાસે શાનો, મોહિનીએ તેજ દસ્તાવેજ એમને આપ્યો શાનો, અને તે એમણે વાંચ્યો પણ શાનો? આમાંની એકે વાત ખરી નથી, પણ તદન ગુલબાન ચલાવીને મને છેતરપિંડીમાં નાંખી જ્યાં ત્યાંથી મારૂં મન મનાવવાની બધી બાજી બનાવી છે! એ પણ જબરી તદબીરનો તરાપો વગર પાણીએ તરાવવાની હિકમત ચલાવી છે! શાબાશ છે એમની હિમ્મતને, અને ધન્ય છે એમની છાતીને! જૂઠાણાંની પણ કંઇ મણા રાખી છે કે? નીચેથી ઉપર સુધી જૂઠું, જૂઠું અને જૂઠું! હરકત નહીં! વળી મોહિનીને મળીશ ત્યારે બધોએ પોકળ પરપોટો ફુટી નિકળી ખરો સાર સમજાશે; માટે હાલ તરત મારે પણ એમના ગમે તેટલા ગપાટા પણ મૂંગે મ્હોંઢે સાંભળ્યાજ કરવા ઠીક છે." આ પ્રમાણે મોડી રાત્રે વિચાર કરતી તેણી નિદ્રા પામી.

પ્રભાતમાં સૂર્યોદય થયાં પહેલાં પતિ-પત્નિ ઉઠયાં. ચંદા પોતાના ઘર કામમાં રોકાઇ, અને લાલ તો માત્ર મોહિનીના મોહમાં મશગુલ રહ્યો! તે મનમાંજ ખુશ થવા લાગ્યો કે "બાયડીને તો યુકિતથી સમજાવી દીધી, એટલે એ તરફનો તો હવે સંતાપજ ગયો! મોહિની

એ પણ અચ્છી કરામત કરી છે ! તેણીને ત્યાં હું હવે વારંવાર જઇશ અથવા તેણી પણ મારે ત્યાં વારંવાર આવશે, તો પણ મારી બહુને તો કશો ખરાબ થઇ જવાનોજ નથી ! એટલે એક રીતે જોતાં અમે બંનેનો પ્રેમ ઉઘાડે બારણે પ્રકાશિત કરીશું તો પણ કોઇ જાતનો વાંધોજ આવવાનો નથી ! બસ ! મોહિનીને માટે તથા મારે માટે પ્રેમ પ્રકાશનાં દ્વાર ખુલ્લાં થઇ ગયાં છે ! હવે તો મારી ખાત્રિ થઇ ગઇ છે કે, મારાપર મોહિની કુરબાન છે, અને હું જેમ તેણીને ચાહું છું, તેમજ તેણી પણ મને દિલોજાનીથી ચાહે છે, અને તેથીજ તેણી મારે ખાતર આટલી બધી ખટપટમાં પણ ઉતરી છે ! ખરે-ખરે ખુબીદાર પ્રિયંવદા છે ! મનમોહક દિલદારીમાં દર્શનરૂપ છે ! અને સ્નેહ સંબંધમાં સૂદ્રઢ સત્નારી છે ! મારી પત્નિ છે, પણ મોહિની-ની ખુબિ આગળ તેણી કુછ બિસાતમાં નથી ! મોહિની તે મોહિની-જ છે ! રોહિણી નક્ષત્ર જેમ વર્ષા ઋતુમાં રેલે છે, તેમ મોહિની પણ પ્રેમ પંથમાં પ્રીતિની રીતિથી રેલે છે, અને રેલાવે પણ છે ! વાહરે મોહિની વાહ ! તારી પણ બલિહારી છે ! પરમાત્માએ મને તો પ્રેમની પ્રકાશિત પૂતળીજ મેળવી આપી છે ! શ્રી હરિ તેણીને આ-રોગ્ય રાખો !" આમ આનંદમાં ઉભરાતો વિચાર સાગરમાં ખૂબ ડુબકાં ખાતો પડયો છે !

મધ્યાન્હનું ભોજન થયું. ભોજન કીધાં પછી દરરોજ સૂવાની ટેવ લાલને હોવા છતાં આજે તે સૂવાને બદલે ગંજીફરાકપર ખમીશ પહેરી, માથે ટોપી મૂકી, પગમાં દક્ષણી જોડા પહેરી, ધબધબ દાદર ઉતરી ઉત્સાહમાં ઉભરાતો મોહિનીને બંગલે ગયો. મોહિની આ વખતે જમીને તરતજ જરા આરામ લેતી આડી પડી હતી, અને તેણીનો પતિ ઉંઘમાં હતો. લાલને જોતાંજ તેણી ટટ્ટાર થઇને બેઠી, અને તેને બાજુના રૂમમાં લઇ ગઇ. ત્યાં માત્ર ગાદી તકિયાનીજ બેઠક હોવાથી

લાલ ગાદી પર તકીયે અઢેલીને બેઠો, અને મોહિની તેની સામું શેત્રંજીપર બેઠી.

"ત્યારે આમ મારી સાથે તકિયેજ અઢેલીને બેસોની તો!" લાલે પ્રફુલ્લિત વદને જણાવ્યું "આમ અલગપણું રાખી કયાં સુધી તમે અળગા રહેશો?"

"એનો ઉત્તર પ્રસંગોપાત આપીશ; પરંતુ તમે વળી મને 'બહેન' કહીને કેમ બોલાવતા નથી? 'બહેન' શબ્દને ભૂલી જશો તો મારે પણ તમારી સાથે વાત કરવાનું ભૂલી જવુંજ પડશે! એ બાબતમાં તમને મારે ઘણી વાર ટોકવા પડયા!"

"પણ દરેક વાકયની સાથેજ 'બહેન' શબ્દનો ઉપયોગ કરવો કે?"

"દરેક વાકયની સાથે કદાચ નહીં બને, તો પણ મુલાકાતના પ્રારંભના વાકય સાથે, વળી મુલાકાતની મધ્ય વાતોના વાકય સાથે, તેમજ જતી વખતે વિદાયગિરીના વાકયની સાથે તો 'બહેન' શબ્દનો ઉપયોગ કરવોજ જોઇએ."

"એમ બોલવાથી શું વધારે છે, તે હું સમજી શકતો નથી બહેન!"

"વધારે ઓછાની વાત નથી, પણ એમાં ઘણા ભવ્ય ભેદ છે, અને તેની સાથે પરસ્પરની લાયકીનું દર્શન કરાવવા માટે મારે મ્હોંઢે 'ભાઇ' અને તમારે મ્હોંઢે 'બહેન' શબ્દો ઘણીજ સરસ રીતે શોભે છે. હવે સમજ્યા મારા ભાઇ?"

"સમજ્યો, મારી બહેન!"

"જૂઓ! હવે કેવું સારૂં લાગે છે જો!" કહીને મોહિનીએ પૂછ્યું "પછી તમારા પતિ પાસે પેલા દસ્તાવેજની વાત ફેરવી તોળી કે નહીં?"

"અરે! તે તો કાલે ને કાલેજ ફેરવી તોળી, અને બીજીજ થાપ તેણીને આપી!"

"શું થાપ આપી?"

"મેં તેણીને સમજાવી દીધું કે 'તે દસ્તાવેજમાં મારી તમામ મિલ્કત લખી આપી નથી, પણ માત્ર મારૂં મન લખી આપ્યું છે.' આમ અગડમગડમ સમજાવીને તેણીના મનનું સમાધાન કરી દીધું, અને ગમેતેમ ગોટાળો પિંડાળો વાળી પણ દીધો! એમાં તે શું મ્હોટી વાત છે! બૈરાંઓને સમજાવતાં વળી કેટલા વાર?"

"એમ કે? બૈરાંઓને ભોઠ સમજીને તેમને ગમેતેમ સમજાવી દેવામાં તમે પહેલા નંબરના ઉસ્તાદ જણાઓ છો, કેમ? ત્યારે તો તમે મને પણ કોઇ પ્રસંગ આવતાં થાપ આપો ઉલટાનું સૂલટું, અને સાતની સત્તર સમજાવી દેવાને ચૂકોજ નહીં, એમ મને તો તમારા બોલવાનો ભરમ ભાષે છે! ઠીક છે! હવે તમારા પેટનું પાપ સમજી ગઇ!"

લાલ ઝાંખો પડી ગયો! તેનો ચહેરો ઉતરી ગયો, અને તે બોલ્યો "અરે! તમે તો મ ા બોલવાના તદનજ ઉલટો અર્થ લીધો! મારા કહેવાના મતલબ તમારે માટે નથી, પણ માત્ર મારી પોતાની સ્ત્રીને માટેજ સમજજો!'

"સમજીરે સમજી!" મોહિનીએ જાણી જોઇનેજ તેનો શબ્દ પકડી લીધો; કેમકે તેણી કોઇ પણ રીતે આડું પકડવાની તક સાંધવાગાંજ તાકી રહી હતી! તેથી તેણીએ હવે વાત પકડી લીધી, અને વળી બોલી "હવે તમે પથરા ફેરવી બાંધવાના તદબીર કરો છો, તે પણ હું બરાબર સમજી શકું છું. મને તમે મૂર્ખ નહીં સમજશો! તમે સુરતી ઠગ છો તો હું પણ મુંબઇમાં વસનારી છું! સમજ્યાની ભાઇ?"

"તમે ઉલટોજ અર્થ લો છો તો હું મારી ભૂલ કબૂલ કરીને તમારી માફી માંગું છું. બસ! હવે તો તમે સંતોષ પામશોની બહેન ?"

"સંતોષ એમ મને થાય તેમ તો સમજશોજ નહીં!"

"ત્યારે કેવી રીતે તમને સંતોષ વળશે, તે બતાવો તો તેમ કરવાને પણ હું તઇયાર છું, મારા માનવંત બહેન!"

"જેમ પ્રથમમાં મેં તમારા ખરા પ્રેમની પરીક્ષા કરી હતી, તેવીજ રીતે હવે વળી તમે મારી સાથે થાપગાજી નહીંજ કરશો, તેની પણ મારે તમારી પરીક્ષા કરવી પડશે!"

"તે પરીક્ષા કેવી રીતે કરશો ?"

"જેમ જેમ મુલાકાત થશે તેમ તેમ તે પરીક્ષા પણ થશે."

"ઠીક! જેમ તમારી ઇચ્છા!" લાલ નિરાશામાં પડી બોલ્યો "ત્યારે હવે મને રજા છે? હું વળી તમને સવકાશે મળીશ બહેન!"

"બહુ સારૂં; પણ વળી કંઇ તમારા પતિ પાસે બોલતાં નહીં જો!"

"નારે ના! હવે એ વાત બનનારજ નથી! વારંવાર ભૂલ થાયજ નહીં!" કહીને લાલ પોતાને બંગલે ગયો, અને મોહિની આરામ લેવાને કોચ ઉપર આડી પડી.



# પ્રકરણ ૧૭ મું.

—***—

## દોહરો.

ચંદા ગઇ મળવા વળી, મોહિની પાસે ઝટ;
સમજી ગઇ સૌ વાતમાં, ખુબીદાર ખટપટ !

## ચંદા ચોંકી !

ચપળ ચંદાએ લુગડું બદલ્યું, ચોળીને બદલે એક સાદુ પોલકું પહેર્યું, અને મોહિનીને બંગલે જવા નિકળી. આ જોતાંજ લાલે પૂછ્યું “ તું કયાં જાય છે ?”

“ મોહિનીને ત્યાં.”

“ કેમ વારૂં, હમણાંજ ત્યાં જવાનું કંઇ કામ છે કે વ્હાલી ?”

“ અમથી જાઉં છું; બે ઘડી ત્યાં બેસીશ.”

“ સારૂં.” લાલના મનમાં તો હતુંજ કે, તેણીને જવા નહીં દેવી, પરંતુ તેણીને રોકવાની હિમ્મત લાલને નહોતી ! તેમ છતાં તે બોલ્યો “ જોજે ! મોહિનીને તું કંઇ બોલતી નહીં, અને આપણા વચ્ચેની વાતનો કાંઇ ઇશારો પણ કરતી નહીં; કેમકે તે બડી લુચ્ચી છે, અને તે તને ભોળવીને બધું પૂછશે ! માટે સંભાળીને તેણીની સાથે વાત કરજે.”

“ વારૂં પ્રાણનાથ !” કહીને ચંદા મોહિનીને ત્યાં ગઇ.

“ આવો ચંદા બહેન, ભલે પધાર્યા ! તમે આવ્યા તો સારૂં થયું !” કહીને મોહિની ઉઠીને ચંદાને કોટી કરતાં બોલી “ મારા મનમાં તમને કયારની સંભારતી હતી કે, કયારેને મારા ચંદા બહેન

આવે ! એટલામાં તમે આવ્યાજ !"

"મને પણ ઘેર ગમતું નહોતું તેથી આવી બ્હેન !" ચંદ્રાએ હવે પૂછ્યું "કેમ શી ખબર છે? કંઇ નવાજૂના સમાચાર છે કે વળી?"

"સમાચાર તો નવાએ છે, અને જૂનાએ છે ! જૂના સમાચારજ નવા રૂપમાં છે !" મોહિની હસીને બોલી "આખરે મારી ધારણાજ ખરી હતી ને તે ખરી ઠરી !"

"પરંતુ શું થયું, અને કેમ બન્યું, તે તો જણાવો !"

"કેમ શું બન્યું વળી ? તમારા પતિને મેં પુનઃ ભ્રમણતાની ભૂલથાપમાં નાંખ્યા, અને ચક્ર પર ચઢાવી રંગપર ઝમાવ્યા પણ ખરા!"

"તેમ હશે, પરંતુ મને સમજાવો, ત્યારે મને સમજ પડેની !"

"તે તો તમને સમજાવીશજ; કેમકે તમારી ખાત્રિ કરવાનું વચન મેં તમને આપ્યું હતું, તેથી મારે તમારી પરિપૂર્ણ ખાત્રિ કરી આપવીજ જોઇએ. તેમ વળી તમારાથી કોઇપણ વાત હું કદી ગુપ્ત રાખુંજ નહીં, એ પણ તમે ચોક્કસ માનજો બહેન ! વળી હું પણ પુનઃ આટલી ગડમથલમાં માત્ર તમારે ખાતરજ પડું છું, એ પણ તમે સારીપેઠે જાણોજ છો. વાત એમ બની કે—" આમ વિવેચન કરતાં મોહિનીએ, વળી બીજી વખત લાલને કેવા દાવ પેચમાં લપટાવ્યો, અને તેની સાથે શું શું વાત થઇ, તે સર્વ ચંદ્રા સમક્ષ વિગતવાર કહી સંભળાવી, અને પછી તેણીએ ચંદ્રાને ટકોરમાં પૂછ્યું "કેમ ચંદ્રા બહેન, હવે તો તમારા પતિ સુધરી ગયાની ?"

ચંદ્રા ચકિત થઇ ગઇ ! તે બિચારીએ કપાળપર હાથ ઠોકયો ! તેણીની આંખોમાંથી અશ્રુ ધારા વહેવા લાગી, અને તેણી બોલી "નશીબ મારૂં !"

"આમ નિરાશ નહીં થાઓ બહેન ! તમને નિરાશ કરવાને મેં નાટક ભજવ્યો નથી, પણ તમારા પતિને માટે ચેતીને ચાલો,

અને તમે ભોળવાઇને તેમની નીતિને માટે ભરોસો નહીં રાખો તેને માટે આ બધું તમને બતાવી દીધું છે ! માટે હજી પણ મારું તો એટલુંજ કહેવું છે કે, તેમને કાબુમાં રાખવાને માટે તે દસ્તાવેજ તમારે તદ્દન ગુપ્તજ રાખવો, કે જેથી તમારા નિર્વાહની આફત આવે નહીં, તેમજ તમારા પતિ પણ પૈસા શિવાય આડેતેડે રસ્તે જઇ શકે નહીં, એટલું તો ચોક્કસ માનજો કે, સ્ત્રી,—પુરૂષ એક વાર બૂરી ટેવથી કુચ્છંદમાં પડે છે, તો પછી તેમની તે બૂરી ટેવ ભાગ્યેજ જાય છે ! માટે એ બાબતમાં તમારે સાહુચેતી રાખી તમારા પતિપર પૈસાની બાબતનો અંકૂશ, જે દસ્તાવેજ, તે મેં તમને આપ્યો છે, તે સંભાળવો. તેમ છતાં લાંબી મુદ્દત સુધી તેમની વર્ત્તણુંકને માટે પૂરેપૂરી ખાત્રિ થાય તો પછી તેમને જો તે દસ્તાવેજ બતાવશો તો વાંધો પણ નથી. મારી તો તમને આ ચોખ્ખી સલાહ છે બહેન ! પછી તમારે જોઇએ તો માનો, અને જોઇએ તો નહીં માનો ! તમે તમારા મનના મુખત્યાર છો !”

“એમ ના બોલો બહેન ! હું મારા મનની મુખત્યાર ભલે હોઉં, તોપણ તમારી સલાહ સ્વીકારવાનો મારો ધર્મ છે: કેમકે તમે મારા સંપૂર્ણ શુભેચ્છક છો, અને વળી તમે મારે માટે પૂરેપૂરી લાગણી પણ ધરાવો છો, એ પણ મેં જોઇ લીધું છે, માટે હવે તો તમારી સલાહ સર્વ પ્રકારે મને માન્ય છે, અને તે દસ્તાવેજ હું તેમને નહીં બતાવીશ—એ વાત તેમનાથી તદ્દન ગુપ્તજ રાખીશ ” ચંદાએ વિચારમાં પડીને પૂછ્યું “ મને જે ધાસ્તિ છે, તે માત્ર એટલીજ છે કે, તમો બંનેને ખટાશ થશે તો મને તમારે ત્યાં એ આવવા નહીં દેશે, અને તેથી આપણી વચ્ચે વિયોગ થવા જેવું થશે ! માટે તે બાબતમાં તમે મને શું સલાહ આપો છો ?”

“તેવો વખત બનતાં સુધી તો નહીંજ આવવા દઉં, અને

તેમ છતાં પણ કદાચ તેવો બનાવ બનશે તો તે વખતે કંઇ પણ રસ્તો લાવીશ. ”

“ ઠીક બહેન ! ” ચંદાએ વિનયપૂર્વક જણાવ્યું “ કોઇપણ પ્રકારે આપણી વચ્ચે વિયોગ થાય નહીં, તેને માટે તમે ખાસ સંભાળ રાખજો. ”

“ તે તમારે હવે વધારે કહેવાની જરૂરજ નથી. તે વાત મારા ધ્યાનમાંજ છે. ” મોહિનીએ સૂચના કરી “ તમે તમારા પતિને અણસારામાં, મોઘમમાં કે કોઇપણ રીતે આ બાબતમાં ભૂલેચૂકે કટાક્ષ વચન પણ કહેશો નહીં, અથવા તો તેમને સંશય પડે તેવું વર્તન પણ ચલાવશો નહીં. સમજ્યાની ? ”

“ તેમજ કરીશ તેમાં ફરક નહીં પડે. હવે તો હું બરાબર સમજી ગઇ છું ! ભોળપણના દાહડા તો હવે વહી ગયા ! હવે તો તમારી સૂચનાજ મને પણ સુના સમાન લાગે છે ! પરંતુ મને સમજ પડતી નથી કે, આ પંચાતનું પરિણામ શું આવશે ! પ્રથમ તો તમારી સાથેજ વાંધા વિષ્ટી જાગશે, અને તેમાંથી તમો બંને વચ્ચે અણબનાવ થઇને પછી મને પણ તમારે ત્યાં આવવાની મનાજ કરશે ! ”

“ એ બાબતમાં તમારે મુદ્દલ ધાસ્તિ રાખવીજ નહીં. હું એટલીબધી હદ સુધી આ ખટપટ નહીં લંબાવતાં વળી કંઇ કરામતથી એવો સરસ રસ્તો લાવીશ કે, જેથી વિરોધ થવા જેટલી વાત વધી નહીંજ પડે આટલુએ તરકટ હું તો કંઇ નહીંજ કરતે, પરંતુ તમારી ખાત્રિ કરવાને જરા તેમને મેં પુનઃ છંછેડયા છે, અને હવે સારો રસ્તો લાવવો, એ પણ મારૂંજ કામ છે, જે હું બજાવીશ. તમારે ચિન્તા નહીં કરવી.”

" ચિન્તા નહીં કરવી એ તો ઠીક છે, પણ આપણાં સંબંધમાં આ પણ એક પ્રકારનો વિક્ષેપજ કેની ? આવા વિક્ષેપથી મારો જીવ રાત ને દહાડો ચચણ્યાજ કરે છે, અને ભવિષ્યમાં શું હાલ થશે તેની મને સમજ પડતી નથી ! " કહેતાં ચંદાની આંખોમાં પાણી આવ્યાં.

" ચંદા બહેન ! તમે આવા પોચા કેવા ! આવી વાતમાં તે વળી રડવાનું હોય કે ? એ તો સંસારમાં એમજ ચાલ્યા કરે ! "

" પરંતુ બહારનો ચાળો એમના મગજમાં ભરાયો છે, તે નિકળે કેવી રીતે ? "

" તે એવી રીતે કે, તમે તમારા પતિનું મન હરણ કરો, અને તેમનું મન હર્યું કે બસ તેમનો જીવ તમારામાંજ વળગેલો રહેશે, અને તેમનું મન તમારામાં વળગેલું રહેશે તો પછી બહારનો ચાળો પોતાની મેળેજ દૂર થઇ જશે; માટે તેમ કરવાની પ્રેરવી કરો, અને હું પણ, તેઓ મારી પાસે આવશે એટલે તેમની સાથે તે પ્રકારનુંજ પ્રકરણ ઉપાડીશ. "

" ઠીક ! હવે વળી તમારી એ સૂચના પણ અમલમાં લાવીશ. "

" તેમ કરવાની સાથે તેમની સાથે કડવી વાણી મુદ્દલ નહીં ઉચ્ચારતાં માત્ર મિઠાશથી વર્ત્તન રાખજો, અને દસ્તાવેજની બાબત પણ તદબીરથી મિઠી વાણીમાંજ ઉડાવ્યા કરજો. જૂઓ તો ખરા કે, શું પરિણામ આવે છે ! "

" બહુ સારૂં બહેન ! " કહીને ચંદા પોતાને બંગલે ગઇ.

લાલે ચંદાને જોતાંજ પૂછયું " કેમ કંઇ બહુ વાર લાગી ? "

" વાતો કરવા બેઠી હતી તેથી જરા વધારે વાર લાગી ગઇ. "

" શાનાં ગપ્પાં ચાલતાં હતાં ? ગામની કૂથલીઓ કે ? "

"નારે ના! નકામી કોઇની કૂથલી કરવામાં શો માલ? એ તો અમારી બૈરાંઓનીજ વાતોના તડાકા ચલાવતાં બેઠાં હતાં."

"પણ શાના તડાકા? ઠંડા પહોરના કે ગરમ પહોરના?"

"ઠંડાએ નહીં, અને ગરમે નહીં."

"ત્યારે શાના?"

"એ તો અમે બંને મળીને સ્ત્રીના ધર્મ ઉપર વિવાદ કરતી હતી."

"ઓહો! વિવાદ કરીને કોઇ સભા જીતવા જવાનું છે કે શું?"

"સભામાં જઇએ તો આપ પસંદ કરો કે નહીં વારૂં?" ચંદાએ રમૂજમાં હાસ્ય વદને પૂછયું "તમે સુધારાને પસંદ કરનારા છો, માટે સભામાં અમે જઇએ, તો તે પણ તમે પસંદ કરશોજ."

"સ્ત્રીઓએ પોતાની સ્ત્રી સમાજમાંજ ખાસ કરીને ભાગ લેવો જોઇએ."

"અને પુરૂષની સભામાં સ્ત્રીઓ ભાગ લે તો કંઇ વાંધો ખરો?"

"વાંધો શાનો? આ વખતમાં એવા વાંધાની કોણ દરકાર કરે છે? સુધારાનો સડસડાટ પવન ફુંકાય છે, ત્યાં વળી વાંધો કેવો?" કહીને લાલે બોધ આપ્યો "ખાસ કરીને સ્ત્રીઓએ સુધારા વધારાના માર્ગ ગ્રહણ કરવાની સાથેજ પતિવ્રત્ત ધર્મ સાચવવાનો જે મુખ્ય ધર્મ છે, તેને કોઇ પ્રકારે યદકિંચિત પણ આંચ આવે નહીં, તેને માટે ખાસ કાળજી રાખવી જોઇએ. આજકાલની કેટલીક યુવતિઓ સુધારાના શિખરપર ચઢીને પોતાના પતિને પૂજવાને બદલે પતિ પાસે પોતાની પૂજા કરાવવામાં પણ સુધારો સમજે છે। તેવી અધમતા ગ્રહણ નહીં કરતાં પોતાના પતિને પરમેશ્વર પ્રમાણે સમજીને, તેમજ સ્ત્રી ધર્મનું રૂડી રીતે સંરક્ષણ કરીને, જે પણ સુધારા વધારા કરવા હોય તે ભલે કરો। અર્થાત મુખ્યત્વેકરીને સ્ત્રી ધર્મમાં ખામી નહીં

આવે તેમજ વર્તવું જોઇએ."

"એ આપનું કહેવું સત્ય છે, અને તેજ પ્રમાણે આપની આ નમ્ર દાસી પણ વર્ત્તવાને તત્પર છે."

"ઓહો ! આજે તો મારાં કહેવાની તને એકદમ અસર થઇ ગઇને !"

"આપનાં કહેવાની એવીજ અસર થયાં કરવાની; કેમકે પતિની આજ્ઞામાં રહેવું, એજ પત્નિનો પ્રથમ ધર્મ છે, અને એ ધર્મ પ્રમાણે વર્ત્તનારીજ સુખી થાય છે."

"મને લાગે છે કે, આ સમજણ તને મોહિનીએજ આપી હશે ?"

"હા પ્રાણનાથ ! મોહિનીએજ આજે મને બોધ આપ્યો છે કે 'પતિની આજ્ઞામાંજ સદા રહેવું.' માટે હવેથી આપનીજ આજ્ઞામાં રહીશ."

"ત્યારે તો અતિ ઉત્તમ ! વાહ !" લાલ પણ વિસ્મયતા પામ્યો, અને તેણે પૂછ્યું "મારી દરેકે દરેક આજ્ઞા તું માનશે કે ?"

"હાસ્તો! આજ્ઞાંકિત્ સર્વ પ્રકારે થવું, એજ મારો સિદ્ધાંત છે !"

"હું કદાચ એવી આજ્ઞા કરીશ કે, આ કુવામાં પડ, તો તું પડશે કે ?"

"હા, હા, પડીશ, અને અવશ્ય પડીશ !"

"અરે વાહ ! આ તો તું ભારી ભકનાણી થઇ ! હવે તો તને કંઇ પણ કહેતાં મારે ઘણીજ સંભાળ રાખવી પડશે !" કહીને લાલને મળવાને તેનો કોઇ ઓળખીતો આવવાથી તેની સાથે તે વાતમાં પડયો, અને ચંદ્દા પણ પોતાને કામે વળગી.

———*———

## પ્રકરણ ૧૮ મું.

—***—

### દોહરો.

અન્ય પરીક્ષા આપવા, લાલ હવે તૈયાર;
પણ બાજી જૂદી બની, પ્રકટયો અન્ય પ્રકાર.

### બાજી બદલાઇ !

પણ લાલમલાલને નિદ્રા શાની આવે ? આખી રાત્રિ પલં-ગપર આલોટીને પસાર કરી ! ચંદા અંદરનો ભેદ જાણતી હોવાથી પોતાના પતિને તેમની બેચેની માટે કંઇ પ્રશ્નજ કર્યો નહીં, પરંતુ તેને આનંદ આપવાને અનેક પ્રકારની ચેષ્ટાઓ ચલાવ્યા કરી ! લાલ ઉપરથી તેણીની સાથે આનંદી ચહેરોજ બતાવતો હતો, પણ અંદરથી તે મોહિનીની છબિમાંજ રમ્યા કરતો હતો ! ચંદાની વાતોમાં તે હુંકારો તો પૂરતો, પણ તે વાતનું સ્મર્ણ તેને રહેતું નહીં ! સબબ મોહિનીમાંજ તેની સર્વ સમજશકિત લીન થઇ ગઇ હતી ! આમ કરતાં જ્યાં ત્યાંથી રાત્રિ તો ગુજારી, અને પ્રભાત થયાં પછી તે પરવારીને આઠ વાગતાંને સુમારે મોહિનીની પાસે પહોંચ્યો.

આ સમયે મોહિની પોતાના બંગલાના ભોંયતળિયાના ભાગ-માંજ બેઠી હતી. તેણીએ લાલને પાટલો આપીને બેસાડયો, અને પૂછ્યું " કેમ ભાઇ, શી ખબર છે ? "

" અરે ! બહેન, ખબર શું પૂછો છો ? ખબરમાં એજ છે કે, મારી આખી રાત્રિ ઉજાગરામાંજ ગઇ ! જરા સરખી પણ આંખો મળીજ નથી ! "

" કેમ વારૂં ? ચંદ્રા બહેન રીસાઇ ગયા હતા કે શું વારૂં ?"

" તેણી તો કંઇએ રીસાઇ નહોતી, પણ મનેજ ઉંઘ આવી નહીં!"

" ઉંઘ નહીં આવવાનું શું કારણ ? ખાધું નહોતું કે શું ? ભૂખ્યા હો અથવા એકદમ વધારે ખાધું હોય તો ઉંઘ નહીં આવે, એ બનવા જોગ છે."

" તેવું કશુંએ નહોતું, પણ આખી રાત તમારૂં સ્મર્ણ થયાં કર્યું !"

" એટલા તમે પરવશ પ્રકૃતિના લાગો છો !" મોહિનીએ જરા હસીને જણાવ્યું " આપણી કબૂલાત પ્રમાણે તમે થાપબાજ નથી તેને લગતી સંપૂર્ણ ખાત્રિ કરી આપવાની પરીક્ષામાં હવે પાસ થાઓ, અને પછી બીજી ગજે પડવાની વાત કરો ! તે કબૂલાત પ્રમાણે જ્યાં સુધી તમે ફતેહ પામો નહીં, ત્યાં સુધી એવી આડી અવળી વાતો કરશો તો વળી તમારા ગળામાં નવી નવી પરીક્ષાનું લફરૂં વળગશે! માટે મનને કાબુમાં રાખી સીધી વાત કરો તોજ સારૂં ભાઇ !"

" ભૂલ્યો બહેન ! માફ કરજો ! હવે નવી પરીક્ષાની તો વાતજ કૃપા કરી વદશો નહીં !"

" વારૂં ત્યારે તમે પરીક્ષા આપવાને તઇયાર છો કે ?"

" હા બહેન તઇયાર છું." લાલ કરગરતાં બોલ્યો " તમે જેમ કહો તેમ કરવાને તઇયાર છું."

" ઓહો ! વળી આ પણ જબરી ખુલાસની થાપ મારી ! ખાસી થાપબાજીની પરીક્ષા તો આપો છો એમાં ના નહીં ! પણ એવી તમારી થાપબાજીમાં હું હવે લેવાઉં તેમ સમજશોજ નહીં; કેમકે હવે તો તમારી થાપબાજીની પ્રકૃતિ હું સમજી ગઇ છું ! માટે હજીએ તમને સાફ સાફ કહું છું કે, એવી મ્હોંઢાની મિઠાશ જવા દઇ સીધી અને

સરળ વાત કરો કે, તમે પરીક્ષામાં પાસ થઇ શકો, અને ધાર્યું હોય તે રીતિ નીતિથી થાય !"

"બહેન ! રીતિ નીતિની વાત તો વાજબીજ છે, પણ મારી નમ્રતાને તમે હજી પણ 'થાપબાજી' અને 'મ્હોંઢાની મિઠાશ' ની ઉપમા આપો છો ?"

"ત્યારે વળી બીજું શું છે ?" મોહિનીએ હવે લાલને બંધનથી બાંધવા માંડયો, અને તેણી બોલી "તમે કહ્યું કે 'તમે જેમ કહો તેમ કરવાને તઇયાર છું.' એટલે તમે તો એવી શાકર પીરસી કે, જાણે તમે મારાજ હુકમને આધિન હોવ તેમ ! ઓત્તમારીની ! આ તમારી માત્ર મ્હોંઢાની મિઠાશ નહીં તો શું ? શું તમે મારૂંજ કહ્યું કરશો ?"

"હા, હા, હા ! તમારૂં કહ્યું કરીશ ! તમારે તાબેજ છું !"

"જો વળી શાકરનો વરસાદ વરસાવ્યો !"

"અરે બહેન ! તમે મારે માટે ખોટો ખ્યાલ રાખો છો ! હું જે બોલું છું તે માત્ર મ્હોંઢાનું સમજશો નહીં, પણ ખરૂંજ બોલું છું, અંતઃકરણમાં જે છે તેજ બોલું છું, અને જેમ બોલું છું તેમજ કરી પણ બનાવીશ હું વચનનો ખોટો નથી, પણ ખરો છું."

"વારૂં ત્યારે જે બોલ્યા તેમાં થાપબાજી નથી, એને માટે તમે ખાત્રિ આપો છો ?"

"હા. એક વાર નહીં, પણ અનેક વાર. થાપબાજીનો શક પણ મારે માટે લાવશો નહીં."

"ઠીક ત્યારે તો હવે થાપબાજીની બાબતમાં મારે તમારી પરીક્ષા લેવી છે. તે હમણાંજ લેવાનો મારો વિચાર છે. તમે તે પરીક્ષા આપવાને પણ તઇયાર છો એટલે સારૂં છે."

"બરાબર તઇયાર છું. મારૂં હૃદય નિર્મળ છે એટલે વાંધો શાનો?"

"ત્યારે તમે મારૂં કહ્યું દરેક પ્રકારે કરશો, એ પણ ખરૂંની?"

"ખરૂં! એક વાર નહીં, પણ સત્તર સો વાર ખરૂં! હું તમારે તાબે છું, એમાં તમારે તલભાર પણ શક લાવવાનો નથી, અને જે કંઇ મારા હૃદયમાં છે, તેજ હું બહાર પણ બોલું છું."

"મારે પણ તેવીજ પરીક્ષા લેવાની છે, અને તે પરીક્ષામાં તમે પાસ થયા કે બસ સર્વ રીતે તમે મારા ભાઇ ખરા! પછી તો હું પણ કહીશ કે 'ભાઇ હો તો તમારા જેવાજ અંતઃકરણપૂર્વકના-ભાઇ હોજો!' આવા શબ્દોચ્ચાર કરવાનો સમય ઈશ્વર કરેને મને મળે, એટલુંજ હું પણ પવિત્રપણે ઇચ્છું છું."

"મારી પરીક્ષા લીધાં પછી પણ 'ભાઇ' અને 'બહેન' શબ્દોજ કાયમ રહેશે કે? પછી તો એ શબ્દોને પુષ્પાંજલી આપશોની?"

"આ તમારો પ્રશ્ન ઉતાવળિયો છે! આમ ઉતાવળા ના થાઓ! જૂઓ ભાઇ! કહેવત છે કે 'ઉતાવળે આંબા પાકતા નથી.' માટે શાંતતા રાખો. એક વાર પરીક્ષામાં તમે પાસ થાઓ, અને તે પછી આવા પ્રશ્નો પૂછો!"

"પરીક્ષામાં તો હું પાસ થવાનોજ; કેમકે મારૂં હૃદય સાફ છે, અને તમારી તમામ આજ્ઞાને અનુસરીને ચાલવાને હું મારા ખરા મનથી તત્પર છું, તેમજ તમારી સાથે કોઇ પણ પ્રકારે થાપબાજી પણ ચલાવતો નથી, અને કદી ચલાવીશ પણ નહિ, એમ મારૂં અંતઃકરણ અચલપણે સ્વીકારે છે, તો પછી પરીક્ષામાં પાસ થવાને વાંધોજ શું હોય?"

"વાંધો છે કે નથી તે તો અબઘડી ખુલ્લી રીતે જણાઇ આવશે." મોહિની મલકાતી બોલી "કાળું ને ધોળું કે ખરૂં ને ખોટું, એ તો કંઇ ગુપ્ત રહેતુંજ નથી! હમણાં ને હમણાંજ જે હશે તે જણાશે

આવશે; પણ વળી તમારૂં એક વચન મારે લેવાનું છે, અને તે એજ છે કે, પરીક્ષામાં પાસ થયા તો સારીજ વાત છે, અને જો નાપાસ થયા તો પછી તમે શું વિચાર કરશો ? તે પણ અત્યારે ખુલ્લું કરીજ નાંખો, અને જે કરવાનું હોય, તેને માટે પણ આ પ્રસંગે વચન આપી દો.”

“એ અટપટી વાત મને કંઇ સમજાઇ નહિ ! કૃપા કરીને સીધી–સરળ વાત બોલોની બહેન !”

“લોની ત્યારે સીધી–સરળ વાતજ કરૂં.” મોહિનીએ ચોખ્ખું ચટ જણાવી દીધું “જૂઓ ! સાંભળો ભાઇ ! મારૂં કહ્યું માનશો એટલે તમે પરીક્ષામાં પાસ થયલા ગણાશો, અને જો મારૂં કહ્યું નહિ માનો તો તમે નાપાસ થયલા ગણાશો; એટલે કે જો પાસ થયા તો પછી તમે મારા માથાના મુગટ, અને જો નાપાસ થયા તો નિરર્થક–નકામા ! એટલું તો ખરૂંજ કેની ?”

“અલબત ખરૂં ! તેમાં તો મારાથી ના કહેવાયજ કેમ ? એ તો રીતની વાત છે.” લાલે હિમ્મતથી જણાવ્યું “પાસ થવાની તો મને સોએ સો ટકા ખાત્રિ છે !”

“તો ઘણીજ ખુશીની વાત છે !” મોહિનીએ વળી વિશેષ રંગ લગાડતાં જણાવ્યું “મારી મરજી પણ તમને પાસ કરવાનીજ છે, અને ઇશ્વર પાસે હું તો એજ માંગું છું કે, તમે પ્રભુ કૃપાથી પાસજ થાઓ ! આ મારા મનની વાત વદું છું ભાઇ !”

“તો પરમાત્મા પણ તમારી ઇચ્છા પ્રમાણેજ પરિણામ લાવશે બહેન !”

“ઠીક ત્યારે હવે તમારી પરીક્ષાનો આરંભ કરૂં છું, માટે તૈયાર થઇ જાઓ !”

“હું તો તૈયારજ છું !”

"મારે હવે માત્ર એકજ વચન તમારી પાસે લેવાનું છે, અને તે એકજ વચન પ્રમાણે જો તમે વર્તશો તો તમે પાસ થયલા ગણાશો."

"બહુ સારૂં બહેન !"

"તમે મને એટલુંજ વચન આપો કે 'મારી પોતાની પત્નિ શિવાય અન્ય સ્ત્રી પણ મારે મા ને બહેન બરાબર છે.' આવું વચન આપો જોઇએ ?"

આ સાંભળતાંજ લાલ ચમકી ગયો ! તે તો જાણે વિસ્મયતાના વમળમાં પડયો ! શું ઉત્તર આપવો તે પણ તેને સુઝે નહિ ! જાણે તેનું મ્હોંઢું સીવાઇ ગયું હોય, તેવું થઈ ગયું !

"કેમ ! શું થયું ? પરીક્ષામાં જવાબ આપતાં વળી આટલો બધો વિલંબ થવો જોઇએ ખરો કે ? ઝટપટ જવાબ આપો, એટલે હું પણ ઝટપટ 'પાસ-નાપાસ'-ગમે તે પરિણામ પ્રકટ કરી દઉં."

"આ તો તમે મહાભારત પ્રશ્ન પૂછયો બહેન !" લાલ નમ-ન્તાઇથી બોલ્યો "આ તમારો પ્રચંડ પ્રશ્ન તો મને આંધળો ભીંત કરી નાંખે છે !"

"પણ મારા પ્રશ્નનો અર્થ તો તમે બરાબર સમજ્યા છો કે બધુંએ અંધારૂં ?"

"તે તો બરાબર સમજી ગયો છું."

"જો બરાબર સમજ્યા છો તો પછી ઉત્તર આપતાં આટલો બધો વિલંબ શાનો થાય વારૂં ?"

"એ બાબતમાં મારે કેટલોક ખુલાસો કરવો છે બહેન !"

"ખુલાસાની વાત તો પરીક્ષા પૂર્ણ થયાં પછી થાય. હમણાં તો મેં તમને જેમ કરવાનું કહ્યું છે તેમજ તમારે કરવું જોઇએ, અને મારા પ્રશ્નનો ઉત્તર તત્કાળ આપવો જોઇએ. તેમ છતાં પણ

જો તમારી મરજી તે પ્રમાણે બોલવાની નહિજ હોય તો ભલે ના કહો, એટલે હું પણ તમને છેલ્લી સલામ કરૂં !"

"લાલ ગભરાયો ! તે ઝટ બોલી ઉઠયો "અરે ! નહીં રે ! વળી છેલ્લા સલામની વાત તમે કયાં કરો છો ! તમારી આજ્ઞા પ્રમાણે વર્તવાને હું બંધાયલોજ છું, અને તેથીજ હવે જણાવું છું કે, મારી પોતાની સ્ત્રી શિવાય અન્ય સ્ત્રી મારી મા ને બહેન બરાબર છે. આ શિવાય બીજું કંઇ કહેવાનું છે કે ?"

"બસ ! એજ ! હવે તો તમે પરીક્ષામાં પૂરેપૂરા પાસ થયા !"

"હવે તો બીજી કશી પરીક્ષા લેવાની બાકી રહી નથીની ?"

"હવે બાકી સાકીની વાત નહિ. તમામ પરીક્ષા પૂરી થઇ ગઇ !"

"ત્યારે હવે તો 'ભાઇ' ને 'બહેન' શબ્દોની જરૂર નથીની ?"

"ખબરદાર ! હવે તો એ શબ્દોની પહેલી જરૂર છે !" મોહિની જરાક આંખો ચઢાવીને બોલી "જરા વિચાર કરો ! સંભાળીને બોલો ! તમે શું શબ્દોનું વચન આપ્યું તે જરા યાદ કરો ! તમારા વચન પ્રમાણે તમારી પત્નિ શિવાય કોઇ પણ પરસ્ત્રી હવે તો તમારી મા અને બહેન બરાબર છે, એમ તમારે માનીનેજ ચાલવાનું છે. હવે બીજી–ત્રિજી ગડબડ નહિ ચાલે, અને આપણા વચ્ચેનો સંબંધ પણ ભાઇ તથા બહેન જેવોજ જીંદગી સુધી સમજી રાખવો. એ શિવાય બીજું કશું બોલશોજ નહિ. બસ, આપણા વચ્ચે આટલા લાંબા સમયથી ચાલતી આવેલી ખટપટની પૂર્ણાહુતી આજે થઇ ગઇ !"

"આ તો તમે મને બોલીને ફસાવ્યો ! તમે દગો દીધો !"

"એ દગો નથી, પણ તમારો શુભેચ્છક સગો છે, અને તમે ફસ્યા નથી, પણ બચ્યા છો !"

"પરંતુ તમારી અને મારી વચ્ચે મૂળ વાત શું અને વિચાર શું ? આ તો જૂદુંજ પરિણામ તમે લાવ્યા, અને તે પણ ઘણાજ

વિચિત્ર રૂપમાં ! એટલે એમ થયું કે, અત્યાર સુધીમાં મારી અને તમારી વચ્ચે જે પણ યત્નો થયલાં તે તમામ વ્યર્થ ગયાં !"

"વ્યર્થ તો નથીજ ગયાં, પણ બરાબર બુદ્ધિનો ઉપયોગ કરીને વિચાર કરશો તો તમને સમજી શકાશે કે, તમારાં ને મારાં તમામ યત્નો સફળજ થયાં છે."

"કેવી રીતે સફળ થયાં તે સમજાવશો ?" લાલ કચવાતો બોલ્યો "તમારી સંગે પતિ-પત્નિ તરીકેનો સંબંધ સાંધવાનો મારો મૂળ યત્ન તો વ્યર્થજ ગયોના ?"

"વ્યર્થ નથી ગયો, અને તે તમે પોતે સમજી શકતાં નથી તો હું તમને સવિસ્તર સમજાવું છું." મોહિનીએ શાંતપણે સમજાવ્યું "જૂઓ ભાઇ સાંભળો ! જે યત્નો તમે કર્યાં તેનું ઉત્તમ પરિણામ એ આવ્યું કે, તમારી પોતાની પત્નિ શિવાય અન્ય સ્ત્રી તમે મા અને બહેન બરાબર ગણશો, એવાં તમે કસમ ખાધાં, જેથી હવે તમે નીતિમાં રહી તમારો ગૃહસંસાર તેજસ્વિ બનાવી શકશો. નીતિવાન પુરૂષ અને સ્ત્રી જે ગૃહે હોય છે તેનોજ સંસાર સુધરે છે, અને તેજ આ દુનીઆમાં વિજયી નિવડે છે, તેમજ સદા સુખી પણ રહે છે. જો તમે તમારો સંબંધ સાંધવાને આટલાં બધાં યત્નો કીધાં નહીં હોત તો તમે એક પત્નિ વ્રત કદીપણ સ્વીકારત નહીં, તેમજ તમે નીતિમાં રહી શકત પણ નહીં, એ તો દેખીતુંજ છે. વળી તમે આવાં યત્નો કીધાં તેથીંજ તમારી તમામ દોલતનું સંરક્ષણ થયું છે; કેમકે જો તમે મારી સાથે સંબંધ સાંધવાનાં યત્નો નહીં કરતાં કોઇ બીજી ધુતારીના ફંદમાં ફસ્યા હોત તો જરૂર તમારી દોલત, જે તમે મને લખી આપી છે, તે તમે તેણીને પણ જરૂર લખી આપતે, અને તે રીતે તમે લૂટાઇ જઇને નિર્ધનતામાં આવતે ! પણ મને તમે જે દોલત લખી આપી છે તે તો તમે જાણે 'સેવિંગ

બેંક' માંજ મૂકી છે, એમ માની રાખજો, અને એ તમારી દોલત મને અર્પણ કરેલી છતાં તે અંતે તમારીજ છે, એમ પણ અવશ્ય માનજો. મારે તો એમાંની એક બદામ પણ હરામ છે ! એ તો તમનેજ જીંદગી પર્યંત કામ આવશે, એ પણ ખાત્રિથી માની રાખજો !"

"તમને અર્પણ કરેલી દોલત મને હવે કેવી રીતે ઉપયોગી થશે ?"

"પ્રસંગોપાત તમને તે પણ સમજાશે. એ તો 'વખતના ગીત વખતેજ ગવાય' એવો એક નિયમ છે, અને તે નિયમ પ્રમાણેજ હું વર્તિશ."

"આ તમારાં બોલવામાં મને ભેદ ભાષે છે !"

"મારાં બોલવામાં ભેદ તો છેજ, અને તે ભેદ તમારા લાભમાંજ છે. વળી જે ભેદ છે તે ખુલ્લો કરવાનો પ્રસંગ આવેથી ખુલ્લો થશે, અને ત્યારે તે ભેદ તમને પણ સચોટ સમજાશેજ. ઉતાવળા ના થાઓ. શાંતતા રાખો. તમે તમારા મગજમાં એટલો મક્કમ વિચાર સમજી રાખજો કે, હું તમારા ભલામાંજ છું. આટલી ધીરજ રાખીને હવે નિરાંતે ઘેર બેશો, અને પતિ–પત્નિ આનંદ મંગળમાં વસો."

"હવે મારે દર માસે ખરચવાને જોઇએ તેનું કેમ કરવું ? પૂંજી તમારા કહેવા પ્રમાણે સલામત રહેશે, પરંતુ ખૂટણને માટે શું કરવું ?"

"મકાનનાં ભાડાં વગેરેની આવક છે તેમાંથી ખરચ કરજો."

"તે આવક ઉઘરાવવાનો હકક હવે મારો કયાં રહ્યો ?"

"તે માટે ગભરાશો નહીં. હું તેમાં વાંધો નહી લઉં."

"તો મહેરબાની !"

આ પ્રમાણે ઠંડાગાર બનીને લાલમલાલભાઇ પોતાના બંગલે પાછા પધાર્યા.

---

# પ્રકરણ ૧૯ મું.

—***—

દોહરો.

લાલે તાલ કર્યો નવો, પતિ સંગે શેર;
ચંદા આફતમાં પડી, જાગ્યું જબરૂં ઝેર!

## લાલનો તાલ!

લાલે બંગલે જઇને મગજ ફેરવ્યું! મોહિનીની પાસે તો ભાઇ સાહેબ ઠંડા થયા હતા, પણ રસ્તામાં વળી તેના મગજમાં રાઇ ભરાઇ ગઇ! પોતાને બંગલે પહોંચતાંજ તેણે ચંદાને પોતાની પાસે બોલાવી, અને તેણીને શાંતતાથી જણાવ્યું "જો વ્હાલી! આજ સુધી તો મેં તને ગમે તેમ ખોટું ખરૂં ભેળીને આડું અવળું સમજાવ્યું હતું, પણ હમણાં તો ખરેખરૂંજ તને કહી દઉં છું, માટે જરા ધ્યાન દઇને સાંભળ! પેલો દસ્તાવેજ મેં મોહિનીને લખી આપ્યો છે તે ખરેખર મારી તમામ દોલતનોજ છે, અને તમામ દોલત મેં તેણીને લખી આપી છે, એ હું તને સાફ કહું છું! માટે તે દસ્તાવેજ તો તેણીની પાસેથી પાછો મેળવવોજ જોઇએ જો!

"તે દિવસે તો તમે કંઇ જૂદોજ ખુલાસો કરતાં હતા!"

"તે તમામ ખુલાસો ખોટોજ માની લેજે, અને હમણાં જે ખુલાસો કરૂં છું, તેજ તદ્દન ખરો છે, એમ ખાત્રિથી માનજે!"

"ત્યારે તો તમે તે દસ્તાવેજ તેણીની પાસે માંગી લો!"

"તેણી હવે દાદજ દેતી નથી, અને ભલતીજ રીતે ઉડાવે છે!"

"કેમ્ર વારૂં? તેણીનું કહેવું શું છે?"

"અરે! તેણી તો હથેલીમાં ચાંદ બતાવવાની વાતો વદે છે!"

"ત્યારે મારો શું ઉપાય? તમો બેની વાતમાં હું શું કરી શકું?"

"તારે એટલુંજ કરવાનું કે, આજથી તેણીનાં દ્વાર ત્યાગ કરવાં, અને આજથીજ તેણીનો સર્વ પ્રકારનો સંબંધ પણ તજી દેવો."

"તેમ કરવાથી શું તેણી તમને દસ્તાવેજ આપી દેશે કે?"

"તે મને જેમ યોગ્ય લાગશે તેમ કરીશ, અને હું પણ તે રાંડને તેણીની લુચ્ચાઇનો સ્વાદ બરાબર ચખાડીશ, ત્યારેજ જંપીને બેસીશ! યાદ રાખજે કે, તે રાંડને મારો દસ્તાવેજ પચવા તો નહીંજ દઉં!"

"પ્રાણનાથ! 'રાંડ–રાંડ' કરીને ગાળો દઇ દોષમાં ના પડે!"

"ચૂપ!" લાલ ડોળા ઘુરકાવી બોલ્યો "રાંડ એક વાર નહીં, પણ સાત વાર! રાંડ તો ખરીજ! તેનો વેશ જોઇનેજ કોઈ પણ કહી શકશે કે, એ ચોખ્ખી રાંડ છે!"

"એ તો મુંબઇના બૈરાંઓની ફૅશનનો પહેરવેશ છે."

"હા, હા! ખરી વાત! તું પણ તેણીનો પક્ષ કર! લાલ ઘુરકતો બોલ્યો "પણ યાદ રાખજે કે, જો તેણીનો પક્ષ તેં કીધો, અને મારી મરજી વિરૂદ્ધ વર્ત્તિ તો તારો ટાંટિયો પણ કહાડીશ, અને તારૂં મ્હોં પણ નહીં જોઉં!"

"એવો ક્રોપ મારાપર શા માટે કરો છો પ્રાણનાથ?" ચંદ્રા આજીજીપૂર્વક બોલી "તમે અને મોહિની વચ્ચે બિનાકશો થયો તેમાં મેં શું પાપ કીધાં, તેમજ મારો શો અપરાધ કે મને આમ ધુજાવો છો? તેણી જાણો, ને તમે જાણો!"

"તે તો હું જાણું ને તેણી જાણે! પરંતુ તારે તેણીની સાથે સંબંધ રાખવો નહીં, એટલી હું તને ખાસ આજ્ઞા કરૂં છું, તે તારે માનવી છે કે નહીં?"

"આપની આજ્ઞા માનવાને હું બંધાયલી છું, પણ–"

"એ વળી 'પણ' કેવું? તે મારે નથી સાંભળવું! બસ, એકજ વાત કે, તારે તેણીની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવોજ નહીં."

"પ્રાણનાથ ! કૃપા કરી આપ જરા મારૂં સાંભળશો ?"

"કંઇ સાંભળવાની જરૂર પણ જોતો નથી ! સો વાતની એકજ વાત કે, તારો કંઇ પણ સંબંધ તેણીની સાથે નહીં જોઇએ ! એવી ઠગારી ને દગલબાજ રાંડની સાથે મ્હોં જોવાનો વહેવાર પણ સારો નહીં!"

"એ 'દગલબાજ' અને વળી 'ઠગારી' શાથી ઠરી ?" ચંદાએ વિનય સહ સમજાવતાં કહ્યું "દસ્તાવેજ તો આપે એને રાજી ખુશીથી લખી આપ્યો હશેની ?"

"હેં !!!" લાલે નસ્કોરાં ફુલાવતાં જણાવ્યું "હું જાણું છું કે, તું પણ તેણીનોજ પક્ષ કરનારી છે ! તું કંઇ એમ સીધી વાતે સમજનારી છે ? તને પણ પહેલાંની માફકજ મારી મા સાથે ઘેર ખીચડું ખાવા રાખીશ, ત્યારેજ તું પણ પાછી સુધરશે, ને ઠેકાણે પણ ત્યારેજ આવશે ! પછી જોઉં છું કે, એ રાંડ મોહિની તારો કેટલોક ભાવ પૂછે છે ! એ મુંબાઇની તરકડી તારી કેટલીક સગી થાય છે ! તું નફ્ટ છે ! નિર્લજ છે ! અક્કલ વગરની છે ! તારામાં કોડીનું પણ ભાન બળ્યું નથી ! તને એટલી પણ સમજ નથી કે, તે રાંડ કૂલટા વગર તને ચાલશે, પણ મારા વગર નહીંજ ચાલે ! તારી જીંદગીનો સાથિ તો હું છું, પણ તેણી નથી ! તેમ છતાં તારામાં સુનારૂં બળ્યું નથી, ત્યાં શું કરવું ?"

"પ્રાણનાથ ! આપ બોલો છો ખરા, પણ આગળ પાછળનો વિચાર કરીને બોલતાં નથી ત્યાં લાચાર !" ચંદાએ તેને શાન્ત કરવાનો વિચાર રાખ્યો.

"મને તો આગળ પાછળનો વિચાર જાણે નથી, પણ તને તો છેની ?" લાલે દાંત પીસીને જણાવ્યું "અરે ! અભાગણી ! તને પોતાનેજ આગળ પાછળનો વિચાર કયાં છે ? તને મારી પરવા કયાં છે રાંડ કમજાત !"

"મને ગરજ આપનીજ છે, પરંતુ તેણીને ગાળો ભાંડવાથી શું સાર ?"

"ગાળો ભાંડવામાંજ અટકનાર નથી, પણ તેણીનો ચોટલો પકડી ભર બજારમાં જોડે-જોડે મારીશ! તું મને શું સમજે છે? તેણીની આબરૂના ધનાંધાંતિયાં કરી નાંખીશ, અને તેણીને ત્રણુ બદામની બનાવી દઇશ! તું હજી મને ઓળખતી નથી, પરંતુ હું પણ કાળો નાગ છું! જાણે છે?"

"ત્યારે તો આપને જેમ યોગ્ય લાગે તે કરો! આપ મારી વાતજ સાંભળતાં નથી, ત્યાં મારો કંઇ ઉપાય નથી, અને તેથી હવે મારે કંઇ પણ બોલવું મિથ્યા છે!"

"હું પણ નાજ કહું છુંની કે, તારે તે રાંડની બાબતમાં એક શબ્દ પણ બોલવોજ નહીં. માત્ર તેણીની સાથે તારે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવો નહીં, એજ મારી તને સૂચના છે, અને તે સૂચના પ્રમાણે તારે જો ચાલવું હોય તો મારી સાથે રહે, અને જો નહીંજ ચાલવું હોય તો તું તારી મેળે રસ્તો લે, અને મારી માની સાથે જઇને પડી રહે!"

"પણ તેણીની સંગે હું કદાચ સંબંધ રાખું તો તેમાં તમારૂં કંઇ પણ નુકશાન નહીં પણ ઓર ફાયદોજ થશે, એ પણ આપ નક્કી માનજો!"

"એવો હિચકારો ફાયદો મારે જોઇતો નથી, અને એવા ફાયદાની મને દરકાર પણ નથી!"

"જો આપને ફાયદાની દરકાર નથી તો મારો સંબંધ તેણીની સાથે રહે કે નહીં રહે તેની પણ દરકારજ નહીં રાખો."

"હેં! એ શું બોલી?" લાલે માથું હલાવતાં જણાવ્યું "તારા પેટનું પાપ સમજાયું! ગમે તેમ કરીને પણ તારે મોહિનીનો સંબંધ સાચવી રાખવો છે, અને તેને ખાતરજ તું આટલી બધી રકઝક મારી સાથે કરે છે! તો ઠીક છે! મને હવે તારી પણ દરકાર નથી, માટે તું પણ બંગલામાંથી નિકળીને તારી મોહિનીને ગળે વળગ!

મારી માતુશ્રી સાથે પણ મારો વિચાર હવે તને રાખવાનો નથી! તારો સંબંધ મારે નહીં જોઇએ! તારા જેવી હઠીલી સ્ત્રીને સાથે રાખવામાં મારી શોભા નહીં!"

"સ્વામિનાથ!" ચંદ્રા નમીને બોલી "હું કંઇ હઠ કરતી નથી, પણ આપની સાથે, માત્ર નમ્રતાઇ ભરેલી વાત કરૂં છું, અને તેમાં પણ આપ ગુસ્સે થાઓ છો તમે પસ્તાશો!"

"શું બોલી? હું પસ્તાઇશ! એટલે! તું ને તારી મોહિની મને શું કરનારી છો? અરે! જારે રાંડ લુચ્ચી! તારી મોહિનીને ગળે વળગ! નિકળ મારા ઘરમાંથી! તારૂં કાળું કર! તારૂં મને કામ નથી! તારા જેવી કમજાતનાં પગલાં મારે ત્યાં નહીં જોઇએ!" કહીને લાલે ઉઠીને તેણીને બે-ચાર થાપડો ચોહોડી કહાડી, અને હાથ પકડીને ખેંચતા તેણી ઉઠીને ઉભી થઇ, અને તેવાજ લાલે તેણીને ધકકા મારવાથી તેણી રડતી રડતી દાદર ઉતરવા લાગી! તેટલામાં લાલે જબરો ઘાંટો પાડીને જણાવ્યું "ખબરદાર જો મારે બંગલે પાછી આવી તો! તેમ મારે ઘેર મારી મા પાસે ગઇ તો ટાંટિયોજ ભાંગી નાંખીશ! તારી સગલી મોહિનીને ત્યાં જઇ પડ! તે તને હવે તારે છે કે ડુબાડે છે તે જણાશે!" કહીને લાલ પોતાના બંગલામાં મ્હોં બહાર કહાડીને ઉભો રહ્યો, અને ચંદ્રા કયાં જાય છે. તે જોયાં પછી ઉદાસ બની ઇઝીચેરપર લાંબો થઇને અત્યંત વિચાર સાગરમાં ગોથાં ખાતો પડયો!"

ચંદ્રા દાદર ઉતરીને પોતાના બંગલાના ઓટલાપર ઉભી રહી, અને એટલાંમાંજ લાલે બારીમાંથી બરાડો પાડવાથી તેણી બાપડી બ્હીને મોહિનીને ત્યાં ગઇ.

લાલ વિચારવા લાગ્યો કે "મોહિની કદાચ હવે સમજી વિચારીને ઠેકાણે તો આવશેજ, અને તેણી, મારી પત્નિને માટે સમજૂતિ કરવાને પણ મારી ખુશામત કરતી આવશે, એટલે તે વખતે હું પણ તેણીને સકંજામાં સપડાવીને મારો દસ્તાવેજ પાછો મેળવવાની ખટપટ કરી નાંખીશ." આમ અનેક તરંગો કરતો તે ઉંડા વિચારમાં પડ્યો!

---*---

# પ્રકરણ ૨૦ મું.

—***—

### દોહરો.

ચંદા સંગે મોહિની, કરતી કંઇક વિચાર;
બે બહેનો સમ સંગમાં, રહી એજ છે સાર.

### એક ગાંઠ.

રડતી આંખે ચંદા પોતાને બંગલેથી નિકળીને ઘણીજ શરમાતી તથા ખંચાતી ઝડપથી મોહિનીના બંગલામાં ઘૂસી ગઇ, અને જતાંની સાથેજ મોહિનીને ગળે વળગી પડીને હુસ્કે હુસ્કાં ભરીને રડવા લાગી! મોહિનીએ તેણીને સમજાવીને શાંત કરી, અને રડતી આવવાનું કારણ પૂછતાં ચંદાએ સર્વ હકિકત કહી સંભળાવી, જે ઉપરથી મોહિની બોલી "મારી પાસે તેઓ આવ્યા હતા, ત્યારે મેં તેમને પાણીથી પાતળા કરી દીધાં હતા, અને મેં તેમને એટલા તો ઢીલા ઢચ બનાવ્યા હતા કે, તેમણે મારી સૂચના પ્રમાણે તમારા શિવાય પરસ્ત્રી મા-બહેન પ્રમાણે ગણવાનાં કસમ પણ ખાધાં હતાં! આટલું થયાં છતાં તેમણે તમારી સાથે આવી ચાલ ચલાવી, અને વિચિત્ર વાતો કરી, માટે હવે તો મારી ખાત્રિ છે કે, તેમની મતિ ભૃષ્ટ થઇ છે, અને ભવિષ્ય ભૂંડું ભાષે છે! માટે બહેતર છે કે, હવે તમારે ચેતીનેજ ચાલવું, અને તમને બંગલામાંથી પણ હાંકી કહાડયા છે તો તમે તમારા સાસુની સાથે સાંપ્રત નિવાસ કરો."

"ત્યાં રહેવાની પણ મને સાફ ના પાડી છે! તેમણે તો સ્પષ્ટ કહ્યું છે કે 'તું મોહિનીનો પક્ષ કરે છે તો હવે મોહિનીને ત્યાંજ રહે, અને તેણીને ગળે વળગ!' આમજ ખુલ્લું કહ્યું છે બહેન!"

"મારે ત્યાં તમે રહેશો તો હું તમને મારા બહેનથી પણ વિશેષ રાખીશ, અને તમારા રહેવાથી મને તો ઓર આનંદજ થશે; પરંતુ મારી સલાહ તમારા ભલાંને માટે એટલીજ છે કે, તમારા સાસુ સાથે તમે રહો, તેમની સાથે એક ગાંઠ રાખો, અને એ પ્રકારે તમારાં ઘરમાંજ તમારો પગ કાયમ કરો. તેમ કરવામાં ભવિષ્યમાં તમને ફાયદો છે બહેન !"

"પણ ઘરમાં હું રહું, અને તેઓ વળી ઘેર આવી તોફાન કરી મને ઘરની બહાર હાંકી કહાડે તો તે વખતે મારૂં કોણ ? સાસુજી બિચારા વૃદ્ધ પડયા, જેથી તેઓ પણ લાચાર થઇ પડે, અને તે બાપડાનું પણ કંઇ ચાલી શકે નહીં ! માટે ઘેર જતાં તો મારો જીવ ધડકે છે !"

"તે માટે તમે ગભરાશો નહિ. હું પોતે તમને મારી સાથે લઇને તમારે ઘેર પહોંચતાં કરીશ, અને તમારા પતિ તમારે ત્યાં આવીને તોફાન કરી શકે નહિ તેવો પાકો બંદોબસ્ત કરીશ."

"તે બંદોબસ્ત કેવી રીતે કરશો ?"

"કેવી રીતે શું ? એ તો બરાબર પાકો બંદોબસ્ત કરીશ. એ જ્યારે સીધી રીતે સમજતાં નથી, ત્યારે એમને હવે આડી રીતે દમામનાં દર્શન કરાવ્યા વગર છૂટકોજ નથી ! હમણાંજ હું તમારી સાથે આવું છું તમે જૂઓ તો ખરા કે, એમનેજ નમાવીને સીધા દોર કરીશ, અને તમારી સામું જરા પણ ગરબડ કરે નહિ તેવોજ રસ્તો લઇશ." આમ જણાવી મોહિનીએ પોતાના ભૈયા રામસિંગને બોલાવીને તેને એક ભાડાંની ગાડી લાવવાને ફરમાવ્યું, અને પોતે લૂગડું બદલી તૈયાર થઇ ગઇ. થોડી વારમાં ગાડી આવી, અને તેમાં મોહિની, ચંદ્રા અને ભૈયો રામસિંગ બેસીને તાબડતોબ તેઓ સર્વ શહેરમાં લાલની માતાની પાસે ગયાં.

મોહિનીએ ત્યાં જઇને ગોદાવરી ડોસીને સર્વ બિનાથી વાકેફ કરી, અને પછી ભૈયા રામસિંગને ત્યાંજ ચોકીદાર તરીકે રાખી તેને મોહિનીએ સૂચવ્યું "લાલ શેઠ અહીં આવે તો તેને ઘરમાં જવા નહિ દેતાં બહારથીજ હાંકી કહાડજો, અને તેને સાફ જણાવજો કે 'આ ઘરના માલિક મોહિનીબાઇ છે, માટે તેની રજા શિવાય તમને ઘરમાં જવા નહિ દઇએ.' આમ જણાવી તેને વિદાયે કરજો." આટલો બંદોબસ્ત કરવાની સાથેજ પેલો દસ્તાવેજ, જે તેજ ઘરની ત્રિજોરીમાં હતો. તે મોહિનીએ ચંદ્રા પાસે માંગી લીધો, અને ચંદ્રાને તથા ગોદાવરી ડોસીને ધીરજ આપીને મોહિની પુનઃ પોતાને બંગલે ગઇ.

બીજે દિવસે પ્રભાતથી લાલે વારંવાર મોહિનીના બંગલા તરફ નજર નાખ્યા કરી, પણ ચંદ્રા નજરે પડી નહિ ! મોહિની જણાયાં કરતી હતી, પરંતુ ચંદ્રા મુદ્દલજ નહિ જણાયાંથી લાલે પોતાના નોકર મણીઆને બોલાવીને મોહિનીને ત્યાં મોકલ્યો, અને તેને સૂચના કરી કે "તારી શેઠાણી ત્યાં છે કે નહિ ? એટલી તપાસ કરીને આવજે." આ સૂચના પ્રમાણે મણીઓ ત્યાં જઇને થોડીજ મિનિટમાં આવીને લાલને કહેવા લાગ્યો કે "ત્યાં શેઠાણી તો નથી, પણ માત્ર મોહિની બાઇજ છે"

"અને તારી શેઠાણી કયાં છે તેની કંઇ પૂછપરછ કરી હતી કે ?"

"તે બાએ મોહિનાબાઇને પૂછતાં તેમણે કહ્યું કે 'તારા શેઠાણી તો શહેરમાં તેમને ઘેર તેમની સાસુ પાસે રહેવા ગયા છે.' આટલું સાંભળીને હું અવતો રહ્યો."

"વારૂં ઠીક છે; જા." કહીને લાલે તે નોકરને ત્યાંથી દૂર કર્યા પછી તે મહા ક્રોધાયમાન થઇને મનમાંજ બબડવા લાગ્યો કે "રાંડને ના કહેવા છતાં મારી માની સાથેજ રહેવા ગઇ ! હવે હું પણ ખરો કે, હમણાં ને હમણા મારે ઘેર જઇને તે રાંડનો ચોટલો

પકડીને બહાર કહાડી મૂકું !" આમ ઉશ્કેરાઇ જઇ લાલ કપડાં પહેરીને તાબડતોબ પોતાની ગાડી જોડાવીને પોતાને ઘેર ગયો.

લાલે પોતાના આંગણામાં ગાડી ઉભી રાખી ઓટલાપર બેઠેલો ભૈયો ટટાર થયો. ફેંટો માથે વિંટાળી લીધો. હાથમાં ડાંગ લઇને ઉભો રહ્યો, અને ઘરનાં બારણાં વચ્ચે થાંભલા જેવો મૂંછોના આંકડા ચઢાવતો ને ખોંખારતો ખડો રહ્યો. લાલે ગાડીમાંથી ઉતરતાં પહેલાંજ ભૈયાને જોતાં પૂછ્યું "તમે કેમ અહીં ઉભા છો ? તમારી શેઠાણી આવી છે કે શું ?"

"નાજી. મારા શેઠાણી તો બંગલે છે, અને મને અહીં રાખ્યો છે."

"શા માટે તમને અહીં રાખ્યા છે? તમારૂં અહીં શું કામ છે?"

"મને આ ઘરની રખેવાળી કરવા રાખ્યો છે શેઠ !"

લાલ હવે ગાડીમાંથી નીચે ઉતર્યો, અને બોલ્યો "તમારી અહીં કંઇ જરુર નથી. તમે તમારી શેઠાણીના બંગલાનીજ રખેવાળી કરો." કહીને લાલ બારણું ખોલવા ગયો.

"બારણાંને હાથ લગાડવો નહીં. તમને અંદર જવા દેવાનો હુકમ નથી. શેઠાણીનો હુકમ લાવો તો ઘરમાં જવા દેવામાં આવશે."

"કઇ તારી શેઠાણી મૂઇ છે રાંડ ? ચાલ દૂર ખસ અહીંથી !"

"શેઠજી ! મ્હોં સંભાળીને બોલો !" ભૈયાએ જરા જુસ્સામાં જણાવ્યું "મ્હોંમાંથી ગાળ દેવાનું કામ નથી. તમને સાફ જણાવું છું કે, તમારે જો ઘરમાં જવું હોય તો મારા શેઠાણીની પરવાનગી લાવો."

"મારા ઘરમાં જવાને તારી શેઠાણીની પરવાનગીની શી જરૂર?"

"તે તમે જાણો ને શેઠાણી જાણે ! હું તો નોકર માણસ પડયો, માટે મારે તો તેમના હુકમ પ્રમાણેજ ચાલવું જોઇએ. મહેરબાની કરીને તેમની પરવાનગી લાવો."

"પણ મારા ઘરપર તેણીની શી સત્તા છે ? ઘર મારૂં છે કે તેણીનું ?"

"તે પંચાતની મને જરૂર નથી. હું તો શેઠાણીના હુકમ મુજબ કરીશ."

"તેમાં તું સાર નહીં કહાડે ! તને ધક્કો મારીને નીચે ઉતારીશ ! ઓળખે છે કે ?"

"ઓળખું છું કે તમે લાલ શેઠ છો, પરંતુ જેનું અન્ન ખાઉં છું તેના હુકમ પ્રમાણેજ હું તો ચાલીશ, અને તેટલા માટે સાધી રીતે અરજ કરૂં છું કે, મહેરબાની કરીને અહીંથી રસ્તો લો. અગર તેમ નહીં સમજશો તો તમારાં પહેલાં હુંજ તમને ધક્કો મારીશ !"

આ સાંભળીનેજ લાલ ચમક્યો, અને તે સમજી ગયો કે "આ પરદેશી બચ્ચાને વધારે છેડવામાં સાર નહીં !" તેણે જરા નમી જઇ ભૈયાને જણાવ્યું "ભૈયાજી ! તમે પોતે નથી જાણતા કે આ મકાનનો માલિક હુંજ છું ?"

"તે મને ખબર છે, તોપણ મારા શેઠાણીનો જે હુકમ થયો છે, તે પણ મારે બજાવવાની મારી ફરજ છે. એ પણ તમારે જાણવું જોઇએ શેઠજી !"

"આવો ગેરવાજબી હુકમ કરવાનું તેણીને શું કારણ હશે ?"

"તે તો તમે જાણો, અને તે જાણે ! મને તેની શું ખબર ?"

"તો તમે જરા તસ્દી લઇ તમારી શેઠાણીને પૂછી આવો !"

"મારાથી અહીંથી ખસાય નહીં, માટે તમે પોતેજ તેમને મળો."

"આ તો જુલમ કહેવાય, ભૈયાજી ! તમે મારૂં આમ અપમાન કરો છો તે સારી વાત નથી, અને આમાં સાર નહીં નિકળે ! મારે આખરે પોલીસને બોલાવવી પડશે"

"તમારી એવી ધમકીથી હું બ્હીવાનો નથી ! મહેરબાની કરીને વધારે ગડબડ નહીં કરતાં અહીંથી મૂંગે મ્હોંઢે રસ્તો લો, અને નહીં તો મારે પણ હવે મારૂં પાણી બતાવવું પડશે !"

"ઠીક ! આ પણ ખરી વાત !" લાલ સડક બની બોલ્યો "ભૈયાજી ! આમ જીદ નહીં કરો, અને મને મારા મકાનમાં જવા દો !"

"તમે જોઇએ તેમ કરશો, તો પણ એ નહીં બને ! તમારે જોઇએ તો પોલીસમાં પહોંચો કે જોઇએ તેમ કરો !"

"એમ કે ! ઠીક છે ! જોઉં છું !" કહીને લાલ ગાડીમાં બેસીને પાછો પોતાને બંગલે ગયો, અને પોતાના દિવાનખાનામાં જઇને વિચાર કરવા લાગ્યો કે "મારી પત્નિ જરૂર મોહિની સાથે મળી ગઇ હશે, અને મોહિનીએ પેલા દસ્તાવેજને આધારેજ ભૈયાને ઘરપર બેસાડયો હશે ! માટે હવે તો મોહિની સાથે મળી જઇ રસ્તો લાવવો જોઇએ ! કેમકે જો બીજી ટણ્પચ કરવા જઇશ તો વળી કંઇ નવું જૂનું થશે, અને તેથી તો મુસ્કેલી વધશે ! માટે કંઇ પણ તાલ કરીને મોહિનીને વળી હાથપર લેવીજ સારી છે !" આમ વિચાર કરતો નિઃશ્વાસ નાંખવા લાગ્યો ! તેમ કરતાં વળી તેણે મનમાંજ ઉથલપાથલ તરેહવાર રીતે કરવા માંડી.

પેલી તરફ ગોદાવરી ડોસી તથા ચંદા પણ વિચારનાં વાદળાંમાં ઘેરાયલી બેઠી છે. તેણીઓ પરસ્પર સંતાપ કરે છે કે "આ પંચાતિનું પરિણામ પ્રભૂ જાણે કે કેવું આવશે !" અગર જો મોહિની તેણીઓને હિમ્મત આપી ગઇ હતી, તો પણ તે બંને સાસુ–વહુની છાતી ધડક ધડક થતી હતી ! લાલ અને ભૈયા વચ્ચે થયલી ટપાટપી

તેણીઓએ ઘરમાં ભરાઇને સાંભળી હતી, અને તેથી તેણીઓના ગભરાટમાં અધિક વૃદ્ધિ થઇ હતી !

"વહુ ! આ છોકરો શું કરવા બેઠો છે !" ડોસી આંખોમાં અશ્રુ લાવી બોલી "આ ટંટા તોફાનનું પરિણામ કોણ જાણે કેવું આવશે!"

"સાસુજી ! જે થાય તે ખરૂં ! એમને અવળી મતિ સુઝૂજી છે, ત્યાં લાચાર ! પોતાની તમામ દોલત એમણે મોહિનીને લખી આપી, અને મોહિની વળી ભલી ને સત્યતા સમજનારી હોવાથી તેણીએ તે તમામ દોલત મારા નામની કરી આપી છે. જો મોહિનીની દાનત પણ ખરાબ થાત, અને તેણીજ સર્વ પચાવી પાડત તો આપણે બધાંએ રડી રહેત ! હવે તે દોલતપર મારોજ હક્ક છે, અને તે મારે નામે હોવાથી એઓ બીજાને આપી શકે તેમ નથી. મારા નામપર દોલત મોહિનીએ કરી આપી છે. તે હજી એમને ખબર નથી, અને ખબર પડે તો મારાપર જુલમ કરીને પણ એઓ બધુંએ ઝુંટવી લે ! માટે એમને મેં વાતજ કરી નથી ! એમના સઘળા રસ્તા ખરાબ છે, અને એઓ કોઇ પણ રીતે સીધા રહે તેમ નથી, માટેજ હવે જે છે તે સાચવી રાખવાની ફરજ છે. જો એમના હાથમાં સોંપાય તો એઓ બધુંએ ઉડાવી દે, અને આપણે સર્વ ભીખ માંગતાં થઇ જઇએ ! આ તો બધું સચવાઇ રહેશે, અને સુખે રોટલા ખાઇશું. તેમાં એમને પણ ભવિષ્યમાં કોઇ વાતે આપદા પડે નહીં, તેવું રાખ્યું છે. આ બધી ગોઠવણ મોહિનીએજ તદબીરથી કરી છે. તો તેમાં ખોટું પણ શું છે વારૂં ? પણ તે એમને પાલવતું નથી, અને એમને તો બધો ડલ્લો પોતાના હાથમાં જોઇએ છે." આ વિગેરે વાત તેણીએ ડોસીને સમજાવીને કહી.

---

## પ્રકરણ ૨૧ મું.

—•✻✻✻✻—

દોહરો.

મિષ્ઠ મનોહર મોહિની, લાલ ગયો તે પાસ;
કૂષળ તે નારી ઘણી, લાલ બન્યો ત્યાં દાસ !

### " મોતિયાં મૂવાં ! "

બપોરના બાર વાગ્યા છે. ભોજન કરી પેટ ઉપર હાથ ફેરવતો લાલ પોતાના બંગલાના ગોખમાં ઉભો છે. ખભે ટુવાલ નાંખ્યો છે, અને મ્હોંમાં પાનનો ડુંચો ભરેલો પાન ચાવતો, પીચકારીઓ મારતો, અને વારંવાર ખોંખારતો આમ તેમ આંટા મારતો વિચાર કરે છે. એટલામાં મોહિની પણ ભોજન કરી પોતાના બંગલાની ગૅલેરીમાં પવન ખાતી ઉભી છે. લાલની નજર તેણીના તરફ દોડી. લાલે ખોંખારીને તેણીને 'સીગનલ' આપી, પરંતુ તેણીએ નીચેથી ઉંચે જોયુંજ નહીં ! આથી લાલે જરા વધારે જોરમાં ખોંખાર્યું, અને અવાજ કરી હોટકાર ખાધો, જે ઉપરથી મોહિના સમજી ગઈ, અને તેણી જાણે તિરઃસ્કાર બતાવતી હોય એવા રૂપમાં તેણી લાલ સામું કંઇ આડી નજર નાંખી થૂંકી, અને અંદર ચાલી ગઇ ! આવા ખુલ્લાં અપમાનથી લાલને અત્યંત સંતાપ થયો, અને પરિતાપમાં ગોખમાંજ પડેલી ખુરસી પર બેસી ગયો. તે વિચાર કરવા લાગ્યો કે " અરે રે ! જે મોહિની મને સ્નેહથી સત્કાર કરી બોલાવતી હતી, તેજ મોહિની અત્યારે તિરઃસ્કાર કરી મારી સામું થૂંકે છે ! આ પણ કેવી મારી દુર્દશા ! " આમ અફસોસ કરતો તે વળી મનમાંજ કિલ્લા કોટ બાંધવા લાગ્યો કે " હવે તો હું પણ ખરો કે, એજ મોહિનીને

પુનઃ શાંત કરી, એજ મોહિની મને પુનઃ માયાળુપણે બોલાવે, તેવી રચના રચું !" આમ પાકો ઠરાવ કરી તે ઉઠયો, પહેરણ ને ટોપી પહેર્યાં, અને વળી વિચારવા લાગ્યો કે "હું તેણીને બંગલે જાઉં છું તો ખરો, પણ તેણી કદાચ મારૂં અપમાન કરશે તો ત્યાં જવામાં મારૂં ભૂષણ શું ?" આમ મનન કરતો વળી તે અચકાતો ખુરસીપર બેઠો, અને વિચાર કરવા લાગ્યો કે "તેણીને પુનઃ મેળવીજ લેવી છે તો ગમે તેમ કરીને, અપમાન પણ સહન કરીને અને નિર્માની થઇ ને પણ તેણીને ત્યાં જવું તો ખરૂંજ. જે થવાની હોય તે થાય, અને જોઇએ તેવું પરિણામ આવે, તો પણ તેણીની એક વાર મુલાકાત લેવી તો ખરીજ !" આમ છેલ્લો ઠરાવ કરીને તાબડતોબ ઉઠીને તે તેણીને બંગલે ગયો.

"કેમ, મોહિની બહેન શું થાય છે ?" લાલે ત્યાં જતાંજ મોહિની પ્રત્યે પૂછ્યું "ભોજન થયું કે હજી થવાનું છે ? હું ધારૂં છું કે પરવારીનેજ બેઠાં હશો ?"

"પણ તમે કયાંથી ભૂલા પડયા છો ? કંઈ રસ્તો ભૂલ્યા છો કે શું ?"

"રસ્તો ભૂલ્યો તો નથી, પણ ભાન ભૂલ્યો છું !" કહેતાંજ લાલે આંખોમાંથી દડ દડ આંસુ પાડયાં, અને કંઇક ઢોંગ, તેમજ કંઇક કુદરતિ રીતે પણ તેનું હૈયું ભરાઇ આવ્યું !

"કેમ વારૂં ? આમ રૂદન કરવાનું શું કારણ ?"

"રૂદન કેમ ના કરૂં ? મેં મારી તમામ દોલત મને સોંપી દીધી, ત્યારેજ મારાં ભૂંડાં હાલ થયાંની ? અરે ! મારા પોતાના ઘરમાં જવાનો પણ મને હક્ક નહીં ! આ શો જુલમ ! મારૂં કાળજું બળી જાય કે નહીં ? તમે જરા વિચાર તો કરો બહેન !"

"મેં તો ક્યારનોએ વિચાર કીધો છે, પણ તેમાં દોષ કોનો છે, તેનો વિચાર તમે કીધો છે કે? તમે મારી સાથે ડાહી ડાહી વાતો કરીને ગયા, અને તમારે ઘેર જઇ ચંદ્રા બહેન સાથે ખોટો ટંટો કરી તે બિચારાને બંગલામાંથી પણ હાંકી કહાડયા! એટલુંજ કરીને અટકયા નહીં, પણ વળી તેમને તમારા માતુશ્રી સાથે ઘરમાં રહેવાની પણ મના કરી! ત્યારે તેમણે કયાં જવું? કોનો આશરો લેવો? તમે જરા પણ વિચાર કીધો છે કે? શું ચંદ્રા બહેન કે હું-એમાંથી કોઇ પણ તમારા બૂરામાં છીએ? તમને મેં તે દિવસે સીધી રીતે સમજાવ્યા, અને ભવિષ્યમાં તમારૂં ભલું થાય, તેવી ગોઠવણ કરવાની ખાત્રિ આપી, જે માટે તમે સીધી રીતે સ્વીકાર પણ કીધો, અને પાછળથી તમારે બંગલે જઇને તમે તદ્દન બદલાઇજ ગયા! એટલે તમે જાણે મને છેતરવાનેજ અહીં આવ્યા હતા, એવું આ તો થયું! પણ તમે મને છેતરી શકશો, અથવા તમે મને થાપ આપીને ઠગી જશો, એવી ઉમેદ કદી પણ રાખશોજ નહિ! ચંદ્રા બહેનને મેં તમારા માતુશ્રી સાથે રાખ્યા, તે તમને ખૂંચતું હશે, અને તેથી તેમને ઘરમાંથી પણ કહાડવાને તમે ઘેર પ[illegible] હતા! પણ હું તમને પાકે પાયે ઓળખી ગઇ છું, અને [illegible] મેં તમારે માટે ત્યાં ભૈયો બેસાડી પહેલાંથીજ બંદોબસ્ત કરી રાખ્યો છે! હવે વળી મારે બીજો બંદોબસ્ત પણ કરવાનો છે, અને તે આજે ને આજે હું કરીશ ત્યારેજ તમે પણ સીધા દોર બની જશો! તમને હું જરા પણ હરકત કરત નહિ, અથવા તમારૂં કિંચિત પણ અપમાન કરત નહિ, પણ તમે મારા સાથે થાપબાજી કરવાની સાથેજ ગરીબ ગાય જેવા મારા ચંદ્રા બહેનને સંતાપવામાં કંઇ કસર રાખી નહિ, તેને ખાતરજ મારા પેટમાં અગ્નિ વ્યાપિ રહ્યો છે, અને હવે તમને સરકાર મારફતે, અને પોલીસનો પાકો બંદોબસ્ત કરીને કાયદાનો સ્વાદ ચખા-

ડવામાં પાછી નહિ હઠું, એ પણ તમે પાકે પાયે સમજી રાખજો ! તમે એમ નહિ સમજતા કે, હું અબળા છું તેથી તમે મને દબાવી શકશો ! યાદ રાખજો કે, હું અબળા છતાં તમારા જેવા મૂર્ખ મરદને તો મચ્છર માફક મસળી નાંખવાને શકિતવાન છું, અને હવે તમારા કેવાં હાલ કરૂં છું, તે પણ જરા જોશો !"

આ સપાટો સાંભળતાંજ લાલનાં 'મોતિયાં મૂવાં,' અને તે તો ઠંડોગાર બની ગયો ! તે એકદમ ગગળીને બોલ્યો " મોહિની બહેન ! આ પામર પ્રાણીપર આ કેવો પ્રહાર ! હું કોણ ? હું તો તમારો એક ભાઇ ! ભાઇ ઉપર આમ આફત ગુજારવી, એ તમને શોભે છે કે ? તમારા જેવા મારા માનવંતા બહેન જો મારાપર કોપાયમાન થાઓ તો પછી મારે કોનો આધાર ? તમને આ શોભતું નથી ! મારાપર તો તમારી મહેર જોઇએ, અને મહેર મેળવવાને તથા તમારી છત્ર છાંયા મારાપર સદા રહે, તેને માટેજ મેં તમને મારી તમામ માલ મિલ્કત બક્ષિસ લખી આપી છે, તેનો મને આવો બદલો આપો છો ?"

" શું બોલ્યા ? મારી મહેર મેળવવાને તમે મને તમારી માલ મિલ્કત બક્ષિસ આપી છે કે ?" મોહિની ભમર ચઢાવીને બોલી " અરે ! જૂઠા ! લુચ્ચા ! દગલબાજ ! પાપી ! ચંડાળ ! દુષ્ટ ! કપટી ! કાળાં કર્મના કરનાર કરપીણ કૂતરા ! આ તું કોને સમજાવે છે ? તેં મારી મહેર મેળવવાને કંઇ કર્યું નથી, પણ તારી બદધાનત પાર પાડવાનેજ કર્યું છે, પણ તેમાં તું નિષ્ફળ ગયો છે, અને હવે વાત ફેરવી નાંખે છે ! કેટલું બધું જૂઠાણું !"

" બહેન ! આપ જોઇએ તેટલી ગાળો દો, અગર જોઇએ તો મને બે થાપડ મારો; પરંતુ કૃપા કરી ન્યાયપર લક્ષ આપો, અને સત્યતાથી બોલો ! જરા ધીરા પડો, અને શાંતતાથી વાત કરો ! કદાચ બદધાનત પાર પાડવાને મેં તેમ કર્યું, પરંતુ તે બદધાનત પાર પડી છે કે ? અને તે પાર પડી નથી તો તે બક્ષિસ પત્ર ગ્રહણ કરવામાં આપનો હક્ક પણ રહ્યો છે ખરો કે ? આનો ન્યાય કૃપા કરી કરો બહેન !"

"હા ! ખરી વાત ! ન્યાય કરવામાં વાંધો નથી !" મોહિનીએ પણ હવે ધીરજથી કહ્યું "તમારી મતલબ પાર પડી નહિ, તેથી તમારૂં બક્ષિસ પત્ર મારે ગ્રહણ કરવું જોઇએ તો નહિજ; પરંતુ એ ગ્રહણ કીધું છે, તે શાને માટે ? માત્ર તમારી બદધાનતની તમને યોગ્ય શિક્ષા કરવા માટેજ ! તમે મારાપર બદધાનત કરવામાં મહા ભયંકર ગુન્હો કીધો છે, અને તે ગુન્હા બદલ તમે આપેલું બક્ષિસ પત્ર મેં જપ્ત કીધું છે, એમાં ખરો ન્યાય થયો છે. બોલો ! હવે તમે શું કહેવા માંગો છો ? તમારી વકિલાત જે તમારે ચલાવવી હોય તે ચલાવો ! તમે તમારા મનમાં તમને પોતાને કોઇ મ્હોટા વકિલ–બૅરિસ્ટર સમજતા હશો, પણ હું ગમે તેટલી સ્ત્રી જાતિ છતાં તમારા કાયદાબાજ ફાંટાઓને ફાવવા દેનાર નથી. એ પણ ખાત્રિથી માનજો ! તમારા જેવા હૈયાના ફુટેલા પુરૂષને તો હું ચપટીમાં ચોળી નાંખવાને સમર્થ છું ! તમારા મનમાં ભલે તમે બડા ઉસ્તાદ માનતા હો, પણ હું તો તમને મૂર્ખ શિરોમણી સમજુ છું !"

"બરાબર છે ! કાન પકડવા જેવી વાત છે !" લાલ નમી પડી ને બોલ્યો "તમે કરેલો ન્યાય હું માન્ય કરૂં છું, અને તેની સાથેજ મારી ભૂલ હું સ્વીકારૂં છું ! હવે જ્યારે મારી ભૂલ મને જણાઇ છે, ત્યારે મારૂં માથું તમારા ખોળામાં મૂકું છું, માટે હવે તો જેમ તમને યોગ્ય લાગે તેમ કરો બહેન ! હું હવે તમારે આશરે છું, માટે તમારે જોઇએ તો મને મારો યા તારો ! તમે જેમ કરશો તેમ કબૂલ છે ! હવે તો મારા શુભેચ્છક, મારા માનવંત બહેન કે મારા માતુશ્રી, જે ગણો તે તમેજ છો ! હું હાથ જોડીને કહું છું કે, તમારી નજરમાં જે સલાહ યોગ્ય ભાસે તે મને આપો !" કહીને લાલ હાથ જોડીને છેકજ કરગરી પડયો !

મોહિનીને અત્યંત દયા આવી, અને તેણીની આંખોમાં પણ આંસું ભરાઇ આવ્યાં! તેણી પણ હવે તો શાંતતાથી બોલી "ત્યારે તમે મારી સલાહ માનશો ?"

"હા. મ્હોટી ખુશીથી માનીશ. તમારી સલાહનીજ મને જરૂર છે, અને તમે જે પણ સલાહ આપશો, તે પ્રમાણે કરવાને હું બંધાયલો છું. જૂઓ બહેન! ટૂંકમાં તમને પ્રાર્થના કરીને એટલુંજ કહું છું કે, આ નાદાન બન્ધુને હવે તમારા શિવાય અન્યનો આશ્રયજ નથી! આથી અધિક શું કહી શકું ?"

"ઠીક! ત્યારે હવે ધીરજથી સાંભળો!" મોહિનીએ મગજમાં ધારેલો વિચાર પ્રકટ કરતાં જણાવ્યું "પ્રથમ તો તમને એટલીજ ખાસ સલાહ આપવાની છે કે, તમને મેં એક પત્નિવ્રત્ત રાખવાને માટે જે કસમ અગાઉ આપ્યાં છે, તેજ પ્રમાણે પાળજો, અને તમારા પત્નિને પુનઃ બંગલે બોલાવી તેણીની સાથે સલાહસંપથી રહેજો. તેમાંજ તમારા સંસારનું શ્રેય થશે, આ સલાહ સ્વીકારશો તોજ સર્વ પ્રકારે તમે સુખી થશો.

"આપની એ સલાહ સંપૂર્ણપણે સ્વીકારીશ બહેન! એક પત્નિવ્રત્તમાંજ સર્વ સુખ સમાયલું છે, એ તો હવે મારા મગજમાં બરાબર ઉતરી ગયું છે!"

"પણ તમારા મગજનું ચક્ર ફરી જતાં વાર લાગતી નથીની!"

"હવે તો તેમ કદી નહીંજ બને! હવે તો ઘણી ઠોકરો લાગી ચૂકી છે, અને ઠોકરો લાગવાથીજ મગજનું ચક્ર ઠેકાણે પણ આવ્યું છે!"

"તમે ખાત્રિથી વચન આપો છો કે હવે તે ચક્ર નહીંજ ફરે?"

"હા બહેન! ખાત્રિથી વચન આપું છું કે, હવેથી મારી સ્વપત્નિ શિવાય અન્ય સ્ત્રી મારે મા–બહેન બરાબરજ છે, અને એક પત્નિવ્રત્ત હું પાકે પાયે પાળીશ."

"બસ તો, તમારા વચનપર હવે મારે વિશ્વાસ રાખવોજ જોઇએ, અને મેં તમને અગાઉ વચન આપ્યું છે કે, તમને ખર્ચ ખૂટણને માટે જરા પણ વાંધો પડવા નહીં દઉં, એવું વચન મેં તમને પ્રથમ આપેલું છે, તો તે વચન પ્રમાણે મારે પણ ચાલવું જોઇએ." કહી મોહિની જરા વિચાર કરીને બોલી "મારો વિચાર એવો છે કે, ઘર ખર્ચ ચલાવવાનું તમામ કામ ચંદા બહેનને સોંપવું, અને તે બદલ તેમને હું દર માસે રૂપીઆ બસો આપ્યા કરીશ, જ્યારે તમારા ખાનગી ખર્ચને માટે તમને માસિક રૂપીઆ પચાશ આપીશ. કેમ, ઠીક કેની ? આમાં તમને કંઇ વાંધો છે કે ?"

"મને વાંધોજ નથી. તમે જે કરશો તે યોગ્યજ કરશો."

"અયોગ્ય કરવામાં મને શો લાભ કે મતલબ છે કે હું જરા પણ અયોગ્ય કરૂં ? હું તો તમને કહી ચૂકી છું, અને હમણાં પણ વળી સ્પષ્ટ કહું છું કે, મારે પોતાને તમારા મિલ્કતમાંથી એક પાઇ પણ લેવા હરામ છે. આટલી માથાફોડ કરવાનું કારણ બીજું કશું નથી, પણ માત્ર તમારૂં ભલું ચાલું રહે, તેજ છે. તમે સ્વચ્છંદિપણે પૈસાની બરબાદી કરી નાંખો, અને તેથી ભવિષ્યમાં તમે ભૂંડે હાલે ભટકો, તેવી ધાસ્તિને ખાતરજ તમને કાબુમાં રાખવાને મેં આ માર્ગ લીધો છે. અત્યારે કદાચ હું તમને કડવો લાગીશ, પણ ભવિષ્યમાં તમે મને યાદ કરશો, એમાં પણ શકજ નથી. તમને વળી ખુલ્લી રીતે જણાવું છું કે, તમારી તમામ મિલ્કત તમે મને ભલે બક્ષિસ આપી છે, તો પણ એના ભોક્તા તો તમેજ છો, અને આખરે એના માલિક પણ તમેજ છો ને થશો. તે માટે તમે ચંદા બહેન સંગે સલુંખાઇથી ચાલીને સંભાળશો તો તેમાં તમારોજ લાભ રહેલો છે. આથી વિશેષ ખુલાસો તમારે બીજો શું જોઇએ છે ? હવે તો તમારા જીવને નિરાંત વળી કે હજી પણ મનમાં કંઇ વસવસો રહ્યો છે ?"

" તમારાં એક પણ વચનમાં મને વસવસો છેજ નહિ."

" તો હવે તમે ખુશીથી પધારો. ચંદ્રા બહેનને લઇને હું પોતેજ તમારે બંગલે કાલે પાછલા પહોરના બે ને ત્રણની વચમાં આવીશ."

" વારૂં બહેન ! જરૂર પધારજો. હું રજા લઉં છું." કહીને લાલ પોતાને બંગલે ગયો. જતાં જતાં તે મનમાં ખુશ થયો, અને વિચારવા લાગ્યો કે " હાલ તરત તો મોહિનીએ જેમ મિઠ્ઠી મિઠ્ઠી વાતો કરી છે, તેમજ મેં પણ તેણીને મિઠાશમાં આંજી નાંખી છે. હવે એક વાર મારી સ્ત્રી ઘરમાં આવીને રહે, અને ઘરનો ખર્ચ ચાલ્યા કરે, તે પછી ધીમે રહીને વળી કંઇ નવો મુદ્દો જગાડવો પડશે, અને કોઇ પણ રીતે મોહિનીને લખી આપેલું બક્ષિસ પત્ર તો રદ કરવુંજ પડશે." આમ વિચાર કરતો તે બંગલામાં બેઠો.

મોહિનીએ તરતજ પોતાના માણસ મારફતે ચંદ્રાને બોલાવી મંગાવી, અને તેણીને લાલ સાથે થયલા બંદોબસ્તથી વાકેફ કરી, જે જાણી ચંદ્રા પણ ખુશી થતાં બોલી કે " તમે જે બંદોબસ્ત કીધો છે તે ઘણોજ સારો છે, પરંતુ છેવટ સુધી નભે તો સારૂં."

" શૌ નભશે તમારે પણ નભાવી રાખવાનીજ કોશિષ કરવી બહેન! તેમાંજ શોભા તથા સાર છે. તમે પોતે સમજદાર છો, તેથી તમને વધારે શીખામણ આપવાને હું જો કે લાયક નથી, તો પણ તમે મારા બહેન બરાબર છો, માટેજ તમને વારંવાર બોલું છું."

" તમને બોલવાનો હક્ક છે; કેમકે તમે મારાં વડિલ બહેન છો."

" ત્યારે હવે આવતી કાલે બપોરે ભોજન કરીને વહેલાં આવજો; કેમકે બે ને ત્રણની વચ્ચ આપણે ત્યાં જવાનું છે."

" વારૂં બહેન ! હું તો અગીઆર, અને બારની વચ્ચેજ આવીશ." કહીને ચંદ્રા ચ્હા પીને પુનઃ ગાડીમાં બેસીને પોતાને મકાને ગઇ, અને ચંદ્રા પોતાના બંગલામાં સ્વામિ સેવામાં રોકાઇ "

---*---

## પ્રકરણ ૨૨ મું.

—***—

### દોહરો.

ત્રિપુટી સમજી સાથમાં, કીધો બંદોબસ્ત;
લાલ કપટ મનમાં ધરે, પુનઃ સંપનો અસ્ત !

### પથ્થરપર પાણી !

બરાબર બે વાગ્યા. બે અને ત્રણની વચ્ચે મોહિની, ચંદા સાથે પોતાને બંગલે આવનાર હતી, માટે લાલ પણ બે વાગ્યાંથીજ ટટાર થઇ તાલમાં બેઠો હતો. એટલામાં ચંદા સંગે મોહિની આવતાંજ લાલે મોહિનીને માનપૂર્વક આવકાર આપીને કહ્યું "આવો મોહિની બહેન પધારો !"

મોહિની તથા ચંદા બેઠી, અને પછી મોહિનીએ કહ્યું "બે અને ત્રણની વચ્ચે આવવાનું મેં વચન આપ્યું હતું, તે પ્રમાણે અમે આવ્યા છીએ, માટે હવે હું તમારા ઠપકાને પાત્ર તો નથીની ? હજી તો સવા બે હમણાંજ થયા છે."

"હા બહેન ! ખરૂં છે; પરંતુ તમે મારા ઠપકાને પાત્ર શાના થાઓ ? આમ બોલવું તમને શોભે ખરૂં કે ? તમે તો હવે મારા મનમાં પૂજ્ય સમાન છો, અને તમને હું મારા ખરા શુભેચ્છક સમાન માનું છું, માટે હવેથી તમારે પણ મને આજ્ઞાંકિત તરીકેજ માનવો."

"તે તો જેવી તમારી લાયકી !" મોહિનીએ હવે મુદ્દાની વાતનો પ્રારંભ કરતાં કહ્યું "જૂઓ બાઇ ! હવે મારાં ભોળા ચંદા બહેન સાથે હળીમળીને રહેજો, અને એ બિચારાનું દિલ દુખવશો

નહિ. મેં એને બધી વાત સમજાવી છે, તેમજ તમને પણ સર્વ સમજાવ્યું છે. તેમ છતાં અત્યારે આપણે ત્રણે ભેગાં મળ્યાં છીએ તો ત્રણે સમક્ષ સ્પષ્ટ ખુલાસો કરવો, એ પણ વધારે સારૂં છે. આપણાં વચ્ચે જે પણ બંદોબસ્ત થયો છે તે એજ છે કે, દર માસે ચંદ્રા બહેનને હું બસો રૂપીઆ આપીશ, તેમાંથી તમારો તમામ ખરચ એ ચલાવશે, અને તમને ખીસા ખરચ માટે દર માસે રૂા. ૫૦ આપીશ, તેમાંથી તમારો તમામ ખાનગી ખર્ચ તમારે ચલાવવો. કપડાંલત્તાં જે તમારા પોતાનાં અંગત વપરાશ માટે જોઇએ તે પણ તમારા પચાસ રૂપીઆમાંથીજ કરવું, અને તે શિવાય તમામ ઘર ખર્ચ ચંદ્રા બહેન ચલાવશે. ગાડી, ઘોડો, નોકરો વિગેરે તમામ ખર્ચ આ બહેનજ ચલાવશે. બોલો ? આ બાબતમાં હવે તમારે કંઇ વિશેષ કહેવું છે કે ?"

"બસ-બસ ! બધું બરાબર છે. તમારી ગોઠવણ યોગ્યજ છે."

"અને ચંદ્રા બહેન, તમારે કંઇ કહેવું છે કે ?"

"મારે શું કહેવાનું હોય ? તમે કર્યું તે મારે પણ કબૂલ છે. તમે અમારા ભલાંમાં છો, માટે તમારી કોઇ પણ ગોઠવણને માન્ય કરવાનો અમારો ધર્મ છે."

"તમો બંને આ બંદોબસ્તથી સંતોષ પામ્યાં, એટલે હવે મને પણ સંતોષાનંદ ઉપજ્યો, અને મારા વચ્ચે પડયાનું સાર્થક પણ થયું. હવે તમો બંનેને મારે એટલુંજ કહેવાનું છે કે, તમો બંનેએ મળી સમજીનેજ રહેવું, અને પરસ્પર પ્રેમ વૃદ્ધિ થાય, તેવી રીતે વર્ત્તવું. આ પ્રસંગે ગઇ ગુજરીનું પુનઃ પુનઃ સ્મર્ણ કરવા-કરાવવાનું હું યોગ્ય ધારતી નથી, તેમજ તમારે પણ ગત વાતને પુનઃ નહીં તાજી કરતાં, તેમજ કોનો દોષ હતો, તે વિષે પણ વાદવિવાદ નહીં ચલાવતાં ભવિષ્યમાં ભલા ભાવથી, તેમજ અંતઃકરણના સ્નેહયુકત પતિ-પત્નિના

ધર્મ પ્રમાણે પરસ્પર પ્રીતિની રીતિ-નીતિનું સંરક્ષણ કરી વર્ત્તવું, કે જેથી તમો બંનેની શોભા સમજાવાની સાથે તમારો સંસાર પણ સુખમય પાર પડે. પતિ-પત્નિ વચ્ચે સદા સ્નેહ ગાંઠ સજ્જડ કાયમ રહેવી જોઇએ, અને જેના ઘરમાં તે ગાંઠ મજબૂત રહે છે તેના ઘરમાં સદા ઉજવળતા રહે છે, એ પણ તમારે યાદ રાખવું. 'સંપ ત્યાં જંપ' એ આપણાં વડિલોની વાણી વ્યર્થ નથી; માટે હવે તમને વધારે નહીં કહેતાં ટૂંકમાં એટલુંજ કહેવાનું કે, તમો બંને હળી મળીને આનંદમાં રહેજો, અને તેમ છતાં કદાચ તમારામાં કંઇ પણ મતભેદ થાય તો તમે ટંટાની વાત નહીં લંબાવતાં મને તે જણાવશો તો હું વચમાં પડી યોગ્ય નિકાલ લાવીશ.'' આટલું કહી મોહિની તે બંનેને આનંદથી મળી ભેટી ઉઠીને પોતાને બંગલે વિદાયે થઇ

લાલે હવે સ્વપત્તિને હાથપર લેવાને, તેમજ મોહિની સાથે તેણીને અંટસ બંધાય, તેવો ઘાટ ઘડવાનો રસ્તો લીધો, અને તેવા કપટથી તેણે ચંદાના ગળામાં હાથ નાંખી તેણીને હર્ષ ચુંબન કરી જણાવ્યું "વ્હાલી! તું મારાથી આડી ચાલી મને નાહક બાળે છે શા માટે? શું તને મારા કરતાં મોહિની વિશેષ છે કે? જીંદગીનો સાથિ હું છું કે મોહિની? પૈસો મારો, અને વચમાં મોહિની યશ ખાટે, એ કેટલો અન્યાય, અને તારી સમજણમાં કેટલું અંધારૂં! એ કેમ ખમાય? પારકીને યશ આપવો, અને હું તારો પ્રાણનાથ છતાં મને અપયશ આપવો! એ શું તને યોગ્ય લાગે છે? એ તારો ધર્મ છે?"

" પણ તમે આડો રસ્તો લો, ત્યારે મારે પણ કોઇની ઓથ તો રાખવીની પ્રાણનાથ?" ચંદા નમ્રતાઇથી બોલી " અસલથી મારો ને તમારો એક જીવ હતો, પરંતુ આપણે જ્યારથી બંગલે રહેવા આવ્યાં, અને મોહિની બહેન પર તમે લલચાયા, ત્યારથીજ આપણી વચ્ચેના

પ્રેમને પણ પાંખો આવી, અને ત્યારથીજ મિનાકશાની વાત ચાલી ! હજી પણ આપ સમજી વિચારીને ચાલશો તો શું બગડયું છે ? આપણા બંનેના જીવ એક હશે તો મોહિની બહેન કે બીજા કોઇને પણ આપણી વચ્ચે આવવાની શી જરૂર છે ? માટે કૃપા કરી હવે સીધા રહેજો, મનને બહાર ભટકાવવાનું માંડી વાળજો, અને જીવને ઘરમાંજ રાખી સંતોષ રાખજો, કે જેથી સર્વ સારૂંજ થશે, અને ઇશ્વરની કૃપાથી આપણે સુખીજ થઇશું."

"તે તારૂં કહેવું ખરૂં છે, પરંતુ મોહિની પાસેથી પેલો દસ્તાવેજ તો પાછો મેળવવોજ જોઇએ; કેમકે ઘડી પછી કોઇની જીંદગીનો ભરોસો નહીં. કદાચ મોહિની જો અકસ્માત મરી જાય તો પછી આપણું તો સર્વ[illegible] જાયજ કેની ?"

"તેને માટે મારો શો ઇલાજ ? હું શું કરી શકું સ્વામિનાથ ?"

"તારે તેણીને કોઇ પણ પ્રકારે સમજાવવી જોઇએ અને તે દસ્તાવેજ તેણીના હસ્તાક્ષરથીજ રદ કરાવવો જોઇએ. તેમ કીધાં વિના ઉપાયજ નહીં."

"પરંતુ મારાથી તો મોહિની બહેન કોઇ પણ પ્રકારે સમજે તેમ નથી ! પછી મારે શું કરવું ?"

"શું કરવું, તે વળી તેણીને ગમે તે નિમિત્તે પણ સમજાવવી." લાલ જરાક મિજાજમાં બોલ્યો "તારા સગી બહેન જેવી તેણી છે તો તારૂં પણ શું તેણી નહીં માને કે ?"

"તેણીને હું કેવી રીતે મનાવું તેનીજ મને તો સમજ પડતી નથી !" ચંદ્રા જરા નાખુશ થઇને બોલી "આટલી સમજુતી તે ભિચારીએ કર્યાં પછી વળી એની એજ ભાંજગડ આપના મગજમાં ઉભરાઇ રહી છે, એ પણ ઘણી નવાઇની વાત છે ! એ પંચાત છોડો તો સારૂં !"

" છોડે તે કેમ ? તું તો મૂર્ખ છે ! તારામાં ભવિષ્યના ભયનું ભાનજ નથી ! તને મુદ્દાની વાત સમજાવ્યા છતાં તારા મગજમાંથી મોહિનીનો મમત ખસતો નથી, એજ તારી અક્કલનું અંધારૂં બતાવે છેની ! 'મારી મોહિની-મારી મોહિની' કરે છે, પણ એ મોહિની આખરે તારી નહીંજ થાય, અને અંતે એજ મોહિની તને દગો દેશે, એ તું ક્યાં સમજે છે ? આખરે તારાં સુખ–દુઃખનો સાથિ તો હુંજ થઇશ ! એ મોહિની તો માત્ર મતલબની છે ! "

" એને મારી શો મતલબ છે ? તેણીને મિથ્યા શા માટે વગોવો છો ? "

" એહે ! મોહિનીની વિરૂદ્ધનાં વેણોથી તને કેવા ચટકા ચઢે છે ! " લાલ હાથનો લટકો કરતાં બોલ્યો " મોહિનીને શું મતલબ છે તેનું ભાન તને ક્યાં બળ્યું છે ? તેણીની મતલબ એટલીજ છે કે, જો તું તેણીના પક્ષમાં રહે તો તેણી પેલો દસ્તાવેજ દબાવી શકે ! આવી મતલબથી તો તેણી તને હાથપર રાખે છે ! "

" અને નહીં તો શું તેણી તે દસ્તાવેજ તમને આપી દેશે કે ? "

" તેજ ઘડીએ આપે, અને નહીં તો તેણીને કોર્ટનાં દર્શન પણ કરાવું ! "

" પણ ત્યારે હમણાંજ કોર્ટનાં દર્શન કરાવોની ! હું તમને ક્યાં ના કહું છું ? તમે જાણો ને તેણી જાણે ! "

" પરંતુ તારે તેણીનો પક્ષ કરવાની કંઇ જરૂર ? તેણીની સાથે તારે સંબંધજ શા માટે રાખવો જોઇએ ? એવી કૂલટા સાથે કોઇ પણ પ્રકારનો વહેવાર રાખવાથી લાભ શો ? મારો દસ્તાવેજ ભલે મળે કે ના મળે, પણ મારે તો પ્રથમ તેણી સાથેનો તારો સંબંધ છોડાવવો છે, અને તે તારે છોડવોજ પડશે ! "

"આ શું કહેવાય પ્રાણનાથ ! હમણાંજ હજી મોહિની બહેન બધો બંદોબસ્ત કરીને ગયા, અને ત્રણે જણાં મળીને સંપ સર્જ્યો, અને એટલામાંજ તે સંપનો અસ્ત પણ થઇ ગયો ! મોહિની બહેનને મ્હોંઢે તો મિઠાશની વાતો વદી, અને પાછળ આમ પંચાત કરો છો, તેમાં શું સાર ?"

"તો શું તેણીને મ્હોંઢે બોલતાં મને કંઇ બ્હીક લાગે છે કે ? તે શું કોઇ મ્હોટો સરદાર કે નવાબજાદો છે કે હું તેણીનાથી ગભરાઉં ?"

"પણ ત્યારે તમારે જે પણ બોલવાનું હતું તે તેણીના સમક્ષજ બોલવુ હતુંની ! તેણીની પાછળ મને નાહક ગમે તેવી વાતો સંભળાવો છો, તે શા કામની ?"

"હું તને બીજી કશી પણ વાત સંભળાવવા માંગતો નથી, પણ તને માત્ર એટલુંજ ફરમાવું છું કે, તારે તેણીની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવો નહિ, અને તેણીને મળવાને કે કોઇ પણ કારણે તેણીને બંગલે પણ જવું નહિ. સમજી ?"

"અને તેણી જો અહીં આવે તો મારે તેણી ી સાથે બોલવું કે નહિ ?"

"નહિ ! ને પણ તારાથી નહિ બોલાય ! તેણી અહીં આવે તો સાફ તેણીને કહેજે કે, અમારે ત્યાં તારે મુદ્દલ પગ મૂકવોજ નહિ !"

"તે તમે તમારે કહેજો; મારાથી નો તે નહિ કહેવાય માત્ર તમારો હુકમ માનીને હું પોતે તેણીને ત્યાં મળવા જઇશ નહિ."

"ઠીક છે તો; એટલું પણ હાલ તરત બસ છે." લાલે મૂછનો આંકડો આમળતાં ભણાવ્યું "મારી હાઝરીમાં તેણી જો અહીં આવશે તો મારે જે બોલવાનું હશે, તે હું તેણીને બોલીશ. હું તે રાંડ હરામખોરથી જરા પણ અચકાવાનો કે બ્હીવાનો નથી!"

"ન તો તમારી જેમ મરજી ! તમને યોગ્ય લાગે તેમ કરવાને તમે મુખત્યાર છો ! તમે જાણો અને તે જાણે ! હું તો તમારાં એ-

ની વચમાં આમ કે તેમ બોલવાનીજ નથી! મારે શું? તમે જેટલું અવિચારી કરશો તેટલા તમેજ પસ્તાશો! ભલાઇમાં જેટલો સાર છે, તેટલો ભૂંડાઇમાં તો નથીજ! પરંતુ અત્યારે તમને મારી એક પણ વાત મનાતા નથી, અને તમે પણ મમત પર ચઢ્યા છો તો તમને જેમ યોગ્ય લાગે તેમ ભલે કરો!"

"અલબત! મને જેમ પાલવશે તેમજ કરીશ!"

"વારૂં પ્રાણનાથ! જેમ આપની મરજી!" કહીને ચંદા વધારે નહીં બોલતાં ઉઠીને બંગલાના અંદરના રૂમમાં ગઇ.

લાલે વિચાર કરતાં વળી ચંદાને બોલાવીને જણાવ્યું "વારૂં! દસ્તાવેજની બાબતમાં મોહિની તારે મ્હોંઢે કંઇ પણ બોલતી હતી ખરી કે?"

"ના. મારે મ્હોંઢે તો તેણી કશું બોલતી નહોતી, અને એ બાબતમાં મારે ને તેણીની વચ્ચે કશી વાતચીત પણ થઇ નથી."

"ત્યારે તું પુનઃ તેણીને મળીને એ બાબતમાં કહી શકશે?"

"ના. હું તો કડવાશ નહીં કરૂં."

"એટલે તું તેણીની સાથે મિઠાશમાં રહે, અને હું કડવો થાઉં! એમજ કેની?"

તમે પોતે દસ્તાવેજ લખી આપ્યો છે તે તમારે જોઇએ તો મિઠાશ કરો, કે તમારે જોઇએ તો કડવાશ કરો! જેમ તમને સારૂં લાગે તેમ કર્યાં કરો! હું આમ કે તેમ વચમાં કશું પણ બોલવા માંગતીજ નથી! તમને મળવાને હજી એક આખો દાહડો પણ ગયો નથી, અને તેટલામાં તો વળી કંકાશ ચાલુ કીધો! માટે હવે મારો ધર્મ એટલોજ છે કે, જે થાય તે શાંતતાથી જોયાં કરવું!"

"ભલે! તેમ તો તેમ!" કહીને લાલે પણ હવે તેણીને વિશેષ છંછેડવાની વાતને પડતી મૂકી, અને "શું રસ્તો લેવો?" એટલોજ વિચાર કરવામાં તેણે પોતાનું નાજુક મગજ રોકયું!

—※—

# પ્રકરણ ૨૩ મું.

—***—

## દોહરો.

લાલ કરે વિચાર કંઇ, મનનાં માથાફોડ;
ઉંધા-ચત્તા રંગમાં, કરે તોડ ને જોડ !

## રંગરાગ !

લાલનો રંગરાગ ઉલટપાલટ થયાં કરે છે ! સ્વપત્નિને ધમકાવી ઘડીકમાં પસ્તાય છે, અને ઘડીકમાં વળી જુસ્સામાં આવી જઇ પત્નિપર વિશેષ ક્રોધે ભરાય છે ! આગલે દિવસે તેણે ચંદાને ખૂબ ધમકાવીને મોહિની સાથેનો સંબંધ છોડવાની તાકીદ આપી છે, પરંતુ આજે તે પુનઃ પસ્તાય છે, અને પુનઃ ચંદાને સમજાવવા પટાવવાની પ્રેરવી કરવાને પોતાના મનમાં ઉછાળા મારે છે ! ઘડીકમાં મોહિનીથી ગભરાય છે, અને ઘડીકમાં તેણીને માટે નિડરપણાંનો ફાંકો રાખે છે ! તેમ છતાં વળી ચંદાને વિશેષ સમજાવવા માટે તે તત્પર થાય છે, અને તેવી તત્પરતાથી તેણે ચંદાને પોતાની પાસે બોલાવીને તેણીના ગાલપર સ્નેહ હસ્ત ફેરવતાં જણાવ્યું "જો વ્હાલી ! કાલે તો જરા મારો મિજાજ ગરમ થઈ જવાથી મેં તને ગરમાગરમ વાતો સંભળાવી, પણ આજે હવે આપણે શાંતતાથી બેસીને એ બાબતમાં વિચાર કરીએ. મારે તને કહેવાનું એટલુંજ છે કે, મોહિનીના હાથમાં આપણી તમામ દોલત ફસાઇ છે. તે છોડાવવા માટેજ હું આટલી ખટપટ કરૂં છું; માટે હું હવે તારી સલાહ લઉં છું કે, એ બાબતમાં કયો રસ્તો લેવો, ને શું કરવું ?"

"જૂઓ પ્રાણનાથ ! આપને સલાહ આપવા જેટલી યોગ્યતા મારામાં નથી, છતાં પણ હું તો આપને એક વિનંતિ રૂપે જણાવું છું કે, હાલ તરત આપ જરા શાંતિ પકડો. થોડા દિવસ તો જૂઓ કે, મોહિની બહેને માસિક લવાજમ આપવાનો જે બંદોબસ્ત કીધો છે, તે પ્રમાણે તેણી આપે છે કે કેમ ? હાલ તરત આપણી તમામ મિલ્કત તેણીના પંજામાં ફસાઇ છે, માટે જો હમણાં ને હમણાં કંઇ પણ ઉથલપાથલ કરવા જશો તો તેણીની સાથે હમણાં ને હમણાંજ બગાડ થશે, અને બગાડ થશે એટલે પછી તેણી આપણને ખર્ચના પૈસા પણ નહીંજ આપે, જેથી આપણો ખર્ચ ચલાવવાને પણ આપણે મુંઝાઇશું ! માટે હાલ તરત થોડાક મહિના મોહિની બહેનની મરજી સંભાળીને ચાલો, અને ધીમે રહીને પ્રસંગ સાધીને તેણીના પેટમાં પેસીને હિકમતથી તે દસ્તાવેજ રદ કરાવવાની તજવીજ કરો. સલાહ-સંપથી તથા તેણીની સાથે સલુકાઇથી મળી સમજીને જે પણ કરશો, તેનું પરિણામ સારૂંજ આવશે. તેણીને ચીડવવાથી તો ઓર તેણી આડી ફાટશે, અને આપને કનડયાં વિના નહીંજ રહે ! કોર્ટમાં જવાથી આપની આબરૂને પણ ધોકો પહોંચવાની સાથે વળી પૈસાની પણ ભારે ખરાબિ થશે, અને પૈસા ખર્ચવાનું આપણું અત્યારે જોર નથી, માટે વાણિયા વિદ્યા વાપરવામાં આપને વાંધો પણ શું છે ? અત્યારે મમત કરવાનો વખત નથી, પણ નમ્રતાઇથી, પથ્થર નીચે આવેલો હાથ કળે વળે કહાડી લેવાનો વખત છે. મારા મનના તો આ પ્રમાણેની સમજ છે; પછી તો આપને જે યોગ્ય લાગે તે ખરૂં મારા માનવંત પ્રાણનાથ !"

આ સભ્ય ને શાંત સલાહ શ્રવણ કરતાંજ લાલ ઠંડોગાર બની ગયો ! તે નિઃશ્વાસ નાંખતાં બોલ્યો "તારી સલાહ યોગ્ય છે વ્હાલી !

તેં જે જે વાત કહી, તે તમામ મારા મગજમાં ઉતરી છે, અને તારી સલાહ પ્રમાણેજ તેણીની સાથે બગાડવામાં કંઈ સાર નથી. "

"આપ ચતૂર છો, ચાલાક છો, બાહાદૂર બંકા છો, અને ગમે તેવા પથ્થરને પલ્હાડવાનું પાણી પણ આપનામા છે, તો મોહિની બહેનને પીગળાવવામાં ભવિષ્યમાં આપ ફાવશો, એમાં કંઇ મ્હોટી વાત નથી તો !"

"ખરૂં છે. તેમજ કરીશ" લાલે ખુશ મિજાજમાં આવીને જણાવ્યું "હાલ તરત બેલાશક તેણાને મળવા જજે, અને મેં ગઇ કાલે તને તતડાવી હતી તે સર્વ ભૂલી જઇ, તે વિષે મોહિનીને તું કંઈ કહેતી પણ નહીં. તું પણ તેણાંની સંગે મિઠાશથીજ વાતચીત કરજે, અને મનની વાત કંઇ પણ બોલતી નહીં."

"વારૂં પ્રાણનાથ ! આપની આ વાત ઉત્તમ છે."

"ઠીક ત્યારે ! હવે એ પંચાત વધારવાની જરૂર નથી, અને હાલ તરત એ કથામાં આપણે મુદ્દલ જીવ નહીં રાખતાં ખાઇ પીને ચેનમાં રહેવુ, કે બસ આનંદ રહે !"

"બરાબર છે સ્વામિનાથ ! નકામા હાય હાય કરવાની શી જરૂર છે ?-ભાગ્યદેવોએ જે કાળે જે સરજેલું હશે તેજ બનશે ! માટે નકામો સંતાપ શા માટે કરવો ?"

"હવે સંતાપની વાતજ નહીં હવે તો બસ આનંદ રંગમાંજ મહાલવું, અને સદા મગ્નમાં રહેવું, એજ મારો પણ સિદ્ધાંત છે" કહીને લાલ વધારે ખુશ મિજાજમાં આવીને બોલ્યો "ત્યારે આજે સાંજે આપણે કયાં ફરવા જઈશું ?"

"આજે અશ્વનિકુમારના ઓવારાપર જઇને બેસવું, અને તાપી નદીની નિર્મળ હવા લેવી, એવો મારો તો વિચાર છે પ્રાણનાથ !"

"અશ્વનિકુમારમાં તો તારી માનું મુડદું બાળ્યું હતું, માટે ત્યાં જઇને બેસતાંજ તારી મા કદાચ ભૂત થઇને તને ને મને વળગે તો ત્યાંથી ભાગવું ભારી થઇ પડે જો !" લાલે હસીને જણાવ્યું "મેં સાંભળ્યું છે કે, મારા સાસુ ગઇ કાળી ચૌદશને દહાડેજ ભૂત થયા છે !"

"તમે પણ શું હસો છો ?" ચંદા પણ હસીને બોલી "મારી મા તો બિચારી ભોળી હતી ને ભૂત નહીંજ થાય. મારી મા તો ખાસી મઝાહથી સ્વર્ગમાં બિરાજે છે"

"ત્યારે કદાચ તારા માના મા ભૂત થઇ હશે ! હા, હા ! એમજ હશે !"

"એવું એવું ના બોલો ! તે ડોસી પણ બાપડા ભગવતનું માણસ હતા. તેમની અસદ્દગતિ થાયજ નહીં. તમે તો મને નકામા ચીડવો છો, તે હું સમજું છું તો !"

"વારૂં ત્યારે એ વાત રહી; પરંતુ આજે આપણી સાથે મોહિની બહેનને પણ ગાડીમાં ફરવા લઇ જઇએ તો કેમ ?"

"હા ખુશીથી. આપની જેવી ઇચ્છા !"

"હું હમણાંજ માણસ સાથે ચિઠ્ઠી લખી મોકલું છું" કહીને લાલે ચિઠ્ઠી લખીને પોતાના માણસ સાથે મોહિનીને મોકલી. થોડા વારમાંજ માણસ જુવાબ લઇને પાછો આવ્યો, અને બોલ્યો કે "બરાબર ચાર વાગે મોહિનીબાઇ આવશે."

આ જુવાબથી લાલ તથા ચંદ્રા ખુશી થયાં, અને બપોરનો એક વાતગાંનો સમય થયલો હોવાથી તેઓ બંને શાંતતાથી આરામ લેવાને પલંગપર સૂતાં.

ત્રણ વાગે તેઓ ઉઠયાં, અને લાલે કોચમેનને બોલાવી વિક-ટોરિયા જોડવાને ફરમાવ્યું. તે પછી બંને, વસ્ત્રો સજી પોણાચાર વાગે તૈયાર થયાં, અને ચારમાં પાંચ મિનિટ કમ હતી, એટલામાં મોહિની પણ મુંબાઇનો ઠાઠ કરીને આવી પહોંચી. સર્વએ ચ્હા પીધી, પાનસોપારી ચાવ્યાં, અને સાડાચાર વાગે ત્રણે જણાં વિકટોરિયામાં બેસીને, અશ્વનિકુમાર તરફ નહીં જતાં "વિકટોરિયા ગાર્ડન" તરફ ગયાં. ત્યાં જઇ એક બાજુપર ગાડી રાખી, પરંતુ લાલ હાથમાં લાકડી હલાવતો ગાડીમાંથી ઉતરીને ગાર્ડનના અંદરના ભાગમાં જઇને એક બેન્ચપર બેઠો. તે વખતે આસપાસની બીજી બેન્ચોપર સુરતી શૉખીન સહેલાણીઓ પણ પોતપોતાનાં કુટુંબ કબિલા સહિત આવીને હવા ખાતાં બેઠાં હતાં. એટલામાં એક હલકી જાતિની તરૂણી માથે ટોપલો લઇને બોર વેચતી આવી, અને બોલી "લીએરે ખારેકી બોઓર !"

લાલના કાનમાં તે શબ્દો જતાંજ તેણે તેણીની સામે જોયું. પ્રથમ તો સહજ નજર કરી, પણ પછી લાલે તેણીની સામે વધારે તિવ્ર દૃષ્ટિથી તાકી તાકીને જોયું, ને તે પરથી તે છકેલી બોર વાળીનું મ્હોં મલકાયું. તેણી જરા ચહેરો હસતો રાખીને લાલની સામે આવીને પૂછવા લાગી " શેઠ ! બોર લેશો ? ઘણાંજ મિઠ્ઠાં ને તાજાં છે ! જૂઓ ! ચાખો તો ખરા ! ખાવા લાયક છે ! " કહીને તેણીએ ટોપલો નીચે ઉતારીને તેમાંથી બે બોર કહાડીને લાલના હાથમાં આપ્યાં, અને વળી તેણીએ નેત્રબાણ નચાવી લાલને લપટાવી દેવાની 'સીગનલ' આપી ! તેણીએ ખરૂં જોતાં પોતાની ભ્રષ્ટતાનો ચિતાર બતાવ્યો !

લાલે બોર ચાખી જોયાં, અને તે બોલ્યો " બોર તો સારાં મિઠ્ઠાં છે ! વારૂ, કેમ શેર આપશે ? વાજબી ભાવ કહેશે તો શેર-બશેર લઈશ. "

"બે આને શેર પડશે શેઠજી."

"ઘણો ભાવ! છ દોઢીએ શેર આપે તો વળી બશેર લઉં?"

"તમે પણ આવા મ્હોટા શેઠીઆ થઇને શું રકઝક કરો છો! તમારા જેવા શેઠીઆઓ તો માત્ર મારૂં મ્હોં જોઇનેજ રૂપીએ શેરનો ભાવ આપી દે છે!" કહીને વધારે નહીં બોલતાં તેણીએ ત્રાજવામાં બશેર બોર જોખી આપ્યાં.

લાલે ગજવામાંથી રૂમાલ કહાડીને તે બોર લીધાં, અને તેણીને ચાર આના આપી દીધા. બાદ પૂછ્યું "તું ક્યાં રહે છે?"

"તમે ક્યાં રહો છો તેજ કહોની એટલે હું બોર લઇને તમારે ત્યાં આવીશ" બોર વાળીએ હસીને જણાવ્યું "તમને મેં કતારગામને રસ્તે પેલા ઉંચા બંગલામાં જોયા હતા ખરા! પેલો ગુલાબિ રંગેલો બંગલો છે, તેજ કેનો?"

"હા, તેજ. કાલે તું પાછલા પહોરના ચાર વાગતાં પછી જરૂર આવજે, અને આનાં કરતાં પણ વધારે સારાં બોર હોય તો જરૂર લાવજે."

"વારૂં જરૂર આવીશ." કહીને બોર વાળી આંખોના ચેન ચાળા કરતી ચાલી ગઇ. લાલ લપટાયો! લલચાયો! મોહ માયાની માછલીમાં મન ચોંટયું! થોડી વાર તો એન્ચપરજ સ્થીર થઇ ગયો! બોર વાળી ગઇ, પણ તેણી લાલનું ચિત્ત ચોરી ગઇ! લાલનો જીવ ઉદ્વેગમાં પડયો! ચેન ગયું! અચેન થયું! કામાન્ધ કીડો બન્યો! મનમાંનો સર્વ આનંદ હવા ખાવા ગયો! મોહિનીનો મોહ પણ ઉડી ગયો, અને બોર વાળીની મોહ જાળમાં લાલનો જીવ ફસાયો! વિચાર સૂન્યતામાં લગભગ સાયંકાળ થવા આવ્યો! તરતજ ખીસામાંથી ઘડિયાળ કાહડીને જોયું તો બરાબર સવા છ થઇ ગયા હતા! એકદમ

તે ઉઠયો, અને સૂનમૂન જેવો બનેલો પોતાની ગાડી પાસે જઈ ગાડીમાં બેસતાંની સાથેજ તેણે ઘોડાવાળાને ફરમાવ્યું "ચલાવ, બંગલે ગાડી લે!"

"વારૂંજી." કહી ઘોડાવાળાએ બંગલા તરફ જવાને ગાડી ફેરવી.

"કેમ ભાઈ? તમે તો અમને ગાડીમાં બેસાડીને ગયા તે ગયાજ! તમારી વાટ જોઇને હું તથા ચંદ્રા બહેન ગાડીમાં ભૂત જેવી બેસી રહી!" મોહિની બોલી.

"શું કરૂં બહેન! બાગમાંજ એક ઓળખીતો વકીલ મળ્યો તેણે ડોઢોડ કલાક સુધી વાતોમાં વળગાડયો, તેથી મને તમારી પાસે આવતાં વિલંબ થયો!" કહીને લાલે ઓઠું અડાવી દીધું, અને વળી સફાઇથી બોલ્યો "મારો જીવ તો તમારામાંજ હતો, પરંતુ તે વકીલની વાત પૂરી થાય ત્યારે ઉઠાયની? કેમે કરી તેની વાતનો છેડો આવેજ નહીં, એટલે નાઇલાજ થઇ ગયો બહેન!"

"વકીલની સાથે તમારે દોસ્તી દાવો હશે, એટલે એમજ થાય!"

એટલામાં બંગલો આવ્યો, મોહિની પોતાને બંગલે ગઇ, અને લાલ તથા ચંદ્રા પણ ગાડીમાંથી ઉતરીને પોતાના બંગલામાં ગયાં.

લાલનું મન હવે માત્ર પેલી બોર વાળીમાંજ રહ્યું! ચંદ્રા તેને વારંવાર પૂછતી કે "આજે તમે ઉદાસ કેમ છો? આજે તમે શું વિચારમાં છો? આજે તમારી તબિયત સારી નથી કે શું? આજે ફરીને આવ્યા ત્યારથીજ આમ ગ્લાનિ પામેલા જેવા કેમ દિસો છો!" આ વિગેરે સ્વાલો ચંદ્રાના મૂખમાંથી નિકળ્યા કરતાં, પરંતુ લાલ તેણીને ગમે તેવા ઉડાવનારા ઉત્તરો આપી તેણીને પતાવતો! ખરે-ખરી વાત તો બોલાય એમ નહોતી! એટલે ખોટી થાપો આપીને ઉડાવવા શિવાય તેનો અન્ય ઇલાજ નહોતો!

———*———

## પ્રકરણ ૨૪ મું.

—****—

દોહરો.

લગની લાગી લાલને, નવલી નિર્લજ નાર;
નિર્લજ નર છે લાલ ને, ઘેડી નિર્લજ ધાર.

### નિર્લજને નિર્લજ મળી !

નખરાબાજ ઓર વાળીને બીજે દિવસે લાલે દૂરથી જોતાંજ તે નીચે ગયો, અને પ્રથમ મોહિનીના બંગલાની સામું તેણે જોયું નો તેણી નજરે નહીં પડયાંથી લાલને આનંદ થયો —નિર્ભય બન્યો ! તરતજ ઓર વાળી આવી. તેણીને આંખની ઇશારતથી લાલે બંગલામાં બોલાવી. તેણીએ અંદર પ્રવેશ કીધો ઝટ લાલે તેણીને પોતાની પાછળ ઉપર બોલાવી. હિમ્મતથી તેણીને ઠેઠ દિવાનખાનામાં બેસાડી. તેણીનો ટોપલો લાલેજ પોતાને હાથેથી ઉંચકીને નીચે મૂકયો. તે પરથી તેણી બોલી "અરે ! તમે મને અડકયા ! હું તો ઘેડી છું ! હવે તમારે નહાવું પડશે શેઠ !" કહેતાં તેણી હસી પડી !

"અંહ ! નહાવાનું શું કામ છે ? અંગ્રેજના રાજ્યમાં રેલ્વેમાં ને બધે ઘેડ ને ભંગિઆ પણ સાથે બેસે છે તો પછી તેને અડકવામાં શું વાંધો છે ? નાત જાતનો તફાવત કે ભેદ હું માનતો નથી. અડકાયું અને અભડાયું, એવી પંચાત મને પસંદ નથી. ઇશ્વરેજ માણસોને બનાવ્યા છે માટે સૌ એકજ છે જનાવરને અડકવાથી અભડાતાં નથી તો માણસોને માણસ સ્પર્ષ કરે, તેમાં અડકવાની વાત કેવી વળી ? એ તો બધાં ઉપરનાં ઢોંગ ! ધર્મનાં ધતિંગ છે ! એવા ફેલ હું પત કરનારો માણસ નથી."

" ત્યારે તો સારી વાત !" ઘેડીએ હરખાઇને પૂછ્યું " તમને બાયડી છોકરાં છે કે નહીં ?"

" બાયડી છે, પણ છોકરાં બિલકૂલ નથી."

" તમારી બાયડી અહીં નથી ? શું તેણી પીયેર ગઇ છે ?"

" ના; સામેના બંગલામાં પોતાની એક બહેનપણીને મળવા ગઇ છે."

" હાય-હાય ! તેણી જો આવી પહોંચશે, ને મને અહીં જોશે તો મારી સાથે લડશે ! માટે મને હવે જવા દો ! નીચે ઉતરી આપણે વાત કરીશું"

" બ્હીવાની જરૂર નથી. તેણી કંઇ હમણાં આવે તેમ નથી, અને કદાચ આવશે, તોપણ હું છુંની ? તેણી મારી સમક્ષ કિંચિત્ પણ બોલી શકે તેમ નથી, માટે તારે ગભરાવું નહીં."

" પણ નીચે બેસીને વાત કરીએ તો શું વાંધો છે ?"

" અને અહીં પણ શું વાંધો છે ? તું ડર નહીં. મારે ત્યાં કોઇનો ધાક નથી. હું મારા મકાનનો સ્વતંત્ર માલિક છું. મને પૂછવા વાળો કોણ છે ?"

" પણ ત્યારે હવે મને જવા દો તો મહેરબાની ! અહીં તો મારી છાતી ધડક ધડક થાય છે !"

" બેશ ! હમણાં નહીં જવાય !" લાલે આમ જણાવી તેણીના હાથનો કાંડો પકડી લીધો, અને પૂછ્યું " તારૂં નામ શું છે, અને તું અહીં કયાં રહે છે ?"

" મારૂં નામ જીવલી છે, અને હું ગામ બહાર રેલ્વે સ્ટેશનના એક ખૂણાપર એક અલગ ઝુંપડું છે તેમાં ભાડે રહું છું."

" છેક સ્ટેશનથી દૂર ઝુંપડું છે તેમાંજ તું રહે છે કે"

" હા. તે ઝુંપડું મેં ભાડાંથી રાખ્યું છે. "

" તેમાં તું એકલીજ રહે છે કે તારો ધણી પણ સાથે રહે છે ?"

" મારો ધણી તો ઘણે લાંબે છે, અરે તેને છોડીને હું અહીં આવીને ઘણા દિવસોથી રહી છું. લગભગ એક વર્ષ અહીં મને આવ્યાને થયું છે. "

" એમ કે ? ઓહો ! ત્યારે તો તું આ શહેરની જાણીતી થયલી છે. "

" હવે મને મહેરબાની કરીને જવા દો તો સારૂં ! કેમકે હજી મારે આ બધાં બોર સાંજ સુધીમાં વેચવાનાં છે, અને આનાં પૈસા કરવા જોઇએ—નહીં તો પછી ખાઉં શું ? "

" ખાવાની ફીકર શા માટે રાખે છે ? તને જોઇએ તેટલું ખાવાનું મળશે ! હમણાં તને ભૂખ લાગી છે ? કંઇ ખાવાનું જોઇએ છે ? આપું ? "

" ભૂખ લાગી છે, પણ અહીં થોભતાં મને બ્હીક લાગે છે ! "

" બ્હીવાનું જરા પણ નથી. તું નિર્ભયપણે નિરાંતે બેસીને ખા. હું તને ખાવાનું આપું છું. " કહીને લાલે એક દાબડો ખોલી તેમાંથી પૂરી, દુધીનાં મૂઠીઆં, અને દાળના લાડુ તેણીને એક ઢાંકણામાં આપ્યાં, જે લઇ તેણી ખાવા લાગી.

" ત્યારે તું મારા બગિચામાં કામ કરવાને રહેશે ? કેમકે એ બહાને તને મારા બગિચામાં રહેવાને એક ઝુંપડી આપીશ, અને બગિચામાં કામ કરનારી રાખી છે, એમ કહેવાનું મને પણ કારણ મળશે. અને તેથી તારો ને મારો મેલાપ રોજનો ચાલુ પણ રહેશે. આમ ગોઠવણ થાય તો તેમાં તને કંઇ વાંધો છે કે ? "

"મને એમાં વાંધો કશો નથી, પણ તમારી બાયડીની બ્હીક મને ઘણી લાગે છે !"

"તેણીને તો હું ગમે તેમ સમજાવી દઇશ."

"તો પછી મને પણ વાંધો નથી; પરંતુ પગાર શું આપશો ?"

"પગારનો પ્રશ્ન ક્યાં છે ? તને કંઇ ચાકરડી તરીકે થોડીજ રાખવી છે ? તને તો મારી માનીતિ જેવી બગિચામાં રાખવાની છે. તેમ છતાં તને આઠ રૂપીઆનો પગાર મારી બાયડીને બતાવવાને આપીશ, અને અંદરખાનેથી તો પછી હું તને અનેક પ્રકારે કંઇ ને કંઇ આપીને ખુશ રાખીશ તે બાબતમાં તો મારો જીવ ઘણો ઉદાર છે. તું મારે ત્યાં રહેવાથી સારીપેઠે સુખીજ થશે, અને તને જીંદગી સુધી બીજાનું મ્હોં જોવાની જરૂર પણ નહીં રહે !"

"ત્યારે તો આપની મ્હોટી મહેરબાની ! હું પણ જીંદગી સુધી આપના જેવા મ્હોટા માણસનો આશરો ઇચ્છું છું, અને આપ મને જીંદગી સુધી પાળશો તો પછી મારે બીજાનું મ્હોં જોવાની જરૂર પણ શું ? હું પણ એવુંજ માગું છું. માત્ર મારે ભવિષ્યમાં પસ્તાવાનું નહિ થાય તેમ કરશો, એજ મારી પ્રાર્થના છે."

"તે માટે તારે બેફીકર રહેવું. હું એકજ નિશ્ચયનો માણસ છું, અને મારૂં મન ચલિત નથી, પણ અચળ છે. હું તને આખર સુધી સંભાળીશ, અને મારાથી તારૂં જેટલું ભલું થશે, તેટલું કરીશ."

"અને તમારો ગૂણ હું જીંદગી સુધી ભૂલીશ નહિ !" જીવલીએ સ્વાભિમાન દર્શાવતાં જણાવ્યું "અગર જો હું જાતની ઘેડી છું, તો પણ તમારા બ્રાહ્મણ તથા વાણીઆ કરતાં પણ વધારે ઇમાનદાર ને નેક–ટેક વાળી છું !"

"ઘણી ખુશીની વાત છે હવે તું આવતી કાલથીજ અહીં આવજે, અને બગિચામાં કામે લાગજે. પછી કાલે તારા નિવાસને માટે ઝુંપડીની ગોઠવણ કરી આપીશ."

"સારૂં શેઠ !" કહીને જીવલી ઉઠીને જવાનું કરતી હતી, એટલામાં લાલે તેણીનો હાથ ખેંચીને દિવાનખાનામાં લીધી.

"લે જો ! આ મારા દિવાનખાનાનો દેખાવ તો જરા જો ! કેમ, ઠીક છેની ?" લાલે પૂછયું.

"વાહ ! બહુ સરસ ! આપના મકાનનું શું કહેવું ! આ તો એક રાજાના મહેલ જેવો દેખાવ છે ! મેં તો મારા જન્મારામાં આવું કદી જોયું પણ નથી !"

"અરે ! આ તો શું છે, પણ અહીં આવ્યા પછી તને આથી પણ વિશેષ કંઈ કંઇ બતાવીશ ! તું એક વાર અહીં આવીને રહે, અને પછી તને દરેક પ્રકારે ખુશી કરાશ !"

"મને આપનોજ આધાર છે શેઠજી !"

આ પ્રમાણે લાલ તેણીની સાથે દિવાનખાનામાં ગપાટાસપાટા ચલાવી નિડરપણે મહાલે છે, એટલામાં સામેના બંગલામાંથી મોહિની-ની નજર લાલના દિવાનખાનામાં પડી, અને લાલને જીવલી સંગે વાતો કરતો જોઇ મોહિનીએ ચંદ્રા પ્રત્યે જણાવ્યું "ચંદ્રા બહેન ! તમારા દિવાનખાનામાં તમારા પતિ કોની સાથે વાતો કરે છે ? જૂઓ તો ખરા ! પેલી બૈરી કોણ છે ?"

ચંદ્રાએ પોતાના દિવાનખાનામાં જોતાંજ કહ્યું "આ તો કોઇ નવીજ બૈરી છે, અને કોઇ મજુરણ જેવી લાગે છે ! એ કોણ હશે વારૂં ? એ વળી મારા દિવાનખાનામાં કયાંથી !"

"ત્યારે તમે એક કામ કરો બહેન! તમે તમારા બંગલામાં પાછલે બારણેથી ગૂપચૂપ જાઓ, અને દિવાનખાનાની બાજુની ઓરડીમાં ભરાઇને, તે બંને શું વાત કરે છે, તે સાંભળજો! તેમાં જો તમને કંઇ પણ ઘોંટાળો લાગે તો તમે તે બાબતમાં તમારા પતિને કંઇ પણ બોલશો નહિ. જો તમને તેમનું કંઇ પણ ભોપાળું જણાય તો તે મનમાં રાખજો, અને પછી મને જણાવજો, એટલે પછી આપણે યોગ્ય વિચાર કરીશું. મને તો કંઇ તેવુંજ ગડબડિયું લાગે છે!"

"મને પણ તેવુંજ લાગે છે! હું જઇને જોઉં છું." કહીને ચંદા ઝડપમાં ત્યાંથી નિકળીને પોતાના દિવાનખાનાની બાજુની ઓરડીમાં સંતાઇને ઉભી, અને તેમની વાત સાંભળ્યા કરી.

દિવાનખાનામાં ચંદાની એક સુંદર છબિ હતી, તે જોઇને જીવલીએ લાલ પ્રત્યે પૂછયું "આ છબિ ઘણી ફક્કડ છે! એ કોની છે વારૂં?"

"એ તો મારી પોતાની સ્ત્રીની છે."

"એમ કે? વાહ! તમારી સ્ત્રી પણ ઘણી ખુબસૂરત છે જો!"

"છે, પણ તારા કરતાં તો ઓછીજ! ખુબસૂરતીની ખરી ખુબિ તો તારા ચહેરા પર છાજે છે! એક રૂપવતી રમણિક રંભામાં તુંજ ખપે! મારી સ્ત્રી તો સારાં સુંદર વસ્ત્રાલંકાર સજવાથીજ શોભાયમાન લાગે છે, પરંતુ કુદરતી શોભા તો તારો ચંદ્રકાન્તિ પર ખીલી રહી છે! તને જો સુંદર વસ્ત્રાભૂષણ સજાવ્યાં હોય તો તું મારી સ્ત્રી કરતાં તો હઝાર દરજે ખુબસૂરત દેખાય!"

"પરંતુ આખરે મારો જાત ઘેડીની, એટલે હું કંઇ તમારી બાયડી જેવી શોભું નહીં તો!"

"ઘેડી તેમાં શું થયું? સુંદરતા કંઇ કોઇના બાપની છે કે? એ તો ઇશ્વરી બક્ષિસ છે, વ્હાલી!"

"એહે ! એટલામાં તો તમે મને વ્હાલી કહેતાં પણ થયા ! હવે તો તમારૂં કામ વધ્યું !"

"હવે શા માટે નહીં વધે ? તારો ને મારો એક જીવ થયો, અને હવે પણ શું તને હું વ્હાલી કહું નહીં ? હવે તો તું મારી વ્હાલી અને હું તારો વ્હાલો !"

"ઠીક ! તમને પણ મફતમાં મારા જેવી વ્હાલી જોત જોતામાં મળી ગઇ, એટલા તમે પણ જબરા નસીબદાર તો ખરાજ મારા વ્હાલા !"

"નસીબદાર તો તું ને હું બંને !"

"ત્યારે હવે રજા લઉં છું, અને સહવારમાંજ હું કામે આવીશ."

"બનશે તો હમણાંજ હું તને તારી ઝુંપડીમાં આવીને મળીશ."

"હમણાં હું તો બોર વેચવાને જઇશ, માટે મારો મુલાકાત તમને કયાંથી થશે ?"

"હવે વળી બોર વેચવાનાં કેવાં ? હું તને મળ્યો, અને હજી શું તારે બોરજ વેચવાં છે કે ? એ બોર વેચવાનો વખત તો હવે વહી ગયો ! સમજી ? અહીંથી જઇને તારી ઝુંપડીમાંજ રહેજે, અને પાંચ વાગતે હું જરૂર આવીશ."

"ત્યારે આ બોરને શું કરીશ ? મેં એનો સવા રૂપીઓ આપ્યો છે !"

"સવા રૂપીઓજ આપ્યો છેની ?" કહીને લાલે તરતજ પોતાના ગજવામાંથી પાકિટ કહાડીને તેમાંથી બે રૂપીઆ જીવલીને આપીને કહ્યું "લે આ બે રૂપીઆ. હવે તો તને નુકશાન નહી થાયની ?"

જીવલીએ બે રૂપીઆ લઇને ખીસામાં નાંખતાં કહ્યું "હવે તો બોર નફો થયો, અને વળી આ બોરનો ટોપલો જેમનો તેમ રહ્યો, તે વધારે નફામાં !"

" એ બોર, આજની આપણી મુલાકાતની ખુશાલિમાં છોકરાં-ઓની નિશાળ આગળ જઇને તમામ છોકરાંઓને મફત વહેંચી દેજે, કે જેથી બિચારાં બાલકોનો આશિર્વાદ આપણને મળે ! "

" બહુજ સારી વાત ! એથી તમને ખાસો ધર્મ લાગશે ! પણ હવે તમે રાતે સાતેક વાગે મારે મુકામે જરૂર આવજો, હો કે ? "

" રાતના જરૂર આવીશ. ફરક નહીંજ પડે. "

" ઠીક ત્યારે હવે તો હું જઇશ; કેમકે હવે વખત ઘણો થયો છે, અને હવે તમારા સ્ત્રીને પણ આવવાનો વખત થયોજ હશેની ? "

" અંહ ! તેણી આવે તોયે તારે કંઇ બ્હીવાનું નથી. હવે તો તું મારે પહેલી, અને તેણી પછી ! "

" એટલું બધું ! પણ હવે મને રજા આપો તો સારૂં "

" ભલે જા ! હું રાતના ત્યારે ત્યાં અવસ્ય આવીશ. "

" સારૂં " કહીને જીવલી બોરનો ટોપલો માથે મૂકીને ઝડપ દઇને દાદર ઉતરીને સીધી સડકપર નીકળી ગઇ, લાલ ગૅલેરીમાં ઉભો રહીને જીવલીનાં પાછળ જોતો રહ્યો, અને જ્યાં સુધી જીવલી જતી જણાઇ, ત્યાં સુધી તેણીની તરફ એકી નજરે તાકી તાકીને જોતોજ ઉભો !

ચંદ્રા હજી સુધી બાજુના ઓરડામાંજ ભરાઇ રહી હતી તેણી દિવાનખાનામાં નહીં જતાં જેવી આવી તેવીજ પછલે બારણેથી પાછી નિકળીને વળી પાછી મોહિનીને બંગલે દોડી ગઇ અને તેણીને મ્હોંઢે ઉપલી સર્વ વાત કહી સંભળાવી, જે સાંભળી મોહિનીએ જણાવ્યું " તું હમણાં કાંઇજ બોલતી નહીં, અને તારા પતિ બહાર જાય કે તરતજ મને બોલાવજે, એટલે હું તારે ત્યાં આવીશ, અને પછી આપણે વિચાર કરીશું. "

" સારૂં બહેન ! " કહીને ચંદ્રા પોતાને બંગલે પાછી ગઇ.

——*

# પ્રકરણ ૨૫ મું.

—***—

### દોહરો.

લાલ ગયો સ્ટેશન પરે, જીવલી ઘેડી પાસ;
મોહિની ને ચંદા મળી, પૂઠ ધરી છે ખાસ.

### ચોર કે સાહુકાર?

લાલ પ્રત્યે ચંદાએ ઠાવકે વદને પૂછ્યું "કેમ પ્રાણનાથ! આપે આજ દિવસે નિદ્રા લીધી નહીં કે શું? હું તો જાણતી હતી કે આપ સૂતા હશો, અને તેથી હું મોહિની બ્હેનને ત્યાં જાણી જોઇને બેસી રહી"

"આજે સૂવાની તજવીજ કરતો હતો, એટલામાં વળી કંઇ કંઇ વેપાર કરવાના વિચારમાં પડી ગયો, અને તેથી ઉંઘ ઉડી ગઇ તે ગઇજ!"

"શાનો વેપાર કરવાનો વિચાર આપે કીધો છે પ્રાણનાથ?"

"જોઉં છું-કંઇ હજી ચોક્કસ નથી. આજે રાતના આઠ વાગે મારા એક મિત્રને મળવાને જવાનો છું, અને તેની સલાહ લેવાનો છું. તે પછી જે પણ વેપાર પર ધ્યાન બેસશે તે કરીશ."

"જે વેપાર કરો તે સંભાળીને કરજો. વળી વેપારમાં ફસાઇ નહીં જાઓ તો સારૂં!" ચંદાએ કટાક્ષમાં જણાવ્યું "વેપારમાં વીંછી, અને ઝેરી નાગણો ઘણી હોય છે, માટે તે ડંખે નહીં તે સંભાળજો!"

"વીંછી ને ઝેરી નાગણો વેપારમાં ક્યાં ? એ તું શું બકે છે !"

"હા પ્રાણનાથ ! ખરી વાત કહું છું." ચંદાએ વાત ફેરવી "જૂઓની આપણી પડોશમાં પેલા દાણાવાળાની દુકાનમાં બે–ત્રણ વીંછી, અને એક ગુણપાટમાંથી એક મ્હોટી નાગણ નિકળી હતીની ? આપ તે વાત ભૂલી ગયા કે શું ?"

"અહ ! એ તો નિકળે ! એને વેપાર સાથે શું સંબંધ છે ?"

"આજેજ આપના મિત્રને મળવા જવાના છો પ્રાણનાથ ?"

"હા. અહીંથી સાત વાગે નિકળવાનો છું."

"તો રસોઇની તજવીજ કરાવું કે આપને મોડું થાય નહીં ?"

"અત્યારે તો મારે કંઇ ખાવાની રૂચી નથી."

"સારૂં." કહીને ચંદાએ વધારે પંચાત કરીજ નહીં.

સાત વાગતાંજ લાલ ભપકાદાર ડ્રેસ સજીને હાથમાં લાકડી લઇ બહાર નિકળ્યો, અને તેવીજ ચંદા પણ ઓટલે ઉભી રહી. તેણીએ પોતાની પડોશના એક માણસને બોલાવી તેને સમજુતી આપીને લાલની પાછળ ગૂપચૂપ જવા જણાવ્યું તથા લાલ ક્યાં જાય છે, તે જોઇને તરતજ પાછો આવી જુવાબ આપવાની સૂચના કરી, જે પ્રમાણે તે માણસ લાલની પૂંઠે પડયો, અને પછી ચંદાએ પોતાના નોકરને બોલાવીને મોહિનીને બોલાવવા મોકલ્યો, જે ઉપરથી પાએક કલાકમાં મોહિની પણ આવી લાગી. તેણીને ચંદાએ સર્વ સમજાવી દીધું.

એટલામાં પેલો માણસ પણ આવી પહોંચ્યો, અને લાલ, પેલી ઝુંપડીમાં ભરાયો, તેની બાતમી લઇ આવ્યો. તે પરથી તરતજ મનસુબો કરીને ચંદા તથા મોહિની, પોતાની ગાડી જોડાવીને, અને ગાડી પર કોચમેનની સાથે પેલા માણસને તે ઝુંપડી બતાવવાને બેસાડી, તે છોકરાનાં કહેવા પ્રમાણે તે ઝુંપડીની સામે ગાડી લઇ જઇ થોભાવી.

ચંદ્રા ને મોહિની ઝુંપડી તરફ નજર રાખી પરસ્પર લાલને લગતીજ વાતો ચલાવતી ગાડીમાંજ બેસી રહી.

"મોહિની બહેન!" ચંદ્રાએ ઉશ્કેરાઇને જણાવ્યું "આપણે પણ તે ઝુંપડીમાં જઇશું?"

"ના! તેમ કરવું સલામત નથી. પારકી મ્યાનમાં આપણે બૈરાંઓએ જવું, અને તે પણ આવી રાતની વખતે! એ તો મહા જોખમ ભરેલું થઇ પડે! આપણે અત્રેજ આપણી ગાડીમાં બેસી રહીશું, અને લાલભાઇ બહાર નિકળતાંની સાથેજ આપણે તેમને ખુશીથી બોલાવીશું. અહીં આપણે તેમને કશું બોલવું પણ નથી. બંગલે ગયાં પછી જે કહેવું છે તે કહીશું. વળી તમે જરા વધારે આકળા છો, અને તમારૂં બોલવું લાલભાઇને ચટકો લગાડનારૂં થઇ પડે છે, માટે તમે તો કંઇજ બોલશો પણ નહીં. એ તો હુંજ એમને રીતસર કહેવું ઘટશે તેટલું કહીશ, અને હુંજ એમને પૂરી પડીશ!"

"વારૂં. હું મારે મૂંગીજ રહીશ! તમે છો, એટલે મારે ડહાપણ કરવાની જરૂર પણ નથી." આ પ્રમાણે ચંદ્રા બોલીને શાંત રહી.

ઝુંપડીમાં લાલ લહેરમાં બેઠો છે. જીવલી પણ સમીપમાંજ બેઠી છે, અને બંને જણાં આનંદની વાતો ચલાવતાં ખુશ મિજાજમાં "હા-હા-હી-હી" કરે છે! જીવલી આગ્રહ કરે છે કે "મને તમે બગિચામાં રાખવાનું કરો છો, પણ તેથી તો બોર તમને પોતાનેજ કોઇ વાર પંચાતિમાં ઉતરવું પડશે, અને આવો આપણો સંબંધ વધારે વાર નભવો મુસ્કેલ પણ થઇ પડશે! માટે તમે તમારી ફુરસદની વખતે અત્રેજ આવો તો વધારે સારૂં."

"છટ! રેઢીઆળ ઝુંપડીમાં મારા જેવા આબરૂદારે આવવું પાલવે પણ નહીં. તું મારા બગિચામાં રહેશે તેજ મને સુગમ થઇ પડશે, માટે કાલે પ્રભાતમાં તારે ત્યાંજ આવવું."

"પણ કાલે ને કાલેજ મારો સરસામાન તો નહીં લાવું; કેમકે ત્યાં મારે માટે રહેવાની જગા બરાબર થાય તે પછી સામાન લાવતાં શું વાર લાગવાની છે?"

"તારે માટે ત્યાં સરસ જગા તૈયાર છે. બગિચામાં એક પાકો બાંધેલો ઓરડો છે, તેજ તને રહેવાને હું આપીશ. પછી કંઇ વાંધો છે કે?"

"પરંતુ તે લીંપવાનો હશે, માટે કાલે હું ત્યાં આવીને તે ઓરડો સાફસૂફ કરી નાંખીશ, અને પછી એક દિવસ રહીને મારો સામાન લઇ આવીશ."

"વારૂં તેમ તો તેમ! તેમાં મને કંઇ વાંધો નથી."

"પણ મને કંઇ ખર્ચવાને માટે આપતાં જાઓ તો સારૂં." જીવલીએ ઉસ્તાદીથી જણાવ્યું "આસપાસનાં લોકોનું મારે થોડાક રૂપીઆનું કરજ છે તે આપવું છે, અને તેઓ દરરોજ મારા પર તકાદો કરે છે! હમણાંજ એક માંગનાર આવીને મારી સાથે કેટલો ટંટો કરી ગયો! માટે મારૂં કરજ પતાવ્યા વિના અહીંથી મારાથી નિકળાશે નહીં!"

"તારે કેટલાક રૂપીઆ આપવાના છે?"

"આશરે સોએક રૂપીઆ આપવા પડશે. તેથી વધારે નથી. કદાચ પાંચ-સાત રૂપીઆ આમ કે તેમ થાય તો થાય"

"તેને માટે ચિંતા નહીં. તે રૂપીઆ હું તને આપીશ. એમાં કંઇ મ્હોટી વિસાત નથી, પરંતુ મારા રૂપીઆ પંદર-વીશ દિવસ બાદ આવશે, માટે તે વખતે હું તને આપીશ"

"તે આપનું કહેવું માનું છું. પણ આ ઘર છોડતાંજ માંગનારાઓને જો નહીં આપું તો તેઓ મારી સાથે તોફાન કરે, અને બગિચામાં પણ આવને મને દરરોજ સતાવી મારી આબરૂ પર હુમલો કરે તો તેમાં મારી ને તમારી શોભા શું? માટે સોએક રૂપીઆની સવળતા હમણાં ને હમણાં કરવીજ જોઇએ, કે જે પછી હું પણ તમારે ત્યાં આવીને ખુશીથી રહી શકીશ" જીવલી જરા

નખશથી હસીને બોલી "એટલા સો રૂપીઆની જોગવાઇ પણ તમારાથી હમણાં નહીં થઇ શકે શું ? એ વાત મનાય નહીં ! તમારા જેવા મ્હોટા માણસને એક સો રૂપીઆના શા હિસાબ ? અરે ! મારા જેવી એક ગરીબ અત્યારે ને અત્યારે એક સો રૂપીઆ ગમે ત્યાંથી ઓછીના લાવી શકે, તો તમારા જેવાને શુ વાંધો ?"

"માંગવા જાઉં તો સોને બદલે હઝારો મળે તેમ છે." લાલે બડાસ મારી "પરંતુ માંગવા જવું, એજ મુસ્કેલીની વાત છેની ! મારાથી કોઇ પાસે પણ મંગાયજ નહીં !"

"આ સામે મારવાડી રહે છે, તેની સાથે આપને ઓળખાણ છે?"

"હું તો ઓળખતો નથી, પણ તે કદાચ મને ઓળખે ખરો."

"તેની સાથે હું વાત કરૂં, અને તે જો તમને ધીરે તો કંઇ વાંધો છે ?"

"બાજો વાંધો તો કશો નહીં, પણ તે વળી કોઇને મ્હોંઢે વાત કરે તો મારી આબરૂ જાય !"

"નારે ના ! મારવાડી લોકો તો ભલભલા ધનેતરને પણ ધીરે છે, અને તેમ છતાં તેઓ કોઇને મ્હોંઢે કોઇની વાત કરેજ નહીં; કેમકે તેઓ જો એવી વાત બહાર પાડે તો પછી કોઇ પણ સારા માણસ તેમને ત્યાં રૂપીઆ લેવા જાય પણ નહીં ! માટે તે વિષે તમો જરા પણ ચિંતા રાખશો નહીં. માત્ર એટલું છે કે, મારવાડી વ્યાજ વધારે લે, અને હફ્તો બાંધે તે બરાબર વખતસર તેમને પહોંચાડયા કરવો પડશે. તેમાં શું વાંધો ?"

"તેમાં હરકત નહીં તે તો સારી ગોઠવણ કહેવાય."

"ત્યારે તમે જરા બેસો. હું હમણાં તેને લઇને આવું છું." કહીને જીવલી તરતજ સામેની દુકાને મારવાડીને બોલાવવા ગઇ, અને

ત્યાં જઇને તેણીએ તે મારવાડીને પોતાના પરાક્રમની વાત સમજાવી, તેમજ લાલની લાયકીને લગતી પણ દરેક રીતની સમજુતી આપવાથી મારવાડી પોતાના હાથમાં કાગળ, વગેરે લઇને આવ્યો, અને પછી તેણે લાલની સાથે કેટલીક વાતચીત કરીને ત્રણસેં રૂપીઆની ચિઠ્ઠી લખાવી લીધી. તે પછી તે મારવાડી પોતાની સાથે જીવલીને રૂપીઆ લેવાને લઇ ગયો, અને વ્યાજ વગેરેનો હિસાબ ગણીને મારવાડીએ એકસો ને સાત રૂપિયા જીવલીના હાથમાં આપ્યા. તે પ્રમાણે તે રકમ લઇને જીવલી પુનઃ પોતાની ઝુંપડીમાં ગઇ. ત્રણસો રૂપીઆની 'પ્રોમિસરી નોટ'ના બદલામાં માત્ર એકસો ને સાત રૂપિઆજ હાથમાં આવ્યાથી લાલ ચકિત્ થઇ ગયો, પરંતુ જીવલીએ તેને ગમે તેમ સમજાવ્યાથી મોહ માયામાં લપટાયલો લંપટ લાલ બિનદરકારી બતાવી મન વાળીને બોલ્યો "હવે તો તું રાજી થઇની ?"

"હાજી. હવે પ્રભાતમાંજ હું આપને ત્યાં જરૂર આવીશ."

"હવે ચૂકતી નહીં જો !"

"ચૂકીશ કેમ ? હવે તો હું મારી ફરજ બજાવીશજ."

"ઠીક તો; હું જાઉં છું." કહીને લાલ એકદમ બહાર નિકળી પડયો, અને જુસ્સામાંજ જેવો સડકપર ગયો કે, તેવીજ તેની નજર પોતાની ગાડીપર પડી, અને અંદર બેઠેલી મોહિની તથા ચંદાને જોઇને પૂછવા લાગ્યો "અરે ! તમે બંને અત્યારે આ તરફ ક્યાંથી આવ્યા ?"

"એ તો રાતની વખતે ફરવા નિકળ્યા છીએ." કહીને મોહિનીએ પૂછ્યું "પણ તમે આ વખતે આ તરફ કયાં આવ્યા હતા ભાઇ ?"

"અહીં મારા એક મિત્રને મળવાને માટે આવ્યો હતો." કહીને લાલ ગાડીમાં બેસી ગયો, અને ગાડીવાળાને, બંગલા તરફ ગાડી લેવાને ફરમાવ્યું.

રસ્તે મોહિનીએ પૂછ્યું "લાલભાઇ, અહીં કયો તમારો મિત્ર રહે છે ?"

"એક છે, અને તેનેજ મળવાને હું આવ્યો હતો, પરંતુ તે મળ્યો નહીં. કંઇ ગયો છે."

"પરંતુ તમે તો ઝુંપડીમાંથી નિકળ્યા ! તો શું તમારો તે મિત્ર આવી ઝુંપડીમાં રહે છે ?"

"નારે ના, તે તો સામેના બંગલામાં રહે છે." લાલે અડાવ્યું "પરંતુ બંગલે તાળું હોવાથી તેનો એક નોકર તે ઝુંપડીમાં રહે છે, તેને પૂછવા માટે હું ત્યાં ગયો હતો."

"પણ તે ઝુંપડીમાં તો એક મારવાડી, અને બૈરીને જતાં આવતાં જોયાં ! તે કોણ હતાં ?"

"તે તો એક મારવાડી તેને ત્યાં રૂપીઆની ઉઘરાણી કરવા આવ્યો હતો, અને મારા મિત્રનો નોકર મારી સાથે વાતમાં રોકાયલો હોવાથી તેણે મારવાડી સાથે સમજુતી કરવાને પોતાની સ્ત્રીને મોકલેલી, જેથી તે સ્ત્રી ને મારવાડી તમને દેખાયાં હતાં."

આ ઉત્તરથી મોહિની તો સમજી ગઇ કે "આ બધી થાપ આપે છે, અને મને ખોટું સમજાવે છે, માટે હવે એ ભાઇ સાહેબને વધારે નહીં છેડતાં, તે ઝુંપડીમાં કોણ રહે છે, તેની તપાસ કીધાં પછીજ એને બરાબર ઉધડો લેવાની વાત રાખીશ." આમ વિચાર રાખીને મોહિનીએ વળી પૂછ્યું કે "તમારો મિત્ર મળી શકયો નહિ, માટે તમને વળી પાછો ફેરો ખાવો પડશે કે ?"

"હાસ્તો. આવતી કાલે સહવારે કે સાંજે પાછો આવીશ.

એટલામાં બંગલો આવ્યાથી તેઓ ઉતર્યા. લાલ ઝપાટાબંધ ગાડીમાંથી ઉતરીને બંગલામાં ગયો, અને ચંદ્રા જરા થોભવાથી મોહિનીએ તેણીને જણાવ્યું "તમે અત્યારે કંઇજ બોલશો નહીં. હું પોતેજ એમને આવતી કાલે છેડીશ, અને એમનેજ મ્હોંઢે જે હશે તે કબૂલ કરાવીશ. એટલું તો ચોકકસ છે કે, ઝુંપડીમાં કંઇ પણ ગડબડ–ઘોટાળો હોવો જોઇએ. જે હશે તે નિકળશે." કહીને મોહિની પણ પોતાને બંગલે ગઇ.

ચંદ્રા દિવાનખાનામાં ગયાં પછી લાલે તેણીને કંઇ વિશેષ પૂછપરછ કરી નહીં, તેમજ ચંદ્રાએ પણ લાલને વિશેષ પ્રશ્નો પૂછયા નહીં.

——*——

# પ્રકરણ ૨૬ મું.

—***—

## દોહરો.

બીજે દિવસે મોહિની, કરે તિવ્ર તપાશ;
લાલ કબૂલે સર્વ કંઇ, પાપ થયું પ્રકાશ !

## નફફટાઈનો નમુનો !

પ્રભાત થતાંજ જીવલી આવી પહોંચી. તેણીને બગિચામાં દાખલ કરી સહજ કામ કરવાનું બતાવતાં લાલે કહ્યું "માત્ર નામનું કામ તો કહું છું. તારાથી થાય તો કરજે. અને નહીં તો ભલે તું તારે બેસી રહેજે. હું થોડી વાર પછી તને પાછો મળીશ" આમ જણાવી લાલે માળીને પણ થોડી ઘણી ભલામણ કરી, અને તે પછી તે પુનઃ બંગલામાં ગયો.

ચંદાએ, જીવલીને બગિચામાં જતાં જોઇ હતી, તેમજ લાલ તેણીની પાછળ ગયો હતો, તે પણ તેણીને માલમ થયું હતું. તે ઉપરાંત ગઇ કાલે પોતાના બંગલાના દિવાનખાનામાં જે સ્ત્રી સાથે લાલ વાત કરતો હતો, અને જે તમામ વાત ચંદાએ સાંભળી પણ હતી, તે સર્વનું સ્મર્ણ કરતાં ચંદાની ખાત્રિ થઇ કે "ગઇકાલ વાળી સ્ત્રીજ આજે પાછી આવી છે, અને એની ઝુંપડીમાંજ મારા ધણી રાતના ગયલા હોવા જોઇએ." આટલું મનમાં સમજી વિચારી ચંદા મૌન્ય રહી, અને ભોજન કરીને તેણી મોહિનીને બંગલે ગઇ. આ લાગ સાનુંકૂળ જાણી લાલે પણ જીવલીને અત્યારે પોતાના દિવાનખાનામાં બોલાવી, અને તેણીની સાથે હાસ્ય વિનોદ કરવામાં તે નિર્ભયપણે મસ્ગુલ થઈ ગયો !

ચંદાએ, મોહિનીને મળીને જીવલીનાં આવ્યાની વાત કહી, તેમજ "ગઇ કાલે જે આવી હતી, તેજ આજે પુનઃ આવી છે, અને તેણીનેજ બગિચામાં રાખી છે!" આમ કહીને અફસોસ કરવા માંડયો.

"તમે ગભરાવ નહીં બહેન! અકળામણ કરવાથી શું ફાયદો છે? એ તો એમનાં લક્ષણ જે પડયાં છે, તે કંઇ મરતાં સુધી જવાનાં છે? તેમ છતાં આપણો ધર્મ છે કે, એમને ટોકવા, રોકવા, અને એમને સુધારવાની કોશિષ કરવી. હવે આપણે જઇને તજવીજ કરીએ છીએ, અને મારે, તમારા પતિ પાસેજ આસ્તે રહીને બધુંએ કબૂલ કરાવવું છે. તમે જરા ઉતાવળિયા ને આકળા સ્વભાવના છો, માટે તમે કંઇ પણ બોલશોજ નહીં. હું પોતે જે કહેવું છે તે કહીશ, અને જે પણ રસ્તો લાવવો હશે તે લાવીશ." કહીને મોહિનીએ લૂગડું બદલ્યું, અને તેણી ચંદા સંગે લાલના દિવાનખાનામાં ગઇ.

દિવાનખાનામાં તેણીઓનાં પગલાં થતાંજ જીવલી ગભરાઇને નીચે ઉતરી પડી, અને ઝડપમાં બગિચામાં જઇને બેઠી તો ખરી, પરંતુ તેણીની છાતી કંપવા લાગી, અને તેણી ગભરાઇ કે "હવે કોણ જાણે શુંએ થશે! માટે અહીં બેસવામાં સાર નહીં!" આમ વિચારીને તેણી કાછોટો વાળીને સપાટાબંધ બંગલાના કમ્પાઉન્ડની બહાર નિકળી પડી, અને પોતાની ઝુંપડી તરફ ચાલી. રસ્તામાં તેણીએ ઠરાવ કીધો કે "હવે પછી આ બંગલે નહાંજ આવવું. શેઠને ગરજ હોય તો મારે ત્યાં ભલે આવે."

મોહિની અને ચંદા. દિવાનખાનામાં ગયાં પછી, મોહિની તો લાલની સામેનીજ ખુરસીપર બેઠી, પરંતુ ચંદાનો જીવ અકળાયલો હોવાથી, તેણી ત્યાં નહીં થોભતાં નીચી નજર રાખી પાસેના ઓરડામાં ચાલી ગઇ.

"કેમ ભાઇ ખુશીમાં તો છોની?" મોહિનીએ લાલને કટાક્ષમાં પૂછ્યું "એએક દિવસથી આપનો ચહેરો ઘણો ખુશ મિજાજમાં દિસે છે, અને એવોજ આનંદમય ચહેરો સદાયે કાયમ રહે તો સારી વાત છે!"

"તમારા જેવા શુભેચ્છક બહેનની અમીદૃષ્ટિ આ ગરીબ ભાઇ પર જ્યાં સુધી છે, ત્યાં સુધી તો મારો આનંદ સદા ચાલુજ રહેશે."

"મારી અમીદૃષ્ટિ શું ઉપયોગની છે? એ તો જે માર્ગે આનંદ મળતો હોય તેજ માર્ગ મોકળો રહે, એટલે આનંદ પોતાની મેળે કાયમજ રહે! આનંદને માટે તો આપને નવાં નવાં સાધનો મળ્યાંજ કરે છે!" કહીને હવે મોહિનીએ તડ ને ફડ ફેંકવાનોજ રસ્તો લીધો, અને તેણીએ સીધી રીતેજ પૂછવા માંડયું "આ પેલી બેઠી હતી, ને અમને જોઇને ઉઠી ગઇ, તે કોણ હતી વારૂં?"

"તે તો બગિચામાં કામ કરનારી એક મજૂરણ હતી."

"દિવાનખાનામાં તેણીનું શું કામ હતું?"

"એ તો મેં એને કહી રાખ્યું હતું કે, દિવાનખાનું સાફસૂફ કરવાનું છે, માટે આવજે. તે ઉપરથી તેણી હમણાંજ આવી હતી."

"ત્યારે સાફસૂફ કરાવવામાં વાંધો શું આવ્યો? તેણી કેમ પાછી ગઇ?"

"મેં તેણીને કહ્યું કે, મારી સ્ત્રી આવે ત્યારે હું તને બોલાવવા મોકલું એટલે આવજે. આ ઉપરથી તેણી તરતજ પાછી ગઇ."

"તો અમે આવ્યા, અને અમને જોઇને તરતજ તેણી ઉઠી ગઇ, તેનું શું કારણ?"

"તે બિચારી કદાચ ગભરાઇ હશે તેથી ચાલી ગઈ!"

" ઠીક ! પાટિયાં ગોઠવવામાં તો તમે પહેલા નંબરના ઉસ્તાદ દેખાઓ છો ! તમારા મનમાં તો તમે એમજ ખાંડ ખાઓ છો કે, અમે જાણે આંધળા ને અજ્ઞાનજ છીએ ! પણ એમ ના સમજશો ! અમને મ્હોટી મ્હોટી આંખો છે, અને જબરા કાન છે, તેમજ અમારામાં ઢગલાબંધ જ્ઞાન પણ છે ! તમારી ચોરી પકડવાનું પાણી અમારામાં છે, અને તમે કાલેજ અહીં તે રાંડ સાથે વ્હાલો ને વ્હાલીની વાતો કરતાં હતા, તે સર્વ અમે કાનોકાન સાંભળ્યું હતું. વળી તમે રાતના જે ઝુંપડીમાં ગયાં હતા, તે સર્વ વાતનો પ-તો મેં મેળવ્યો છે, અને તમારી તમામ કપટ જાળ પકડી છે ! વાહરે લાલભાઇ વાહ ! શીખામણ આપવાને હજી તો સાડાત્રણ દિવસ ગયા નથી, અને એટલામાં તો આવો આડો રસ્તો લેવા પણ લાગ્યા ! તમે પણ ખરા હિમ્મતવાન ! જબરા ચાલાક ! તમારા જેવા મોજીલા, અને શોખીલા તો આ જગતમાં થોડાજ હશે ! ધૂળ પડી તમારી ચતુરાઇમાં, ને આગ લાગી તમારા ધર્મમાં ! મેં તમામ બાતમી મેળવી છે, અને એ રાંડ પેલી બોર વેચનારી જીવલી ઘેડી છે, એવો ચોક્કસ પ-તો મેળવ્યો છે ! વાહરે વાહ ! ઘેડીને બંગલામાં ઘાલી, અને તે પણ વળી દિવાનખાનામાં બેસાડી ! ધૂળ પડી તમારા કૃત્ય પર, અને શરમ છે તમારી કામાન્ધ વૃત્તિ પર ! આ તે કેવું કૂકૃત્ય ! અધમમાં અધમ આચરણ ! 'વિનાશ કાલે વિપરિત બુદ્ધિ' એ કહેવત કંઇ ખોટી નથી તો ! તમારૂં નબળું થવા બેઠું છે, માટેજ તમને આવું નબળું સુઝૂજે છે તો ! પણ યાદ રાખજો કે, તમે ખૂબ પસ્તાશો ! જે રસ્તો તમે લીધો છે, તે એવો અધમ છે કે, આગળ જતાં તમને અન્ન-વસ્ત્રનાં પણ વાંધા પડશે ! અરેરે ! આવી ઉત્તમ

ખુબસૂરત, ને પૂતળી જેવી પત્નિ મૂકીને એક નીચમાં નીચ રાંડપર મોહિ પડયા છો, એ પણ કેવી તમારી કૂમતિ ! ખરેખરા કૂકર્મના કીડા ! ધિક્કાર છે તમને ને તમારા અવતારને ! ”

આ તિરસ્કારનાં વચનો સાંભળી લાલનું ઘણું પાકી આવ્યું, અને તેનું મગજ પણ ગરમ બની ગયું ! તેણે મિજાજ ગુમાવી દીધો, અને ઝટ દઇને બોલી ઉઠયો “આટલો બધો દમ ભીડાવવાની કંઇ જરૂર નથી ! તમને આટલી હદ સુધી બોલવાની શી સત્તા છે ? તમે શું મારા માલિક છો ? વડિલ છો ? અન્નદાતા છો ? મારૂં પૂરૂં કરો છો ? તમને મેં માન્યા ત્યાં સુધીજ ! જાઓ ! મારા મકાનમાં તમારાં ડહાપણનું કામ નથી, અને તમારૂં એ કામ નથી ! ”

“આટલી બધી નિર્લજતા ! તદ્દનજ બેશરમપણું ! છેકજ છાલકાઇ ! તમારી નફ્ફટાઇ પણ નમુનાદાર તો ખરી ! જરા પણ મરિયાદા તો છેજ નહીં ! નીચની એક દિવસની સોબતથી કેટલી નીચતા તમારામાં આવી ગઇ ! એજ નીચ રાંડની વધારે સોબત થઇ તો પછી હજી પણ કેટલી હદ સુધીની નીચતા તમારામાં આવી જશે, તેની મને સમજ પડતી નથી ! અરેરે ! તમારી તે કેવીક દુર્દશા થશે ! ખચીત ભીખ માંગતાં થશો, અને રવડી મરશો ! ”

“આટલું બધું બોલવાની તમારે કંઇ જરૂર નથી ! તમે તમારૂં સંભાળો ! બીજાની કૂથલી કરવાનું તમારૂં કામ નથી ! તમે મારી પંચાત કરનાર કોણ ? ”

“એમ કે ? હજી પણ તમારી તોરદારી મૂકતાં નથીની ? તમે કદી નહીં, અને આજેજ મારી સામું આટલું બધું ઉછળતું બોલો

છો, પરંતુ તેમાં તમેજ પસ્તાશો ! હજી તો સારૂં છે કે, તમારા હાથમાં પૈસા નથી ! જો પૈસા હોત તો વળી કેટલીએ ઉથલપાથલ કરી નાંખતે, અને ધરતીપર પગ પણ નહીં મૂકતે !"

"પૈસા પૈસા શું કરો છો ? તમે એમ નહીં જાણુશો કે, તમારા હાથમાં મારા પૈસા આવ્યા તેથી તે તમારાજ થઈ ગયા ! તે નહીં પચે ! તે મારા છે, ને હુંજ તે ઉભા ઉભા લઇશ !"

"એમ કે ? ઠીક છે ! લેજો ! હવે તો મારે પણ જોવું છે કે, તમે તે કેવી રીતે લેશો ?"

"કેવી રીતે એટલે કાયદાની રીતે."

"તમારા કાયદાને તો હું ખીસામાં ઘાલીને ફરૂં છું ! કાયદો તમારોજ હશે, અને મારો નહીંજ હોય, એમ તમે તમારા મનમાં ફાંકો રાખતાં હશો તો તે ફાંકો વાંકોજ જાણજો ! એવા તમારા ફાંકાને તો ફુંક મારીને હું ઉરાડી નાંખીશ, અને તમને પણ ઠંડાગાર બનાવી દઇશ !" આમ જણાવી તરતજ મોહિની ઉઠીને ગેલરીમાં ગઇ, અને પોતાના ભૈયાને બોલાવ્યો. ભૈયો દોડતો આવી લાગ્યો, જેને મોહિનીએ ફરમાવ્યું "આ લાલભાઇનો હાથ પકડીને બંગલાની બહાર કહાડો, અને અહીંજ તમે બેસો. એને બંગલામાં મારા હુકમ વગર પેંસવાજ દેશો નહીં."

આ સાંભળતાજ લાલ ઠંડો થઇ ગયો ! તે ગભરાયો ! તેનાં બારે વહાણ બુડયાં ! બધીએ બડાશ હવા ખાવા ગઇ, અને પતરાજી પાણી પીતી થઇ ! તે એકદમ ગગળી ગયો, અને ભૈયાને જોતાંજ તેનાં રામ રમી ગયાં ! તે અત્યંત દીનતાથી બોલ્યો "બહેન ! આ શું ? મારાપર આટલો બધો શીતમ ગુજારવાનું તમારા જેવા લાયકીવાળા બહેનને શોભે છે કે ?"

"અને તમે મને જે બોલ્યા, તે તમને શોભે છે કે ?"

"તે મારી ભૂલ થઇ! મારો ઉગ્ર સ્વભાવ હોવાથી અકળાઇને બોલી દેવાયું, અને બોલ્યાં પછી હું હવે પસ્તાઉં છું. મારી ભૂલને માટે માફ પણ માંગું છું."

"હવે માફ માંગો છો ! માફ માંગતાં પણ તમને કયાં વાર લાગે છે ? શરમને તો જાણે છાપરેજ નાંખી છે !" બાદ મોહિનીએ ભૈયાને નીચે બેસવાનું કહ્યાંથી તે નીચે જઇને બેઠો, અને પછી વળી મોહિનીએ લાલ પ્રત્યે જણાવ્યું "બોલો ! હવે શો વિચાર છે ? પ્રથમ તો તમને પૂછું તેટલાનો ખરો ખુલાસો કરો, અને જે હોય તે સાચે સાચું કબૂલ કરો કે, એ રાંડ ઘેડીજ હતીની ?"

"હા બહેન !" નીચી મૂંડી નાંખીને લાલ બોલ્યો.

"અને ગઇ કાલે રાતના જે ઝુંપડીમાં તમે ગયા હતા, તે પણ તે ઘેડીનીજ ઝુંપડી હતી કેની ?"

"હા."

"ત્યાં વળી જે મારવાડી આવ્યો હતો તે શા માટે ? જોજો ! ખરૂં કહેજો !" મોહિનીએ દમ દેતાં જણાવ્યું" તમારી તમામ ખટપટનો પત્તો મેં તો મેળવ્યો છે, પણ તમે કેટલું ખરૂં બોલનારા છો, તેજ મારે પણ જોવાનું છે, માટે જૂઠું બોલ્યા તો તરતજ પકડી કહાડીશ ! હવે બોલો કે, તે મારવાડી ત્યાં શા માટે આવ્યો હતો ? તે તમારી પાસે આવ્યો હતો કે તે ઘેડી પાસે ?"

"તેને તથા મારે તો મુદ્દલજ ઓળખાણ નહોતી ! મેં તો તેને માત્ર કાલેજ ઓળખ્યો !"

"કાને ઓળખવાની શી જરૂર હતી? કરજ કરવું હતું કે?"

"હા. ત્રણસે રૂપીઆ મેં તેની પાસે 'પ્રોમીસરી નોટ' લખી આપીને લીધા છે."

"ઓહો! ત્રણસે રૂપીઆ! એ બધા રૂપીઆ કયાં છે?"

"ત્રણસેનું વ્યાજ વગેરે કાપી લઇ મારા હાથમાં તો માત્ર એકસો ને સાત રૂપીઆજ આવ્યા, તે મેં પેલી ઘેડીના હાથમાં આપ્યા."

"બધાએ તે રાંડને આપી દીધા કે?"

"હા."

"ઠીક!" મોહિની સંતાપ કરતાં બોલી "આ બધું તમે શું કીધું! આવું ડહોળતાં તમે જરા પણ વિચાર કીધો કે? આ તો તમે એવું કીધું કે, તમારો હવે જરા પણ વિશ્વાસ રખાયજ નહીં! આ પ્રમાણે તો તમે કરઝદાર થઇને ડુબી જઇ દુનીઆમાંથી ઉખડી જશો, અને તમારાં ભૂંડાં હાલ થશે! હવે તમને શું કરવું, અને તમને કેમ ઠેકાણે રાખવા, તેની પણ મને તો સમજ પડતી નથી! તમે તો રવડશોજ, પણ તમારી સાથે ચંદા બહેન પણ રવડી જશે! તે બાપડીનો સંસાર ધૂળમાં જશે, અને તમારો વંશ વેલો આટલેથી સૂકાઇ જશે! અરે રામ! કેવી કૂમતિ તમને પણ થઇ છે! સદ્‌-બોધ તો તમને સમજાતોજ નથી! હવે શું કરવું?"

"હવે એજ કરવું કે, મને માફ કરો બહેન! હું મારાં અધમ આચરણથી તમારી સન્મૂખ તદ્દનજ શર્મિંદો થઇ ગયો છું! મારી તમામ ભૂલ કબૂલ કરૂં છું! હું હાથ જોડું છું!"

"હાથ જોડયા તેમાં શું વળ્યું? તમને સુધારવાને હવે શું કરવું, તેની મને સમજ પડતી નથી! બોધ તો તમને કોઇ પણ

પ્રકારે લાગતોજ નથી ! શીખામણ માત્ર સાડાબે કલાક માની પાછા જેવા ને તેવા થાઓ છો ! સતી સમાન સ્ત્રી ગમતી નથી, અને નીચ નારી સારી લાગે છે ! માટે હવે તો તમારે માટે એજ રસ્તો છે કે, તમારે ઘરની બહાર મુદ્દલ જવુંજ નહીં, અને તમારી સ્ત્રીની સલાહ પ્રમાણેજ ચાલવું. કેમ, કબૂલ છે ?'

"કબૂલ બહેન, સાત વાર કબૂલ !"

"પણ જો પાછા વાંકા ચાલ્યા તો તમને શું કરવું ?"

"હવે પછી મારી જરા પણ ગેરરીત જો તમને જણાય તો તમે જોઇએ તો મને જોડાં ને બૂટ મારજો !"

"ઠીક છે તો વળી પુનઃ એક વાર તમને અજમાવવા માટે એક તક આપું છું." કહીને મોહિનીએ ચંદાને બોલાવીને કહ્યું 'તમે બધું સાંભળ્યું કે બહેન ? હવે તો તમારી નજર આગળજ એઓ અહેનિશ રહેશે, અને તમારોજ સત્તા એમના પર રાખવી પડશે જો !"

"મારી સત્તા શું કામની ?" ચંદાએ દિલગિરીમાં જણાવ્યું "મારી સલાહ જો એ નહીંજ માને તો હું એમના પર મારી શી સત્તા ચલાવી શકનાર છું ?"

"જરાક પણ વાંકા ચાલે તો પછી હું છું ની ! હું એમને અન્નવસ્ત્રના પણ વાંધા પાડીશ ! એમનાં તમામ કૂંચી તો મારા હાથમાં છે !"

"એમાં કંઇ વળે નહીં ! આખરે એ તો એવા ને એવાજ !" ચંદાએ ફણગો ફોડી દેતાં સાફ જણાવ્યું "તમારે મ્હોંઢે નિઠારા વાપરે છે, અને તમે ગયા કે પાછળ મારી સાથે બાઝે છે !"

"ત્યારે એમને સારા રસ્તામાં રાખવાને બીજો ઉપાય પણ શો કરવો ? એમનાપર ખાસ દેખરેખ રાખવાની તો જરૂર છે; કેમકે તે વિના એ ઠેકાણે નહીં રહે !"

"તે તો મારૂં એ કહેવું છે કે, એમને કોઇ પણ મજબૂત દેખરેખ નીચે રાખવા જોઇએ. વધારે નહીં તો થોડાંક વર્ષ તો તેમ કરવુંજ જોઇએ, અને તમે અમારા શુભેચ્છક છો તો તેવું તમેજ કરો, એવી મારી પણ તમને પ્રાર્થના છે બહેન !"

"પણ કરવું શું ? હું પણ તેનોજ વિચાર કરૂં છું !"

"મારો મત તો એવો છે કે, એમને તમારીજ દેખરેખ નીચે રાખશો તો વધારે સારૂં !"

"હું પણ તેમાં રાજી છું." લાલ બોલી ઉઠયો "આપણે સર્વ સાથેજ રહીએ."

મોહિની વિચારમાં પડી ગઇ, અને બોલી "કેમ ચંદા બહેન, સર્વ સાથે રહેવામાં તમને પોતાને પાલવશે ? તમારો શો વિચાર છે ?"

"હું પણ એમના મતને મળતી આવું છું. તમારા ભાડાંનો બંગલો ખાલી કરીને તમે તથા તમારા પતિ અહીંજ આવો, અને અહીં આપણે સર્વ સાથે રહીશું. ખર્ચની બાબતમાં પણ આપણે પરસ્પર સમજી લઇશુ."

"તે તો સમજી લેવાશે." મોહિનીના મગજમાં પણ એ વાત ઉતરી, અને તેણી તરતજ કેટલીક વિશેષ વાતચીત કરીને પોતાને બંગલે ગઇ, અને આ બાબતમાં પોતાના પતિને પણ તેણીએ સમજાવી દીધા.

આખરે રસ્તો એજ આવ્યો કે; મોહિની, પોતાના પતિ તથા નોકર-ચાકર સહ લાલને બંગલે આવીને રહ્યાં, અને લાલને એ રીતે કાબુમાં રાખવાની ગોઠવણ કરી

——*——

## પ્રકરણ ૨૭ મું.

—***—

દોહરો.

સર્વ રહ્યાં છે સાથમાં, ઝાખ્યો જૂદો રંગ;
લાલ રહ્યો કૂરંગમાં, જાગ્યો તે તો નંગ!

### "કુતરાની પૂછડી વાંકી તે વાંકી!"

લાલને બંગલેજ મોહિની, પોતાના પતિ મોજીલાલની સંગે નિવાસે છે. લાલે પેલા મારવાડીનું રૂપીઆ ત્રણસેનું કરેલું કરજ પણ મોહિનીએ પતાવ્યું, અને લાલને માથેથી એ રીતે એક પિડા પતાવી. હવે લાલ ભય રહિત થયો, પણ જીવલી ઘેડી તેના મગજમાંથી કંઇ ગઇ નહીં! તેણીને મળવા માટે લાલ દરરોજ તલપી રહેતો હતો, પરંતુ હમણાં તો સાપ (લાલ) સાણસામાં સપડાયો હતો! કેમકે બંગલામાંથી બહાર નિકળવાનોજ તેને હુકમ નહોતો, તેમજ બંગલામાં પણ તેના પર દરેક પ્રકારનો સખત ચોકી પહેરો હતો, જેથી તેનાથી આમ કે તેમ ચસાતું નહોતું! એટલે લાચાર!

એક દિવસ એવું બન્યું કે, બપોરનો સમય હતો. મોહિની તથા ચંદ્રા આરામ લેતી નિદ્રા પામી, અને એટલામાંજ જીવલી ત્યાંથી, પોતાને માથે જમરૂખનો ટોપલો લઇ "જમરૂખ લો જમરૂખ!" આમ પોકાર કરતી પસાર થતી હતી. લાલે તેણીનો સ્વર સાંભળ્યો, અને દિવાનખાનામાંથી ઉઠીને તે તરતજ ગેલરીમાં ગયો. જીવલીએ ઉપર નજર કરતાંજ બંનેનાં નેત્રો સામસામાં અથડાયાં! બંને પરસ્પર સ્મિત હાસ્ય કરી આનંદ પામ્યાં! લાલે હાથની ઇશારતથી તેણીને

થોભવાનું કહ્યાંથી તેણી સામેના એક વૃક્ષની નીચે થોભી. લાલ તરતજ ઉતાવળી ચાલે નીચે ઉતરીને તેણીની પાસે ગયો, અને તેણી પ્રત્યે બોલ્યો "તારે ગભરાવું નહીં. હમણાં જો કે મારાથી તને મળાશે તો નહીંજ, તોપણ જેમ બનશે તેમ તક સાંધીને હું તારે ત્યાં આવીશ, અને તને મળીશ. હમણાં તો તું જા, પરંતુ મેં તને વચન આપ્યું છે, માટે આખરે પણ હું તારોજ છું, એમ નક્કી માનજે. હાલ તરત મારે માથે કેટલુંક વાદળ ભમે છે, અને તે વાદળ વિખેરી નાંખવાનીજ ખટપટમા હું ગૂંથાયો છું. તે વિખેરાતાંની સાથેજ હું સદાને માટે તારો થઇ રહીશ. માત્ર થોડાજ દિવસને માટે વિયોગ વેઠવાનો છે, અને આ વિયોગનું પરિણામ આખરે એવુંજ આવનાર છે કે, આપણે આખર સુધી પતિ–પત્નિ તરીકે રહીશું. હાલ તરત તો તું જા!"

"વારૂં; પણ થોડા પૈસા હોય તો ખરચવાને આપોની?"

"હાલ તરત પૈસા તો અહીં મારી પાસે નથી, પણ લે આ સોનાનાં બટન તને આપું છું, તે વેચીને થોડા દિવસ કહાડી નાંખજે, અને પછી તો હું તને મળીશ, ત્યારે મનમાનતા પૈસા આપીશ." કહીને લાલે પોતાનાં સોનાનાં બટન તેણીને આપ્યાં, જે લઈ તેણી ચાલતી થઇ, અને લાલ પણ પોતાના બંગલામાં ચડપ દઇને પેસી ગયો, તેમજ પોતાનું બદન ખીંટીએ ભેરવીને પોતે પણ એક ગાદીપર માથે મ્હોંઢે ઓઢીને સૂતો.

થોડી વારમાં ચંદા ને મોહિની ઉઠી, અને તે પછી લાલ પણ ઉઠયો, અને મ્હોં ધોઇ આમતેમ આંટા મારતો પેલાં બટનને માટે એક ચોકઠું ગોઠવતાં બોલી ઉઠયો "અરે! મારાં સોનાનાં બટન આ બદનમાંથી કયાં ગયાં? કોણ લઇ ગયું? આ શું થયું? બંગલામાં જરૂર કોઇ પેંધ્યો છે જો! આ તો નવાઇની વાત થઇ!"

આ ધૂમાડાથી મોહિની ને ચંદા પણ વિચારમાં પડી ગઇ ! તેણીઓએ આમતેમ શોધ–ખોળ ચલાવી, અને કંઇ પણ પત્તો નહીં લાગવાથી ચંદાએ આખરે જણાવ્યું "પ્રાણનાથ ! હવે સંતાપ કરવાથી શું વળવાનું છે ? ખેર ! નસીબમાં હશે તો મળશે, અને ભગવત આપશે ! "

"પણ ધોળે દિવસે ભર્યા બંગલામાં ચોરી થાય, એ તો નહીં ખમાય ! માટે તું જો કહેતી હોય તો પોલીસને ખબર આપું ? "

"ના ! ના ! ના ! તેમ કરવાની જરૂર નથી ! પોલીસ વળી આવીને બધાંની તજવીજ કરશે, અને નાહક આપણે બધાંએ દોડાદોડીમાં પડીશું ! "

"ઠીક ! જેવી તારી મરજી ! " કહીને લાલે પણ તે પંચાત પડતી મૂકી, અને તે વિચાર કરવા લાગ્યો કે "હવે મારાં બટનની બાબતમાં જેમ દાબી દેવાયું, તેવીજ રીતે જો હું ઘરમાંથી કોઇ મ્હોટો હાથ મારીશ તો તે પણ દાબી દેવાશે ! માટે હવે કોઇ પણ રીતે હજાર–બે હજારનો માલ તફરાવવાની તજવીજ કરૂં, અને તેટલો માલ જો મને મળી જાય તો પછી હાલ તરત તો હું તાજો થઇ જાઉં, અને જીવલીને પણ તાજી બનાવી દઉં ! " આમ વિચાર કરીને તે મ્હોટી ધાપને માટે રાહ જોતો બેઠો.

દીવાળીનો દિવસ હતો. ચંદાએ તેમજ મોહિનીએ તમામ કિમતી અલંકારો ત્રિજોરીમાંથી બહાર કહાડયાં હતાં, અને દાવાળીમાં તે અવાર–નવાર પહેરવા માટે એક થાળીમાં ગોઠવીને તે થાળી કબાટમાં મૂકી રાખી હતી. ચાર દિવસ સુધી તે દાગીનાં બંને જણી વારાફરતી પહેરતી હતી, અને પાંચમે દિવસે તે ત્રિજોરીમાં મૂકવાનો વિચાર ચાલતો હતો, એટલામાં માંદગીના બિછાનામાં પડેલા મોજીલાલે જણાવ્યું "પાંચેગ ગયાં પછી બધુંએ જોખમ ત્રિજોરીમાં મૂકજો. હમણાં બહાર ભલે રહ્યું."

આ પ્રમાણે મોજીલાલની સલાહથી તમામ જોખમ કબાટમાંજ રહેવા દીધું. આ બધી વાત લાલે લક્ષમાં રાખી, અને "પાંચેમ ગયાં પછી તો લાગ ગયોજ!" આમ ધારીને ચોથને દહાડે રાત્રિના બાર વાગ્યાં પછી લાલે કબાટની કૂંચીનો ઝુમખો, મોહિનીની તળાઇની નીચેથી ગૂપચૂપ કહાડીને કબાટ ખોલ્યું, અને પેલી થાળીમાંથી લગભગ ચાર હઝારની જણસો કહાડી લઇ કૂંચીનો ઝુમખો પાછો જ્યાંનો ત્યાં ગોઠવી દીધો! આટલું કારસ્તાન કીધાં પછી ચોરેલા દાગીના મૂકવા માટે લાલે ફાંફાં માર્યાં, અને છેવટે નજર દોડાવીને તમામ દાગીના એક માટલીમાં ભરીને તે માટલીનું મ્હોં કોડિયું મૂકી તથા તે પર કપડું બાંધીને બંધ કરી તે માટલી હાથમાં ઉંચકીને લાલે "સાપ! સાપ!" ની બૂમો પાડવાથી બંગલામાં સર્વ કોઇ જાગી ઉઠયાં, અને સર્વેને પૂછવાથી લાલે કહ્યું "સાપને પકડીને મેં આ માટલીમાં પણ પૂરી દીધો છે! ઘણોજ જબરો સાપ છે, અને આંડો છે! મહા મુશીબતે પકડયો છે!"

"તમે એકલાએ કેવી રીતે પકડયો? અમને કેમ ઉઠાડયાં નહીં?" ચંદાએ કહ્યું "સાપ કદાચ કરડી ખાત તો? તમે પણ કેવી નાદાની કરી!"

"સાપનો મંત્ર મને આવડે છે, એટલે મને તો કરડે નહીં, અને જો પહેલાંથી તમને ઉઠાડતે તો વળી તમે બૂમરાણ કરતે, અને ધોંધાટની ગડબડથી સાપ કદાચ ભાગી પણ જતે! માટે તમને ઉઠાડયાં નહીં." લાલે ઉડાવ્યું "વળી મારા મંત્રનું જોર એવું છે કે, સાપને પકડતી વખતે જો મારા શિવાય બીજું કોઇ પણ માણસ ત્યાં હાઝર હોય તો સાપ કદી પણ પકડાયજ નહીં, અને મંત્ર પણ ચાલી શકે નહીં! માટેજ તમને મેં ચેતાવ્યાં નહીં."

"સાપનો મંત્ર તમે કયાં ને કયારે શીખ્યા હતા લાલભાઇ?" મોહિનીએ પૂછ્યું.

"એક જોગિરાજે મને એ મંત્ર શીખવ્યો હતો."

"એટલી વિદ્યા તમે શીખ્યા તો સારૂં કર્યું! એ વિદ્યા પણ જૂઓ કેવી કામ લાગી! કોઇ પણ વિદ્યા શીખેલી કોઇ પણ વખતે ઉપયોગીજ થાય છે."

"હાસ્તો વળી." કહીને લાલે તે માટલી ત્યાંથી લઇ જવાની તદબીર ચલાવવાને કહ્યું 'હવે આ માટલી મારે પોતાને હાથેજ દરવાજા બહાર લઇ જવી પડશે!"

"કોઇ માણસની મારફતે તે મોકલીએ તો શું વાંધો છે?" ચંદાએ કહ્યું "મોહિની બહેનનો ભૈયો છે, તે અત્યારે ને અત્યારે તમે કહેશો ત્યાં મૂકી આવશે."

"ના. મારા શિવાય બીજાના હાથમાં એ સોંપાયજ નહીં!"

"ત્યારે તમારી સાથે ભૈયાને તેડી જાઓ પ્રાણનાથ!"

"તેમ પણ નહીં કરાય!" લાલે ગપાટો ગગડાવ્યો "મારા શિવાય સાપની નજર તેને છોડતી વખતે બીજા કોઇપર પડવી નહીં જોઇએ, તેમજ જે ઘરમાંથી સાપ પકડાય તે ઘરનો કોઇ બીજો પણ માણસ સાપ છોડતી વખતે જો ત્યાં હાઝર હોય તો સાપ તેજ વખતે તે માણસને વળગી પડે! માટે મારે એકલાજ જવું પડશે! અને એમાં કંઇ વાંધો નથી! મંત્રનું બળ છે, માટે જરાએ ડરવાનું નથી. હમણાં દરવાજા બહાર હું પોતેજ મૂકી આવીશ!" કહીને લાલ માથે ટોપી મૂકી હાથમાં માટલી લઇ રાત્રિના ત્રણ વગતાંને સુમારે પોતાને બંગલેથી નિકળીને જીવલીને ત્યાં ગયો!

લાલને આટલી રાતના આવેલો જોઇ જીવલી ચમકી ગઇ, પરંતુ લાલે તેણીને શાંત પાડી પેલી માટલી આપી. જીવલીએ માટલી ખાલી કરી, અને અંદરના દાગીના જોઇ તેણો ખુશી તો ઘણીજ થઇ ગઇ, તોપણ તે દાગીના ચોરીના હોવાનો શક તેણીને જવાથી તેણીએ તે બદલ કેટલીક પૂછપરછ કરી. લાલે તમામ વાતનો સાર સમજાવવાની સાથે તેણીને સલાહ આપી કે "હાલ તરત આ તમામ દાગીના આ માટલીમાં મૂકીને જમીનમાં દાટી રાખજે, અને થોડા દિવસ બાદ એ

બાબતમાં શું કરવું, તે હું તને સૂચવીશ. હું વળી તક જોઇને તને મળીશ."

"બહુ સારૂં. કૃપા કરી જેમ બને તેમ તાકીદે મળજો; કેમકે તમે જ્યાં સુધી આનો નિકાલ કરી જશો નહીં, ત્યાં સુધી મને નિરાંતે ઉંઘ નહીં આવે જો !"

"તારે જરા પણ ગભરાવું નહીં, અને હું બનતાં સુધી વહેલોજ મળીશ." આટલું જણાવી લાલ ત્યાંથી નિકળીને પુનઃ પોતાને બંગલે ગયો, અને પોતે ઘણો થાકેલો હોય તેવો ઢોંગ કરીને પલંગપર નિરાંતે સૂતો.

દિવસના જમી પરવારીને ચંદાએ કબાટ ખોલ્યું, અને કબાટની પાસેજ મોહિની પણ બેઠી. પેલી થાળીમાં રાખેલા દાગીના ત્રિજોરીમાં મૂકવાનો વિચાર કીધો, પરંતુ તે થાળી ચંદાએ જોતાંજ તેણી બોલી "મોહિની બહેન ! આમાંના કંઈ દાગીના તમે કહાડયા છે કે શું ?"

"ના બહેન ! મેં તો હાથે નથી અડકાડયો ! કેમ વારૂં ?"

"આમાં મોતીના દાગીના છે, અને સોનાનો તો એકે નથી !"

"જરા ધીરજથી બધે તપાસી જૂઓ, એટલે મળશે."

ચંદાએ આમ તેમ જોયું, બીજા કબાટોમાં પણ તપાસ કરી; પરંતુ દાગીના હોય શાના કે પત્તો લાગે ? ચંદા ચમકી ! મોહિની ગભરાઇ ! મોજીલાલ બિછાનામાં પડયો પડયો વલોપાત કરવા લાગ્યો ! અને લાલ પણ ઉપરથી શોક સંતાપ બતાવવા મંડયો ! બંગલામાં ગડબડાટ મચી રહ્યો ! ચંદા રડવા લાગી ! મોહિની ધીરજ ધરી મનમાં અનેક તર્ક–વિર્તક ચલાવવા મંડી ! મોજીલાલ તો સૂનમૂન બની ગયો ! લાલ વચમાં વચમાં લાગણીનાં વાકયો ઉથલાવવામાં ડોળ બતાવતાં બોલ્યો "મારાં બટન ગયાં, ત્યારેજ મેં તો કહ્યું હતું કે, બંગલામાં કોઇ પેંધ્યો છે ! તે જૂજ રકમની ચોરી હતી, પણ આ તો ગજબ થઇ ગયો ! કંઇ નહીં તો ત્રણ–ચાર હઝારનો માલ ગયો હશે ! માટે હવે તો પોલીસને ખબર કરવી જોઇએ. હવ બેસી રહેવાનું કામ નથી જો !"

"અલબત ! હવે તો હમણાં ને હમણાં ફોઝદારને ખબર કરો ભાઇ !" મોહિનીએ જણાવ્યું "વિલંબ કરવો ઠીક નહીં."

"હા. તેમજ કરૂં છું. તેને માટે જાતે જવાની કંઇ જરૂર નથી. ચિઠ્ઠી લખીને જણાવીશ તો બસ છે." કહીને લાલે એક ચિઠ્ઠી ફોજદારપર લખીને મોકલી.

થોડી વારમાં ફોજદાર, અને બે સીપાઇઓ ગાડીમાં બેસીને આવ્યા. ફોજદારે સર્વ પ્રકારની પૂછપરછ કરી, અને બધી બાતમી જાણ્યાં પછી તે બોલ્યો "કૂંચીનો ઝુમખો જ્યાં ને ત્યાં રહ્યો, અને બંધ કબાટે ચોરી થઇ, એ પણ નવાઇની વાત છે!" આમ જણાવી ફોજદારે બંગલાના દરેક માણસને બાજુપર લઇને તરેહવાર રીતે પૂછપરછ કરીને એટલોજ સાર મનમાં મેળવ્યો કે "લાલ ખરાબ ચાલનો છે, અને ઘરમાં તેના પર કોઇ ભરોસો રાખતાં નથી." આ પ્રમાણેનો સાર મેળવીને ફોજદાર જતાં જતાં એટલુંજ બોલ્યો કે "ઠીક છે. અમે બારીકીથી તજવીજ કરીશું, અને પરમેશ્વર કરશે તો ચોરીનો પત્તો બરાબર મેળવી આપીશું." આટલું બોલીને તે ચાલતો થયો, અને પછી રસ્તામાં સીપાઇઓ સાથે વિચાર ચલાવતાં એક સીપાઇ બોલ્યો કે "લાલ પોતે ખરાબ ચાલનો હોવાથી એણેજ કદાચ આ ચોરી કરી હોય !

"મને પણ એમજ શક જાય છે, માટે લાલને હવે ખૂબ સમાલવો, અને એની પાછળ એક યા બે ડીટેકટીવો રાખવા, અને એ કયાં જાય આવે છે, તેની પાકી તજવીજ રાખવી." આ પ્રમાણે ફોજદારે તે સીપાઇઓનેજ એ કામ સોંપ્યું, અને તેઓએ તેની પાછળ ખાસ ચોક્કસાઇ રાખવા માંડી.

પોલીસને ખબર આપવાં છતાં. ચોરીનો પત્તો મળશે કે કેમ, એ બાબતમાં ઘરમાં સર્વને શકજ રહ્યો. અને હાલ તરત તો "ગયું તે કંઇ પાછું આવનાર નથી !" આમજ મનમાં સર્વ કોઇ માનીને મહા શોક પામવા લાગ્યાં. લાલ જો કે મનમાં મગન થતો, તોપણ ઉપરથી તો શોક સાગરમાં ડુબ્યા જેવો દેખાવ બતાવતો, જેથી તેનાપર તો કોઇને પણ શકજ આવતો નહીં !

——※——

# પ્રકરણ ૨૮ મું.

—***—

## દોહરો.

ચોરી પોલીસે ધરી, પત્તો લાગ્યો ખાસ;
લાલ ઝલાયો ઝપટમાં, થયો તુરંગમાં વાસ!

## ચોર પકડાયો !

પ્રશસ્થ પોલીસનું પરાક્રમ પ્રકાશ્યું ! એ ડીટેકટીવો લાલની તપાસમાં રહ્યા. ડીટેકટીવોએ રાત ને દિવસ લાલના મકાનની આસપાસ પોહોરો ભર્યો લાલે દાગીનાની માટલી જીવલીને ત્યાં મૂકેલી તેથી લાલનો જીવ પણ ત્યાં જવાને તલપેલો હતો, અને જીવલીને મળવાને લાગ સાધ્યા કરતો હતો. ચોરી થયાંના પાંચેક દિવસ પછી લાલના ઘરમાં ચોરીનો ચચણાટ જરા શાંત પડયો, એટલે લાલે ચંદાને જણાવ્યું "આપણા ચોરાયલા માલનો કંઇ પત્તો લાગ્યો કે નહીં, તેની આપણને ખબર પડી નહીં, માટે ફોઝદારને મળવું જોઇએ."

"હાસ્તો. તમારે તેમને ત્યાં જવું જોઇએ, અને ખબર તો કહાડવીજ જોઇએ." ચંદાએ જણાવ્યું "એ કામ તમારૂં છે, માટે તમે આજે ને આજે જજો."

"હા. જમીને જઇશ." કહીને લાલ પરવારીને બપોર પછી આશરે બે વાગતાંને સુમારે બંગલામાંથી નિકળ્યો, અને ફોઝદારને ત્યાં જવાને બદલે જીવલીને ત્યાં ગયો. એક ડીટેકટીવ ગુપ્તપણે તેની પૂઠે પડયો, પરંતુ લાલને તેનું ભાન નહોતું. લાલ ઝુંપડીમાં ગયો, અને પેલો ડીટેકટીવ દૂર ઉભો રહ્યો, તેમજ કોઇને વહેમ પડે નહીં

તેને માટે ખીસામાંથી એક ચોપડી ક્હાડીને જાણે હિસાબ તપાસતો હોય તેવો ઢોંગ બતાવ્યો !

લાલને જોતાંજ જીવલી રાજી ખુશી થઇ ગઇ. લાલે દાગીના પોતાના ઘરમાંથી કેવી રીતે મેળવ્યા, તેને લગતી સર્વ બિના જીવલીને કહી સંભળાવી, અને છેવટે લાલે જણાવ્યું કે "તારે માટેજ મેં આટલું કારસ્તાન કર્યું છે, માટે હવે એ દાગીના સંભાળીને રાખજે, અને હાલ જમીનમાં ડાટેલાજ રહેવા દેજે. ઘણાક દિવસો વિત્યા બાદ એની વ્યવસ્થા થઇ રહેશે. હમણાં એ બહાર ક્હાય નહીં; કેમકે પોલીસ એ બાબતની ખાસ તજવીજ ચલાવે છે. તેટલા માટે બહુજ સાવધાની રાખવાની છે. માટલીમાં સાપ પડયો છે, એવું બહાનું બતાવીને સાપને બદલે તો માટલીમાં ચાર હઝારનો માલ તારે માટે લઇ આવવાનું પરાક્રમ મેં તો કર્યું છે, પરંતુ ખરૂં જોતાં એ માલ હાલ તરત તો ઝેરી સાપ જેવોજ છે; કેમકે જો નહીં કરે પરમેશ્વર ને ક્દાચ ભોપાળું પકડાયું તો એ માલ ઝેરી સાપજ સમજી રાખવો ! માટે બડી બારીકીથી એને સાચવજે !"

"વારૂં વ્હાલા ! એ બાબતમાં તો હું બડી પક્કી છું ! મને શીખવવું પડે તેમ નથી !" જીવલીએ જણાવ્યું "પેલાં તમોએ આપેલાં સોનાનાં બટન પણ મેં માટલીમાંજ નાંખી દીધાં છે, અને બધા માલ સાથે જમીનમાં એક હાથ નીચે માટલી દાટી દીધી છે."

"એ તેં ઠીક કીધું છે" લાલે જણાવ્યું "હજી પણ બનશે તો કોઇ મ્હોટો હાથ ઘરમાંથી મારી લાવીશ, અને બનતાં સુધી આઠ-દશ હઝારનોજ હાથ હવે તો મારીશ, એટલે પછી આપણે આ શહેર છોડીને બીજા કોઇ ગામમાં જઇને રહીશું, અને ખુશીની સાથે આપણો ખર્ચ વ્યાજમાંથીજ નભ્યા કરશે. પછી કંઇ વાંધો ?"

"તેમ થાય તો પહેલા નંબરનું કામ થઇ જાય!"

"તેવુંજ હું રંગ જોઇને કરીશ, અને આ ચોરીની વાત દબાઇ ગયાં પછી વળી નવી ચોરી કરવાની તજવીજ કરીશ. હવે હું જાઉં છું, અને બે–ચાર દિવસમાં વળી પાછો મળીશ." કહીને લાલ ત્યાંથી પાછો પોતાના બંગલા તરફ વિદાયે થયો, અને પેલો ડીટેકટીવ પણ તેની પાછળજ બંગલા સુધી ગયો.

લાલની ઉપલી હીલચાલની વાત ડીટેકટીવે ફોઝદારને જણાવી, અને ફોઝદાર તાબડતોબ ચાર સીપાઇઓ સાથે જીવલી તરપ ગયો. સીપાઇઓને બહાર ઉભા રાખ્યા, અને ફોઝદાર ઝુંપડીમાં પેંઠો.

ફોઝદારને જોતાંજ જીવલી ચમકી, તોપણ ફોઝદારને માન આપી એક ખાટલાપર બેસાડયો, અને પૂછયું "આપની સ્વારી આજે કયાંથી ફોઝદાર સાહેબ?"

"ફરતો ફરતો સ્ટેશનપર આવ્યો હતો, અને તારૂં એક કામ પડયું છે, તેને માટે તારી પાસે આવ્યો છું."

"ફરમાવો સાહેબ! હુકમ બજાવવાને હું હાઝર છું."

"મારી સ્ત્રી મરી ગઇ છે, અને મારાં પાંચ બચ્ચાંઓને ઘરમાં સંભાળવાને કોઇ નથી, માટે તારા જેવી જો ઘરમાં આવાને રહે તો મારાં બચ્ચાંઓ પણ સચવાય, અને વળી મારૂં ઘર પણ સચવાય, તેટલા માટેજ તારી પાસે આવ્યો છું."

"આપ સાહેબ તો મુસલમાન છો, અને આપની જાતમાં કંઇ બાયડીઓની ખોટ નહીં, માટે બીજી બાયડી કરો તો સારૂંની?"

"તેમ કરવાનો કંઇ વિચાર નથી. ખોદાએ પાંચ બચ્ચાંઓ આપ્યાં છે, તે સલામત રહે તો બસ. હવે હું નવી સ્યાદી કરવા ચાહતો નથી."

જીવલી મુંઝાઇ ગઇ! ના કહેવામાં પણ તેણીને ઘણા વાંધા હતા. તેથી જુવાબ દેવાને તેણી ગુંચવાડામાં પડી ગઈ!

"કેમ જુવાબ આપતી નથી? તને વાંધો શું છે? તું એકલી છે તો તને મારે ત્યાં રહેવામાં હરકત શું છે? મારે ત્યાં તું સુખી થશે."

"પણ......" કહીને જીવલી બોલતાં ખંચાઇ ગઇ!

"એ તારૂં પણ મને માલમ છે! તારે ત્યાં એક વાણિયો આવે છે, તેને છોડીને તું મારે ત્યાં આવવાને આનાકાની કરે છે, એ હું સારી પેઠે જાણું છું; પરંતુ તે વાણિયાના સંગમાં તું સુખી નહીં થાય. તે વાણિયો તો જે વખત જાય છે તેમાં તુરંગમાં જશે, એવો ઘાટ ઘડાયો છે, અને તું પણ જો તેનો સંગ કાયમ રાખશે તો તારે પણ તેની સાથે તુરંગમાં જવું પડશે! માટે સુખી થવું હોય તો મારૂં કહ્યું માનીને તેને છોડી દે!"

તુરંગનું નામ સાંભળી જીવલી ગભરાઇ ગઇ, અને હિમ્મત છોડીને તેણીએ પૂછ્યું "તે વાણિયો તુરંગમાં શા માટે જશે?"

"ગુન્હા વગર કંઇ કોઇ તુરંગમાં જાય છે કે? ગુન્હો તેણે ભયંકર કીધો છે, અને મને તો પૂરી ધાસ્તિ છે કે, તું પણ તેની સાથેજ કદાચ સપડાશે! માટે જો બચવું હોય તો મૂંગે મ્હોંઢે મારા ઘરમાં આવીને ભરાઇ જા કે તારૂં નામ પણ કોઇ દે નહીં! સમજી?"

"પણ તમે મને જીંદગી સુધી પાળશો?" જીવલીએ ટાંટિયા ગગળાવતાં પૂછ્યું "મારૂં કોઇ નથી! મને માત્ર તમારોજ આશરો છે સાહેબ!"

"પણ તે વાણિયાનું કંઇ લફરૂં તો તને વળગ્યું નથીની?"

"બીજું શું લફરૂં?" જીવલી ગભરાટમાંજ બોલી "બીજા લફરાની વાત મને તો કશી ખબર નથી."

"હવે ખરૂં બોલજે। મારાથી જરા પણ છૂપાવતી નહીં. જો ખરૂં બોલશે તો તું બચી જશે, અને જો ખોટું બોલી મને વધારે તકલીફમાં નાંખશે તો તારે પણ તુરંગમાં જવું પડશે!" ફોઝદારે હવે દમથી વાત કરતાં પૂછ્યું "તે વાણિયાના ઘરમાં ચાર હઝારની ચોરી થઇ છે, અને તે બાબતમાં મને તો તમામ વાતનો પત્તો લાગ્યો છે, તેમ છતાં તું ખરૂં કહે, અને તે માલ જો તે તારી પાસે આપી ગયો હોય તો મને તે બતાવ. તેથી તને છોડવવાની ખટપટ હું કરીશ. અને નહીં તો તું પણ તેની સાથે ચામડાં કૂટવા જશે જો!"

જીવલી આ ઉપરથી ગાભરી બની ગઇ, અને તેણીએ બ્હીને પેલા દાગીનાની તમામ વાત કહી દીધી. જમીનમાંથી દાગીનાની માટલી કઢાવી, અને જીવલીને દાગીના સાથે ગાડીમાં બેસાડીને પોલીસનો સર્વ સંગ ચોકી પર ગયો.

લાલે પોતાને બંગલે ગયાં પછી ચંદાને તથા મોહિનીને જણાવ્યું કે "ફોઝદારને હું મળ્યો હતો, અને હજી સુધી તો આપણી ચોરીનો કશો પત્તો લાગ્યો નથી! પોલીસની તજવીજ ચાલે છે, અને જ્યારે મુદ્દા સાથે માલ મળે ત્યારે ખરો!" આ પ્રમાણે માત્ર પોતાના મનનીજ વાત અડાવીને લાલે ઉપરથીજ વાત ઉડાવી દીધી!

બાદ મોહિની બંગલાની પાછળ કંઇ કામસર ગઇ. આ તક સાંધીને લાલે પોતાની પત્નિને ધીમે રહીને જણાવ્યું "જો વ્હાલી! તને હું ખરૂં કહું? પોલીસમાં બધી તપાસ કરી છે, અને પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટને પણ હું મળ્યો છું." લાલે તદ્દન ગપગોળો ગબડાવતાં સૂકી ઠોકી "બધાંનો શક મોહિનીપર છે, અને "મોહિની મુંબઇની પહેલા નંબરની ડામીજ છે, એમ પણ પોલીસે પત્તો મેળવ્યો છે! માટે એને બંગલામાં રાખવી સલામત નથી! આ પ્રમાણે ખુદ

પોલીસે મને ચેતવણી આપી છે! માટે હવે તારે પણ જરા વિચાર કરવો જોઇએ!"

"મોહિની બહેનને માટે પોલીસ જો એમ ધારતી હોય તો તેમાં પોલીસની ભૂલજ છે. એ કંઇ એવી ખરાબ કે ડામીજ છેજ નહીં. એ આબરૂદાર ને શ્રીમંત છે. એને શું ખોટ છે કે એ વળી આટલી ન્હાની રકમની ચોરી કરે? ચાર હઝારના દાગીનામાં પણ લગભગ અઢી હઝારના તો એ બિચારીના પોતાનાજ છે! પછી માત્ર ડોહોડ હઝારના આપણા માલ માટે એના જેવી પૈસાવાળી ચોરી કરે, એ વાત માનવામાં કેમ આવે?"

"તારે જોઇએ તો માન કે નહીં માન! મને તો પોલીસમાંથી જે બાતમી મળી છે, તે હું તને જણાવું છું. પછી તું જાણે ને તારૂં કામ જાણે!"

"પોલીસને જ્યારે મોહિની બહેનપર શકજ છે તો પોલીસ ભલે તેની તજવીજ કરીને તેને પકડે!"

"પોલીસ પોતાનું કામ કરવાનું છે તે કરશેજ."

"ભલે કરે!" કહીને ચંદાએ તે વાત બંધ કરી.

થોડી વારમાંજ ફોઝદાર, અને બે સીપાઇઓ આવી પહોંચ્યા. ફોઝદારે, સીપાઇઓની સાથે રસ્તામાંજ વિચાર કીધો હતો કે "લાલ ને તેને બંગલેથી જૂદાજ બહાનાથી લાવવો, પરંતુ તેણે ચોરી કરી છે, એવું કશું જણાવવું નહીં. આમ વિચાર કરીને લાલને બંગલે જતાંની સાથેજ ફોઝદારે લાલને કહ્યું "લાલભાઇ શેઠ! જરા કપડાં પહેરીને અમારી સાથે ચાલો તો"

"કેમ વારૂં? મારૂં કંઇ કામ પડયું છે કે?"

"હા. જરૂરનું કામ છે."

"ઠીક." કહીને લાલ કપડાં પહેરીને ફોઝદારની સાથે ગાડીમાં બેઠો.

રસ્તામાં લાલે પૂછપરછ તો ઘણીએ કરી, પરંતુ ફોઝદારે કંઇ પણ ખુલાસો કીધો નહીં, અને જે ચોકીમાં જીવલીને બેસાડી હતી, તેજ ચોકીના પાછલા ભાગમાં તેઓ ગયાં. ફોઝદારે લાલને પોતાની પાસે બેસાડયો, અને આસ્તે રહીને વાતચીત કરવા માંડી તથા સમજાવી પટાવીને ચોરીની વાત કબૂલ કરાવવાની યુક્તિઓ ચલાવી, પરંતુ લાલે સીધો જવાબ એકે નહીં આપવાથી આખરે ફોઝદારે કરડી નજર કરી ડોળા ધુરકાવી જણાવ્યું "તમને નરમાસ તથા લાયકીથી પૂછું છું, પરંતુ તમે હજી સુધી સીધી રીતે જુવાબ આપતાં નથી! પરંતુ યાદ રાખજો કે, એમાં તમે વધારે પસ્તાશો, અને તમારી આબરૂ મારે કહાડવી પડશે! તમે પોતે ચોરી કરી છે! તમે પોતે સર્વ માલ લઇ જઇ એકને ત્યાં મૂકયો છે. અને એક માટલીમાં તમામ માલ લઇ ગયા છો! તે માટલીમાં તો તમે સાપ પકડયો હતોની? અરે! નિર્લજ શેઠિયા! તેં પોતેજ ચોરી કરી છે, અને તેમ છતાં સીધી આબરૂમાં કંઇ પણ ખરૂં બોલતો નથી! હજી પણ તને ચેતાવું છું કે, તારો ગુન્હો તું કબૂલ કર, અને હજી પણ સાચી વાત બોલ! હવે તારૂં જૂઠાણું કંઈ ચાલવાનું નથી! મેં તમામ કામ પાકા પાયાથી કીધું છે, અને તમામ માલ મારા કબજામાં લીધો છે. જો તને તે બતાવું." કહીને ફોઝદારે સીપાઇની પાસે પેલી માટલી મંગાવીને લાલ પ્રત્યે પૂછયું "આજ માટલી ને આજ દાગીના કે? આમાં સાપ છે કે દાગીના છે? જો તારી આંખોથી જોઇ લે! એમાં વળી કોઇ ઝેરી સાપ ભરાયો નહીં હોય!"

લાલ ગગળી ગયો! તે કમ્પવા લાગ્યો! તેણે રડી દીધું! તે બોલ્યો "સાહેબ! ભૂલ થઇ! માફ કરો! હું તમને પગે લાગું છું! મેંજ કાળું કીધું છે! મને આટલો ગુન્હો માફ કરો!"

"તરતજ ફોઝદારની ઇશારતથી એક સીપાઇએ લાલના હાથમાં બેડી ઘાલી દીધી, તેનો હાથ બાંધ્યો, જીવલીને પણ ત્યાં બોલાવી, અને તેઓ સર્વ પુનઃ લાલને બંગલે ગયાં. ગાડી બંગલા પાસે ઉભી

મોહિની તથા ચંદ્રા બંગલાની ગેલેરીમાં ગાડીનો અવાજ સાંભળી દોડી આવી, અને ગાડીમાંથી સર્વ ઉતરતાં, લાલને હાથે બેડી તથા તેનો એક હાથ બાંધેલો જોઇને તેણીઓનાં હોંસકોસ ઉડી ગયાં.! તેણીઓ તરત નીચે ઉતરી પડી, અને ફોઝદારે છાતી કહાડીને જણાવ્યું "જૂઓ આ ચોર ! તમારી ચોરી પકડાઇ છે, અને મુદ્દાનો માલ હાથ લાગ્યો છે, માટે હવે તમારે ગભરાવું નહીં."

"મારા પ્રાણનાથ ચોર! એમણે ચોરી કરી કે આ ઘેડીએ ?"

"ચોરી તમારા ધણીએ કરી, અને માલ બધો આ ઘેડીને ત્યાં એમણેજ મૂકયો હતો ! હવે ચાલો ઉપર ! આ માટલીમાં સાપ લઇ જવાને બહાને આ બધા દાગીના આ નેક નામદાર લઇ ગયા હતા ! હવે સમજયા કે ?" આમ જણાવી ફોઝદાર ઉપર ધસી ગયો, અને તેની પાછળ સર્વે ઉપર ગયાં. લાલે કેવી રીતે ચોરી કરી, તે સર્વની પૂછપરછ ફોઝદારે કરી લીધી, અને કાગળપર તમામ બાતમી લખીને તે પછી નીચે ઉતરતાં ચંદ્રાએ તથા મોહિનીએ ફોઝદારને સમજાવવા માંડયું, અને આજીજી કરતાં કહ્યું કે "સાહેબ ! અમારો માલ ભલે જહાનમમાં જાય, પણ એમને બચાવો ને છોડો તો મ્હોટી મહેરબાની! અમે તેમ કરીને પણ એમને બચાવો !"

"તે તો હવે જે કોર્ટમાં થાય તે ખરૂં !" કહીને તેઓ સરવે પુનઃ ચોકીપર ગયાં અને ફોઝદારે કેસ તૈયાર કરી મેજીસ્ટ્રેટને ત્યાં કેસ મોકલી આપ્યો.

લાલના બંગલામાં મોહિની તથા ચંદ્રા રડારોળ કરવા લાગ્યાં ! બીજે દિવસે કોર્ટમાં કેસ ઉભો રહ્યો. મોહિની તથા ચંદ્રા પણ કોર્ટમાં હાજર રહ્યાં હતાં. મેજીસ્ટ્રેટે તમામ પુરાવો લઇ લાલને એક વર્ષની સખત મજુરીની સજા કરી, જીવલીને તાકીદ આપી છોડી મૂકી, અને તમામ માલ ચંદ્રા તથા મોહિનીને સ્વાધિન કીધો. લાલને તુરંગમાં લઇ ગયા, અને મોહિની તથા ચંદ્રા રડતી કકલતી બંગલે ગઇ.

—*—

## પ્રકરણ ૨૯ મું.

—***—

### દોહરો.

તુરંગમાંથી નીકળી, લાલ પુરો પસ્તાય;
આપ બળે વધવા તણો, નિશ્ચય છે મન માંહ્ય!

### સ્વપરાક્રમનો સૂર્યોદય!

લાલ તુરંગમાં ગયાં પછી, મોહિની. તથા ચંદાનો હાય અફસોસ અપાર હતો. દરરોજ તેણીઓ લાલની બાબતમાં સંતાપ કરતી, અને ઉઠતાં ને બેસતાં લાલનું સ્મર્ણ કરી વારંવાર રૂદન કરતી! તેણીઓના શોકની સીમા રહી નહીં! પણ શું કરે! લાચાર! બિચારી બંને અબળાઓ બંગલામાં બેસીને બળાપો કરવા ઉપરાંત બીજું શું કરી શકે? લાલને લીધે તેણી બંને અત્યંત શરમિંદી થઇ ગઇ હતી, અને તેથી તેણીઓ બહાર નિકળવાની પણ હિમ્મત કરતી નહોતી! આમ કરતાં લગભગ બાર માસ પુરા થવા આવ્યા, અને લાલને છુટવાનો સમય નઝદીક આવવાથી તુરંગમાં બાતમી કહાડતાં લાલના છુટવાના દિવસની ખબર મળતાંજ તે દિવસે તેણીઓ લાલને લેવાને પ્રભાતમાંજ તુરંગના દરવાજા પાસે ગાડી લઇને ગઇ, અને લાલ જેવો તુરંગમાંથી નિકળ્યો કે તરતજ તેને ગાડીમાં બેસાડી દીધો, અને બંગલે લઇ ગયાં. બંગલામાં વૃદ્ધ ડોસી પણ લાલની રાહ જોતી બેઠી હતી બંગલામાં પ્રવેશ કરતાંજ લાલ પોક મૂકીને રડી પડયો. સર્વના આંખોમાંથી અશ્રુધારા ચાલવા લાગી. થોડોક વખત ગયા

આખા બંગલામાં રૂદન પથારી પ્રસરી રહી, અને પછી શાંતિ થતાંજ લાલને ખાવા પીવાની તજવીજ કરી, તેમજ લાલને પ્રાયશ્ચિત કરાવ્યું. સૌએ લાલને શાંતપણે શીખામણ આપી ભવિષ્યમાં સીધે રસ્તે ચાલવાનો બોધ આપ્યો, અને એ પ્રમાણે દુઃખને શાંતતાથી છાઇ નાંખ્યું.

પણ લાલે તો બીજોજ વિચાર રાખ્યો હતો. હવે લાલ આગળનો લાલ રહ્યો નહોતો, પરંતુ તેની મનોવૃત્તિ જૂદીજ રીતમાં બદલાઇ ગઇ હતી. તુરંગમાંથીજ તેણે નિશ્ચય કીધો હતો કે "હવે તમામ કૂટેવ છોડી સન્માર્ગે સંચરી માત્ર સ્વપરાક્રમથીજ આગળ વધવું." આ ઠરાવ પ્રમાણે સ્વપરાક્રમથીજ વધવાને તેણે પ્રયત્ન કરવા માંડયાં, અને તેથી તે બંગલામાં તદ્દનજ સાદાઇ તથા નિર્માનિપણામાં દિવસો ગુજારવા લાગ્યો.

ચંદ્રા તથા મોહિનીએ તો એમજ માન્યું કે "તુરંગની ઠોકર લાગવાથી એ આટલા બધા ઠંડાગાર બની ગયા છે !" આ શિવાય તેણીઓ લાલની મનોવૃત્તિ સમજી શકી નહીં, તેમજ લાલે પણ પોતાના મનમાં કરી રાખેલો નિશ્ચય કોઇને મ્હોઢે પ્રકટ કીધો નહીં !

એક દિવસ ચંદ્રાએ એકાંતમાં લાલને કહ્યું "પ્રાણનાથ ! આપ તો છેકજ સાદા થઇ ગયા છો ! આવા મેલાઘેલા જેવા શા માટે રહો છો ? મોહિની બહેન પણ તમારે માટે ઘણા જીવ બાળતાં હતા. તેમણે તો મને સાફ કહ્યું છે કે 'તમારા પતિની ઇચ્છા હોય, અને તેઓ જો તમામ મિલ્કત સાચવી શકતા હોય તો મને જે બક્ષિસ દસ્તાવેજ કરી આપ્યો છે, તે હું રદ કરી તે ઉપરનો મારો તમામ હક્ક છોડી દેવાને તૈયાર છું. તેઓ ભલે પોતાનું સંભાળી લે. હું તો

તેમાં રાજી છું. આ પ્રમાણે કરવાને તેઓ તૈયાર છે, માટે જો હવે તેમ કરવાની તમારી ઇચ્છા હોય તો સુખેથી તમે તેમ કરો, અને પછી સીધે રસ્તે ચાલી સુખાનંદમાં દિવસ નિર્ગમન કરો. તમે આટલા બધા રંકાવસ્થા જેવા, અને છેકજ કંગાલ જેવા દેખાવમાં રહો છો, તે મને તો યોગ્ય લાગતું નથી." આમ જણાવી ચંદ્રા અંતઃકરણના ભલા ભાવથી પોતાના પતિના ગળામાં હાથ નાંખી આંખોમાં આંસુ આણી પ્રેમપૂર્વક બોલી "તુરંગમાંથી આવ્યા પછી તમે મને પ્રેમથી બોલાવતાં પણ નથી, અને પતિ–પત્નિની પ્રાતિની રીતિને પણ તદ્દનજ વિસારી મૂકી છે ! મારો શો અપરાધ થયો છે કે, આપે મારો ત્યાગ કીધો છે, અને એકાંત વાસ જેવા દિવસો ગુજારો છો ? હું તો આપની તાબેદાર દાસી છું, માટે મારી ભૂલચૂક થઇ હોય તે ક્ષમા કરશો, એજ મારી પ્રાર્થના છે પ્રાણનાથ !"

"વ્હાલી ! ભૂલચૂકનો પ્રશ્નજ નથી. વળી કદાચ ભૂલચૂકનો વિચાર કરૂં તો તેમાં પણ દોષિત હુંજ છું, અને તું નથી મને મારાં અવકૃત્યનો પસ્તાવો થાય છે. વળી મોહિની બહેન પાસે મારો જે બક્ષિસનો દસ્તાવેજ છે, તે પાછો મેળવવાની પણ મને ઇચ્છા કે લલુતા નથી. તે મારા ધર્મના બહેન, તે દસ્તાવેજપરથી પોતાનો હક્ક છોડી દેવા તત્પર છે, એ તો તેમની ઉમદા લાયકી છે. તે માટે હું તેમનો અત્યંત આભાર માનું છું, તેમ છતાં ન્યાયને ખાતર મારે કહેવું જોઇએ કે, હવે કંઇ મારી માલમતા છેજ નહીં. મેં મારી તમામ મિલ્કત મોહિની બહેનને અર્પણ કરી છે, જેથી હવે મારો તેનાપર તો મુદ્દલ હક્ક રહ્યોજ નથી. વળી તારી સાથેનો મારો પતિ–પત્નિ તરીકેનો સંબંધ છે, તે તો અવિચળજ રહેશે, પરંતુ હાલ તરત મારા મગજપર કંઇક વૈરાગની છાંયા લાગી છે. મેં એટલોજ નિશ્ચય કીધો છે કે, સ્વપરાક્રમનો પ્રકાશ થાય તેને માટે કોઇ પણ

ઉધમ કરવા, અને તે દ્વારા કમાઇ કરી તે કમાઇમાંથી પ્રથમ તારૂં પોષણ કરવું, અને તે પછી મારૂં પેટ ભરવું. તેવો સમય ઇશ્વર કરશે તો આવશેજ. તેને માટે હવે મારે પુરૂષ પ્રયત્ન કરવાનો છે, અને પુરૂષ પ્રયત્ન દ્વારાજ પ્રારબ્ધ અજમાવવાનો મારો દૃઢ ઠરાવ છે. ઇશ્વરની કૃપાથી ઉધમમાં પુરૂષ પ્રયત્નનો પ્રયાસ કરવાથી ઇશ્વરની સાહ્યતા મને સંપ્રાપ્ત થશે, અને ત્યારેજ મારૂં ધાર્યું પણ થશે, તેમજ ધાર્યું થયાં પછીજ તારી સાથેની નીતિની રીતિ પણ ઉપયોગમાં આવી શકશે. તેવો સમય આવતાં સુધી પ્રેમ પંથની આશા તારે રાખવી નહીં, અને હું પણ મદન વાસનાથી મુક્તજ રહીશ. હવે તો માત્ર સ્વપરાક્રમ કરી ભવિષ્યના ઉદયને માટે મથન કરવાનો એકજ માર્ગ લઇશ. તેને માટે ઇશ્વર મને જેમ બુદ્ધિ આપશે, તેમ દોરવાઇશ, અને તેજ રસ્તે આ નાશવંત દેહને દમીશ. બસ ! એકજ વાત ! વ્હાલી ! તું પણ ત્યાં સુધી તારૂં પતિવૃત્ત સંભાળી રાખજે, અને મોહિની બહેન સાથે હળીમળીને રહેજે

"આપનાં આ બોલવાનો ભાવાર્થ મને સમજાતો નથી પ્રાણનાથ ! આપનું આખ્યાન સાંભળીને હું તો ચમકી ગઇ છુ ! આપની વાતો મને વિચિત્ર વિચારોનાં વમળમાં વિંટાળે છે, માટે કૃપા કરી ગુહ્યાર્થમાં બોલવાને બદલે સ્પષ્ટપણે આપનો આદેશ પ્રકટ કરો તો મ્હોટી કૃપા!"

"મારો આદેશ મેં મોધમમાં કહ્યો તે તને નહીં સમજાયો કે ?" લાલે વધારે ખુલ્લી રીતે બોલતાં જણાવ્યું ' મેં એટલોજ ઠરાવ રાખ્યો છે કે, મારે મારી પોતાની પેદાશપરજ કૂદવું. મને જે મિલ્કત મળી હતી, તે તો તમામ મારા પિતાની પેદાશની મળી હતી, અને તે બાપની દોલતપર હું તો તાતાધિંગા કરતો હતો ! તેમ કરવામાં અગર જો મારોજ હક્ક હતો, તોપણ હવે તે હક્ક પણ રહ્યો નથી; કેમકે તે દોલતના માલિક તો મોહિની બહેનજ છે, માટે

હવે મારે મારી સ્વકમાઇ કરવાનું કર્ત્તવ્ય કર્મ સમજવું જોઇએ, કે જેથી ઇશ્વર મને સુખસાતા બક્ષે. તેને માટે હવે હું પ્રયત્ન કરીશ, અને તે પ્રયત્નમાં પાર પડતાં સુધી મોજશોખ કે કંઇ પણ આનંદ વિલાસનો હું ત્યાગજ કરીશ. આ ઉપરાંત વધારે ખુલ્લી રીતે કેટલુંક સમજાવું વારૂં ?"

"હવે મને સમજાયું !" ચંદા ખેદ કરતી બોલી "ત્યાં સુધી મારો પણ ત્યાગ ? સ્વપતિને-આપની અર્ધાંગનાને પણ ત્યાં સુધી પ્રેમ પંથથી વિયોગી રાખશો ? એમ કેમ બને ?"

"બનાવવા માંગીએ તો બધુંએ બને ! બનાવવું ને નહીં બનાવવું, એ આપણાંજ હાથમાં છે"

"આ તો એક જાતની રીસ ગણાય ! મારાંપર આમ રીસ ના કરો પ્રાણનાથ ! આપને આવો ક્રોધ કરવો ઘટે નહીં. અબળાપર આવી આફત નહીં છાજે !"

"આને આફત માને છે ? ઘેલારે ઘેલી ! આ કંઇ આફત નથી, પણ મારૂં ભવિષ્ય ખીલવવાનો એક માર્ગ છે, અને તેને તારે પણ ટેકો આપવો ઘટે છે."

"તેમ નહીં કરો તો શું આપ ભૂખ્યા રહેવાના છો કે ?"

"અલબત ! જ્યાં સુધી મારી પોતાની કમાઇ કરીશ નહીં, ત્યાં સુધી તો હુ ભૂખ્યોજ રહીશ, અને અત્યારે કસમ ખાઉં છું કે, જ્યાં સુધી હું સ્વકમાઇ કરીશ નહીં, ત્યાં સુધી હું આ ઘરનું અન્ન હરામ તરીકે ગણીશ ! વળી ચોખ્ખુ કહી દઉં છુ કે, આજની આ મુલાકાત તારી સાથે છેલ્લીજ માનજો ! અગર જો હું કમાઇ કરતાં સુધી હયાત રહીશ તો તને મળીશજ, અને નહીં તો આજની મુલાકાત આખરની માની લેજે !"

"હેં ! આપ શું બોલો છો !"

"જે બોલું છું તે સત્યજ બોલું છું."

"આ તો અજબ ગજબ થયો ! અકસ્માતજ આપે આ અબળાપર અત્યંત કારી ઘા કીધો !"

"એ ઘા નથી, પણ સન્માર્ગ છે વ્હાલી !"

"એટલે આપ શું કંઇ ચાલ્યા જવા માંગો છો ?"

"હા. છે તો એવોજ વિચાર !"

"હાય-હાય ! મને શું આપે જીવતી મારી નાંખવા ધારી છે ?"

"જીવતી મારવા ધારી નથી, પરંતુ જીવનમાં જય મેળવવા, અને તને પણ જય આપવા ધાર્યો છે, માટે તારે તો આ બાબતમાં સંતોષ માનવો જોઇએ." લાલે સમજુતી આપવા માંડી "જો, સાંભળ ! જેમ એક યોધ્ધો રણક્ષેત્રમાં યુદ્ધ કરવા જાય છે, અને તેને જેમ તેની અર્ધાંગના હિમ્મતથી ઉત્તેજન આપી આનંદપૂર્વક રણભૂમિ ગજાવવાની સલાહ આપે છે, તેવીજ રીતે હું અત્યારે ઉદ્યોગ હુન્નરના ક્ષેત્રમાં રટણ કરવા તત્પર થયો છું તો તારે પણ મારી ફતેહ ચાહી મારા પ્રયાસને પુષ્ટીજ આપવી જોઇએ, અને તે ઉપરાંત મને સંતોષની સાથે મેદાન પડવાનો રંગ લગાડવો જોઇએ. આમ કરવાને બદલે તું તો ઓર મને ગગળાવી નાખવાનો રંગ લગાડે છે, એટલી તારી સમજણમાં ખામીજ દિસે છે ! અરે ! નાદાન ! સ્વપરાક્રમનો પ્રકાશ કીધાં પછી, અને ઉદયોગમાં વિજય મેળવીને પ્રેમ પંથ ગ્રહણ કરવામાં શો વિલંબ ? માટે ગાંડા વિચાર તજી મારા મતને ટેકો આપ !"

"એ તમારા વિચાર મને રખડાવી મારવાના છે !"

"હમણાં તને એમ લાગે છે, પરંતુ પ્રસંગ આવે ભવિષ્યમાં તુંજ મને ધન્યવાદ આપશે !"

"પણ હું તો તમને કદી વિખુટા નહીં પડવા દઉં, અને આ બાબતમાં તો તમારૂં નહીંજ માનું."

"તે તારૂં તમામ કહેવું તારા મ્હોંમાં રહેશે ! મારે જે કરવું છે તે તો હું જરૂર કરીશજ !"

"એટલે શું તમે મને છોડી જશો ?"

"હાલ તરત તો છોડી જઇશ, અને તેમ કર્યા વિના મારો ઉદય પણ નથી!"

"પણ ત્યારે આ શહેરમાંજ કાંઇ ઉદ્યમ નહીં થાય ? અહીં રહીનેજ જે કરવું હોય તે કરો."

"નહીં! અહીં નહીં વળે! જે જમીન ખેતીને યોગ્ય હોય, ત્યાંજ ખેતી થાય; માટે જે ભૂમિ ઉદયોગ હુન્નરને માટે ખાસ ભાગ્યશાળી છે, તેજ ભૂમિપર મારે મારો પ્રયાસ કરવાનો છે."

"ત્યાં મારાથી શું નહીં અવાય ?"

"નહીં."

"મને સાથે રાખવામાં શું કંઇ વાંધો છે ?"

"હા."

"વાંધો શું તે સમજાવશો ?"

"વાંધા અનેક છે. તે હવે સમજાવવાનો સમય નથી."

"એટલે શું તમે અકસ્માત જવા માંગો છો ?"

"એમ છે તો ખરૂં!"

"હાય નશીબ! આ તો જુલમની વાત!" કહીને ચંદાએ તરતજ મોહિનીને ધાંટો પાડવાથી તેણી ઉંઘમાંથી ચમકીને આવી. તેણીને ચંદાએ પોતાના પતિની સાથે થયલી તમામ વાતચીતથી વાકેફ કરીને કહ્યું "હવે તમારા ભાઇને તમે કંઇ સમજાવો બહેન!"

"મોહિની પણ મહા પશ્ચાતાપ કરવા લાગી, અને લાલ પ્રત્યે બોલી "લાલભાઇ! આ વળી તમને શું વ્હારૂં લાગ્યું છે! આવો રસ્તો લેવો જોઇતો નથી. તમારી તમામ મિલ્કતનો તમામ હક્ક હું તમને પાછો આપવાને રાજી છું. માટે તે તમો લો, અને સંભાળો. મને હવે વાંધો નથી."

"છ-છ-છ! મારે દોલતનું કામ નથી, પણ સ્વપરાક્રમથી પેદાશ કરવાનુંજ કામ છે."

"વારૂં ત્યારે તમે ક્યાં જવા માંગો છો ?"

"જ્યાં પરમાત્મા લઇ જાય ત્યાં !"

"અરે ! પણ તમે કંઇ ગાંડા થયા છો કે શું ભાઇ ?"

"હા બહેન ! હાલ તરત તો હું ગાંડોજ થયો છું, અને સમય આવતાં ડાહ્યો પણ થઇશ ! તેવો સમય સંપ્રાપ્ત કરવા માટેજ આ મારો હેતુ હાથમાં લીધો છે."

"તેવો સમય લાવવો તમારા હાથમાં છે કે પરમાત્માના ?"

"પુરૂષ પ્રયત્ન કરવો, એ મારાજ હાથમાં છે, અને પ્રારબ્ધને પ્રબળ કરવું, એ પરમાત્માના હાથમાં છે, તેમજ પ્રયાસ કરવાને પરમાત્માની સાહ્ય મળવાનો પ્રથમ સંભવ પણ છે."

"પણ પાછળ આ ચંદા બહેનનું શું થશે, તેનો કંઇ વિચાર ?"

"શું વિચાર ? તમે એને બહેન માની છે તો એને સંભાળજો, અને બંને સંગે રહેજો. આજ મારો વિચાર છે, અને આ મારા વિચાર પ્રમાણે તમે એની સંભાળ લેશો તોજ તમે પણ ખરા બહેન તરીકે સાબિત સમજાશો."

"ભાઇ ! મને તો લાગે છે કે તમારૂં કંઇ મગજ ખસી ગયું છે !" મોહિનીએ હસીને જણાવ્યું "માટે મગજપર જરા ઠંડું પાણી રેડીને પછીજ વાત કરો તો સારૂં !"

"એમ છે ! તો તમારી સલાહ પ્રમાણે મગજપર પાણી રેડીને પછી તમારી સાથે વાત કરવા આવું છું !" કહીને લાલ તરતજ ખુલ્લે શરીરે નીચે ગયો, અને બંગલાના પાછલા દરવાજામાંથી ઉઘાડે માથેજ પસાર થઇ ગયો !

મોહિની તથા ચંદાએ જાણ્યું કે લાલ "નીચે ગયા છે તે હમણાં આવશે." આમ ધારીને તે બંને જણીઓ થોડીક મિનિટ સુધી રાહ જોતી બેઠી.

લગભગ દશેક મિનિટ સુધી લાલ પાછો ઉપર નહીં આવ્યાથી ચંદ્રાએ પૂછયું "મોહિની બહેન ! તમારા ભાઇ કેમ હજી આવ્યા નહીં ? નીચે હજી સુધી શું કરતાં હશે ?"

"કોણ જાણે ! તોરી માણસ છે !"

"નીચે જઇને જોઉં તો ખરી કે તે શું કરે છે ?" કહીને ચંદ્રા નીચે ગઇ. આમતેમ જોયું અને તેણી નીચેથીજ બૂમ મારવા લાગી "મોહિની બહેન ! એ તો કંઇ જણાતા નથી ! કયાં ગયા હશે ? બગિચામાં ચાલ્યા ગયા હશે ? તમે જરા નીચે આવો બહેન !"

મોહિની તરતજ નીચે આવી, અને તેણી તથા ચંદ્રા મળીને નીચેના ભાગમાં આમ-તેમ ફરીને જોયું. પછી હાથમાં ફાનસ લઇને બગિચામાં શોધખોળ કરી, પરંતુ લાલ હોય કયાં કે પત્તો લાગે !

બંને જણીઓ હવે ગભરાઇ, અને નોકર ચાકરોને ઉઠાડી ચાર નોંકરોને ચાર દિશામાં દોડાવ્યા. નોકરો ઝપાટાબંધ તજવીજ કરવા નિકળી પડયા, અને આખા શહેરમાં ખબર કહાડવા છતાં લાલનો પત્તો લાગ્યો નહીં ! તેઓ લગભગ પ્રભાતે પાછાં આવ્યા, અને નિરાશાના સમાચાર લાવ્યાથી ચંદ્રા અનહદ રડાપીટો કરવા લાગી. મોહિની પણ અત્યંત આક્રંદ કરવા મંડી. સર્વ નોકરોમાં શોક વ્યાપ્યો. બંગલો ખાવા ધાયો ! સર્વ જણાંઓએ ચોક્કસ માન્યું કે "લાલ સંતાપનો માર્યો ગમે ત્યાં ભાગ્યો, અગર તાપી કે કુવો પૂર્યો !" આવી પૂરી ધાસ્તિ પ્રસરી રહી !

લાલની ડોસીને આ વાતની ખબર પડતાંજ તેણી પણ હાય અફસોસ કરતી બંગલે આવી, અને અત્યંત રૂદન કરવા લાગી. સારાંશ એજ કે, સર્વમાં રૂદન વ્યાપિ રહ્યો ! લાલને શોધવાને તે પછી અનેક ઉપાયો યોજાયા.

—*—

# પ્રકરણ ૩૦ મું.

—***—

દોહરો.

લાલ પડયો રસ્તે હવે, ત્યાગ્યો ગૃહ સંસાર;
નિરાધાર થઇ નીકળ્યો, ઇશ્વરનો આધાર!

ગયોરે ગયો !

રાત્રિના સુમારે ત્રણ વાગતાંનો સમય હતો. બંગલાને પાછલે બારણેથી નિકળીને લાલ, કોઇ પણ ચોક્કસ સ્થળે જવાના નિશ્ચય વિના એકદમ ઉતાવળે પગલે ચાલતો સ્ટેશન પર ગયો. ત્યાંથી એકદમ રેલ્વે લાઇનપર ગયો, અને ત્યાંથી રેલ્વેના પાટા પર ચાલતો પગરસ્તે પ્રવાસે લાગ્યો ! છેક સાયંકાળ થતાં તે અંકલેશ્વર આવ્યો. આ સમયે તે આખા દિવસનો ભૂખ્યો તરસ્યો હોવાથી, અને તદ્દન ઉઘાડે અંગે જંગલની મજલ કાપતો આવ્યાથી થાકીને લોથપોથ થઇ ગયો હતો. અંકલેશ્વરના રેલ્વે સ્ટેશનની બહાર તે એક ઝાડની નીચે બેઠો, અને "પેટમાં આધાર શું આપવો, કયાંથી આપવો, કેવે પ્રકારે અન્ન મેળવવા પ્રયાસ કરવો ?" આ વિગેરે વિચારો કરતો તેણે એટલોજ નિશ્ચય કીધો કે "શ્રમ કરીનેજ પેટને પોષવું, પરંતુ હરામનું કે ભીખ માંગીને પણ ખાવું નહીં !" આટલા નિશ્ચય સહ તે ત્યાંજ બેસીને "શ્રી હરિ તારો આશરો ! તું કરે તે ખરી !" આવાં નિર્મળ વચનો તેના મ્હોંમાંથી નિકળતાંજ એક વણિક શેઠિયો, પોતાના એક નાદાન ચારેક વર્ષના બાલકને કમર પર બેસાડી, બીજા હાથમાં પોટલું ઉંચકીને સ્ટેશનપરજ આવતો હતો. તેને જોતાંજ

લાલે લાજ મૂકી પૂછ્યું "શેઠ સાહેબ ! પોટલું લેવું છે કે ? લાવો મને આપો, હું ઉંચકી લઇશ. છોકરૂં પણ લઇશ, અને પોટલું પણ ઉંચકીશ ! આપ મ્હોટા માણસ શું કરવા તસ્દી લો છો ? આપ આમ મજૂરી કરશો, ત્યારે અમારા જેવા ગરીબ ભૂખેજ મરશે !"

"બોલ ? સ્ટેશનપર ગાડીમાં પહોંચાડવાનું શું લેશે ?" તે શેઠિયાએ જણાવ્યું "ટ્રેન આવે એટલે તેમાં પોટલું મૂકયાં પછી પૈસા મળશે, માટે શું લેશે તે બોલી જા !"

"ચાર પૈસા આપજો શેઠ સાહેબ !"

"ચાર પૈસા તો નહીં મળે, પણ બે પૈસા આપીશ. બોલ, છે મરજી ?"

"સાહેબ ! આપનું પોટલું ને છોકરૂં–બંને ઉંચકી લઇશ, અને ગાડીમાં બરાબર બેઠાં પછી પૈસા આપજો ! તેના ચાર પૈસા કંઇ વધારે છે કે ?"

"છોકરો તો મારી પાસેજ રહેશે, અને માત્ર પોટલુંજ તારે લેવાનું છે, અને તેના બે પૈસા કંઇ ઓછા છે કે ? લેવું હોય તો લે, અને નહીં તો ચાલ્યો જા ! મને એટલી બધી કંઇ ગરજ નથી !"

"ઠીક શેઠ ! બે તો બે પૈસા આપજો." કહીને લાલે પોટલું લીધું, અને સ્ટેશનપર ગયો.

ગાડીને આવવાને હજી લગભગ એક કલાકનો વિલંબ હતો, તેથી લાલ પેલા શેઠિયાની પાસેજ ગરીબાઇથી બેઠો. તેને શેઠે આસ્તેથી પૂછ્યું "અલ્યા તું કઇ જાતનો છે ?"

"હું જાતનો વાણીઓ છું સાહેબ !"

શેઠે ચકિત થતાં પૂછ્યું "વાણીઓ થઇને મજૂરીનું કામ કરે છે ?"

"એ તો શેઠ! નસીબ કરાવે તે કરવું!" કહેતાંજ લાલની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, અને તે વિશેષ બોલી શકયો નહીં!

"રડ નહીં ભાઇ!" શેઠનું હૃદય દયાથી પીગળાયું, અને શેઠે વળી પૂછયું "તારૂં કોઇ સગું વહાલું નથી? શું તું એકલોજ છે"

"સગાં માનું તો ઘણાંએ છે, અને નહીં માનું તો કોઇજ નથી! પણ મેં એવો ઠરાવ કીધો છે કે, મહેનત મજૂરી કરીનેજ પેટ ભરવું, પરંતુ હરામનું ખાવું નહીં, અથવા ખોટે રસ્તે પૈસો મેળવવાની ઇચ્છા પણ રાખવી નહીં; તેથીજ મજૂરી કરી પેટ ભરવાનો વિચાર મેં રાખ્યો છે, અને મજૂરીનું મુહૂર્ત આજે પહેલ પ્રથમ આપને હાથેજ થયું છે! આપનો સખી હાથ લાગવાથી પરમેશ્વર મને જીવતાં સુધી અન્ન-વસ્ત્ર આપે, એટલેજ મને સંતોષ વળશે!"

"ત્યારે તને કંઇ લખતાં વાંચતાં આવડે છે કે?"

"હાજી, ગુજરાતી સાત ચોપડી ભણ્યો છું, અને વળી ઇંગ્રેજી મેટ્રિકની પરીક્ષામાં પાસ થયો છું."

"હેં! આ તું શું બોલે છે! આ તારી વાતપરથી તો મને નવાઇ લાગે છે! તારા જેવાનાં નસીબમાં આવી મજૂરી! રામ રામ! આમાં કંઇ પણ ભેદ જેવું મને લાગે છે! તારી વાતનું તાત્પર્ય મને સમજાતું નથી, અને અત્યારે વધારે વાત કરવાનો વખત પણ નથી!" આમ વાત કરતાં શેઠે પૂછ્યું "વારૂં ત્યારે તું મારી સાથે વડોદરે આવે છે?"

"આવવાને વાંધો નથી, પણ ત્યાં ગુજરાનનો આધાર શો?"

"અન્ન-વસ્ત્ર આપવાને તો હું બંધાઉં છું, અને તે ઉપરાંત શું આપવું, તે વડોદરે જઇ તારી યોગ્યતા જોઇને હું તારે માટે વિચાર કરીશ."

"તો આપની આજ્ઞા પ્રમાણે આવવાને તૈયાર છું."

"તારો સરસામાન હોય તે લઇ લે. હું તારી ટિકિટ લાવું છું."

"મારો કશો સરસામાન નથી શેઠજી! માત્ર મારૂં અંગ, અને મારા હાથ-પગ! આટલોજ મારો સામાન છે! માટે આપ ભલે ટિકિટ લાવો મહેરબાન!"

"ત્યારે તું બેસજે, અને આ છોકરો તથા પોટલું સંભાળજે." કહીને તે શેઠ ટિકિટ લેવા ગયો, અને થોડીક મિનિટમાંજ ટિકિટ લઇને પાછો આવ્યો. એટલામાં ટ્રેન આવતાંજ તેઓ તેમાં ચઢી બેઠાં, અને છેક મધ્ય રાત્રિએ વડોદરે પહોંચ્યાં.

આ શેઠ કોણ? આ એક વણિક છે, અને વડોદરાનો નિવાસી છે. વડોદરાની મ્હોટી સડકપર શેઠનું મકાન છે, અને શેઠનું નામ મોંઘાલાલ છે. શેઠને એકજ પુત્ર છે, કે જે તેની સાથેજ હતો. શેઠની સ્ત્રી ત્રણ વર્ષથી ગુજરી ગઇ છે, અને નવીન સ્ત્રી કરવાની તેની ગમે તેટલી ઇચ્છા છતાં ન્યાતમાં કન્યાની અછત હોવાથી, તેમજ તેની વય સુમારે પચાસેકની થવાથી પુનર્લગ્ન કરવાનું માંડી વાળ્યું છે, તોપણ ઘરમાં માણકી નામની એક કામ કરનારી છે, તેણીના પ્યારમાં મોંઘાલાલ પણ મનસ્વિ મોજમાં મહાલે છે! શેઠની પાસે સુમારે દોહડેક લાખની સમૃદ્ધિ છે, અને વ્યાજ વટાવનો ધંધો કરી લગભગ ચાર પાંચ હઝારની વાર્ષિક પેદાશ કરે છે, જ્યારે ગાડી-ઘોડા વિગેરેનો એકંદર ખર્ચ વર્ષનો આશરે બે હઝારનો છે; જેથી દર વર્ષ લગભગ બેથી અઢી હઝારનો વધારો મૂંડીમાં થયાં કરતો હોવાથી, શેઠ મોંઘાલાલ પોતાને પરમ સુખી માની આનંદમાં દિવસ ગુજારે છે. આટલી ઓળખાણ આ શેઠના સંબંધમાં વાંચનાર સમક્ષ રજૂ કરી હવે આપણી વાર્ત્તા આગળ ચલાવીશું.

લાલ, પોતાના અધિષ્ઠાતા મોંઘાલાલ સાથે વડોદરે ગયાં પછી શેઠે લાલને બીજે દિવસેજ પોતાની પેઢીમાં બેસાડયો. તેને લખવાનું

કેટલુંક કામકાજ સોંપ્યું, અને લાલની કેટલીક હુશીઆરી જોઇ શેઠે તેને જણાવ્યું "જો ભાઇ! તું કામકાજને માટે લાયક છે, એમાં તો કંઇ શક નથી, પરંતુ તારી રીતભાત અને બીજી યોગ્યતાને માટે મને હમણાં કંઇ પણ મત બાંધવાનું યોગ્ય લાગતું નથી, પણ તને આધાર આપવાને મારૂં મન ઉશ્કેરાયું છે, માટેજ હું તને ઘરમાં રાખીશ, ખાવા-પીવાનું, તેમજ રીતસરનાં કપડાં પણ પૂરાં પાડીશ, અને વળી દર માસે તને ખીસાં ખરચને માટે બે રૂપીઆ રોકડા આપ્યા કરીશ તને હું વચન આપું છું કે, જો તું સીધો રહેશે તો તને હું મારા નહાના ભાઇ જેવો રાખીશ. આથી વિશેષ હું તને બીજું કંઇજ કહી શકતો નથી, પણ ટૂંકમાં એટલુંજ કહેવાનું કે, જો તું સારી રીતે ચાલી આ ઘર તારૂં પોતાનુંજ માનીને રહેશે તો તું અવશ્ય સુખી થશે, અને મારે ઘેરજ તારૂં ભવિષ્ય સુધરી જશે! માટે બોલ, તારો શો વિચાર છે?"

"જે આપનો વિચાર તે મારો વિચાર શેઠજી! હું તો આપનેજ આધારે અત્રે આવ્યો છું, માટે આપની આજ્ઞાને આધિન છું. આપ હજી મારી બાબતમાં માહિતગાર નથી, એ ખરૂં છે; પરંતુ આપ જ્યારે મારી બિનાથી જાણીતા થશો, ત્યારે આપ માનશો કે, હું કાંઇ નીચ તુકમનો તરકડો નથી, પણ ખરા ખાનદાની કુટુંબનો છું, અને ચોકકસ કારણથીજ હું આ દશામાં રહું છું. તે બાબતમાં હું આપને વિગતે હવે પછી જણાવીશ. અત્યારે આપને એટલી તો ખાત્રિ આપું છું કે, આપનું અન્ન ખાઇને હરામ નહીં કરીશ, પણ હલાલજ કરીશ. મેં તો મારૂં માથું આપના ખોળામાં મૂક્યું છે, માટે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો! મને આપની મરજી પ્રમાણે રાખો, પાળો, આધાર આપો, અને મારી પાસે યોગ્યપણે મહેનત પણ લો! હું આપનો આજ્ઞાંકિત સેવક છું."

"તો બસ. ઇશ્વર તારૂં ભલુંજ કરશે." કહીને શેઠે લાલને કપડાં વિગેરે આપ્યાં, અને તેને રીતસર આશ્રય આપ્યો.

માણુકી નામની એક કોલણ આશરે-ત્રીશ વર્ષની યૂવતિપર શેઠને સંપૂર્ણ સ્નેહ છે. તેણીના પ્યારમાં શેઠ લપટાયા છે. શેઠે તેણીને ઘરનું કામકાજ કરવાનેજ મૂળ તો રાખેલી, પરંતુ સમય જતાં શેઠ અને માણુકીની આંખો પરસ્પર મળી, અને શેઠે તેણીના પતિનું ઘર છોડાવીને પોતાનાજ ઘરમાં પોતાની પત્નિ તરીકે રાખી, તેમજ ઘરનો સર્વવહિવટ તેણીના તાબામાંજ સોંપ્યો. તેણીના પર શેઠનો એટલો બધો વિશ્વાસ હતો કે, ત્રિજોરીની કુંચી પણ શેઠ તેણીનેજ સોંપતાં, અને સારાંશમાં એજ કે, શેઠ તેણીનેજ પોતાની અર્ધાંગના માનતા હતા. તેણીના પર શેઠનો અનંત પ્રેમ હતો. તેણી પણ શેઠની તથા શેઠના પુત્રની સારી બરદાસ્તં લેતી હતી. શેઠે લાલને પોનાના ઘરમાં રાખ્યાથી તેણી રાજી થઇ હતી. વળી શેઠે તેણીને શીખામણ આપી હતી કે "લાલની સાથે મારા એક સગા ભાઇ સમાન વર્તવું, તેમજ લાલને ખાવા વિગેરેની યોગ્ય બરદાસ્ત રાખવી." આથી કરીને માણુકી પણ લાલ પર સારો ભાવ રાખતી હતી.

વડોદરામાં ચારેક દિવસ વિત્યા પછી શેઠે લાલની બિના જાણુવાની જીજ્ઞાસા જણાવી, જે પરથી લાલે પોતાની તમામ વાત શેઠને યથાર્થપણે કહી સંભળાવી, અને તેમ કરતાં લાલની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં ! છતાં પણ લાલે મોઘમમાં શેઠને પણ જરા ચાનક લગાડવાના શુભ હેતુથી એટલુંજ જણાવી દીધું કે "ગમે તેમ કહો શેઠ, પરંતુ એટલું તો અનૂંભવ સિદ્ધ છે કે, પરસ્ત્રીનો ચડસ અતિ આપ્ત સમાનજ છે, અને જે પણ માણસ પર નારીના ફંદમાં ફસે છે, તે આખરે દુઃખી થાય છે, અને તન, મન, ધનથી ખુવારી પામે છે, માટે સમજુ માણસે એટલુંજ સમજવાનું છે કે, ભૂલેચૂકે પણ

પર નારીના પ્યારમાં લપટાવું નહીં, અને પર નારીનો પ્રસંગ સુજ્ઞ પુરૂષે કદી પણ કરવો નહીં. પરસ્ત્રી ગમન વ્યભિચાર છે, અને વ્યભિચાર દરેક માણસને દરેક કહેવત પ્રમાણે દુઃખદાયકજ છે. તેટલા માટેજ વડિલોએ કહ્યું છે કે 'રંડીકા યાર સદા ખુવાર'! એમાં જરા પણ ખોટું નથી."

"તે તારૂં કહેવું ખરૂં છે ભાઇ, તોપણ સારૂં માણસ મળ્યું હોય તો કંઇ વાંધો નહીં."

"આપ સારૂં માણસ કોને કહે છો? જૂઓ શેઠ! સારૂં માણસ હોય તે કદી પણ વ્યભિચાર કરેજ નહીં. જે સ્ત્રી પતિવ્રત્તા છે, તે તો કદી અનીતિના ખાડામાં પડેજ નહીં, અને અનીતિમાં ઉતરે તેવાં સ્ત્રી કે પુરૂષ સારા તરીકે સમજાયજ નહીં."

આ કથન ન્યાય પૂર્વક હોવાથી શેઠે વળતો ઉત્તર આપવાનું માંડીજ વાળ્યું હતું, તેમ છતાં વળી જીવ નહીં રહેવાથી તેઓ તડ દઇને બોલ્યા "પણ ત્યારે તારી પોતાની સ્ત્રીને તું હવે પછી કદી નહીંજ મળે? તેણીનો ત્યાગ તેં સદાને માટે કીધો છે?"

"નાજી! તેમ કંઇ નથી; પરંતુ મારી પાસે પૈસા થાય, અને હું મારી પોતાની પેદાશના પૈસાથીજ તેણીનું પોષણ કરી શકું, તે સ્થીતિમાં આવું, તોજ તેણીનું મ્હોં જોવું, એવો મારો ઠરાવ છે"

"એમજ છે તો પરમાત્મા તેવો સમય પણ આપશે. ધીરજનાં ફળ સારાંજ મળશે"

"આપની કૃપા છે તો તેમજ થશે. આપે મને આશ્રય આપ્યો છે, એજ મારા ઉદયની નિશાની મને મનાય છે." આમ જણાવી લાલ પોતાને સોંપવામાં આવેલાં કામે વળગ્યો, અને શેઠ પણ કોઇ ગ્રાહકનો હિસાબ કરવામાં રોકાયા.

---*---

# પ્રકરણ ૩૧ મું.

—***—

### દોહરો.

તરૂણ નર છે લાલ ને, માણુકી પણ યૂવાન;
અગ્નિ સંગે ઘૃત મળે, થાયે ભડકો જાણ.

## અગ્નિને ઘી મળ્યું !

માણુકીનો ભાવ લાલપર અત્યંત વધવા માંડયો. માણુકીનું મન તે યૂવાનપર ચલિત થયું ! તેણીના મનમાં મેલ ભરાયો ! મનઃકામના કાળી—કામાન્ધ બની ! શેઠ જ્યારે પણ કંઇ કામાર્થ બહાર જાય, ત્યારે તે પ્રસંગ સાંધી માણુકી દિવાનખાનામાં આવી એક ખુણામાં મૂકેલી ગોઠવાતી,- અને પછી ગમે તેવા ગપાટા ગગડાવતી. તેણી કટાક્ષ કથનમાં લાલની અનેક પ્રકારે મશ્કરી કરતી, પરંતુ લાલ તો તેણીને બહેન સમાન સમજીને તેણી સંગે પવિત્રપણેજ વાત કરતો. લાલની આવી પવિત્ર વૃત્તિ તેણીને કડવી ઝેર જેવી જણાતી!

એક પ્રસંગે લાલે તેણીને 'બહેન' કહીને બોલાવી, જે પરથી તેણી મ્હોંનો મચકો કરતી બોલી "તમે વળી મારા ભાઇ કયા દહાડાના, અને હું પણ તમારી બહેન કયા કાળની ?"

"તમે દરેક રીતે મારા બહેન બરાબરજ છો. જૂઓ કે, એક તો તમે શેઠના પતિ તુલ્ય છો, અને શેઠ મારા પિતા તુલ્ય છે, જેથી તમે મારા માતા કે વડિલ બહેન બરાબરજ થયા. વળી મારી સામાન્ય ભાવનાથી બોલું તો કોઇ પણ પર સ્ત્રી મારી મા-બહેન બરાબરજ છે, જેથી તમને પણ તે ભાવે બોલાવવામાં હું વાજબીજ છું."

"એ તો બધું દુનીઆને દેખાડવાનું ઓઠું છે. એમ મ્હોંઢેથી મા કહે કંઇ મા થતી નથી, અને બહેન કહે બહેન થતો નથી. એમ તો તમારા શેઠને પહેલ પ્રથમમાં હું 'કાકા' કહીને બોલાવતી હતી, અને અત્યારે એ મારા પતિ જેવા હોવાથી એમને 'પ્રાણનાથ' કહું છું. તેમાં શું થયું ? તેમ છતાં જો તમને પર સ્રીનો તિરઃસ્કારજ હોય તો બહેતર છે કે, ખાસી મઝાહથી સાધુ-સન્યાસી થઇ જાઓ, અને જંગલમાં જઇને જપતપ કરવા બેસો ! હું તો તમને કહું છું કે, જો તમે મને બહેન કહીને બોલાવશો તો નહીં બોલું ! માટે 'ભાભી' કહી બોલાવજો, અને હું પણ તમને 'દીયેરજી' કહીને બોલાવીશ."

"વારૂં તેમ તો તેમ; પણ ભાભી કહીશ તો તમે મારા મ્હોટા ભાઇના પત્નિ હોવાથી તમે મારા મ્હોટા બહેન બરાબર થયા, અને મ્હોટા ભાભી તે માતા બરાબર કહેવાય, તો તે રીતે પણ તમને હું 'મ્હોટા બહેન' કહીને બોલાવીશ તો તે પણ ઘટિતજ ગણાશે."

"એવી તમારી કાયદા માસ્ટરની વાત મારે નથી સાંભળવી !. તમે મ્હોટા આંટી-કોંટીના બોલનારા છો તે જાણ્યું ! બધી પંચાત મૂકી દો, અને માત્ર 'માણકી' કહીનેજ તમે મને બોલાવજો કે થયું. 'મ્હોટી બહેન' કહેવાની કંઇ મતલબ નથી, અને એવાં આડાં ચેન-ચાળા ચલાવશો નહીં ! તમે યૂવાન છો તો હું પણ યૂવતિ છું ! આપણી વચ્ચે વળી ભાઇ-બહેનનો સંબંધ શોભે ખરો કે ? તમને તરૂણી વગર ચાલવાનું નથી, અને મને તરૂણ વગર ચાલવાનું નથી ! બોલો, હવે શું વધારે બોલાવો છે ?"

"એટલે ! આ તો તમારૂં બોલવું ઘણીજ વિચિત્ર ફૅશનનું થાય છે ! એનો શો અર્થ ? તે મને સમજાવશો ?"

"પ્રસંગોપાત સમજાશે-ઉતાવળા ના થાઓ !"

એટલામાંજ મોંઘાલાલ આવવાનો સ્વર સંભળાતાં માણકી ચડપ દઇને ઉઠીને ઘરમાં ગઇ, અને લાલ પણ લખવા મંડી ગયો.

મોંઘાલાલે આવતાંની સાથેજ લાલને જણાવ્યું "ભાઇ! એક-બે દિવસ માટે અત્યારે મારે અકસ્માત અમદાવાદ જવું છે, માટે દુકાનની તથા ઘરની સંભાળ રાખજે." આમ કહી શેઠે અંદર જઇને માણકીને પણ તેવી વાત કહી, અને તરતજ શેઠ અમદાવાદ જવા ઉપડયા.

હવે લાલની સાથે એકાંતમાં તડાકા ચલાવવાની તક માણકીને મળી ગઇ! તેણી તરતજ દિવાનખાનામાં આવીને લાલની સામું પલાંઠી વાળીને બેઠી, અને બોલી "કેમ દીયેરજી! ઉંચું જોવાનીએ ફુરસદ નથી કે?"

"આપનો જે હુકમ હોય તે ફરમાવો! આ સેવક તાબે છે!"

"એ સેવક-બેવકની વાત કરશો નહીં! હવે તો તમને મારે મ્હારા મનની વાત કહેવીજ પડશે. હમણાં તો મ્હારે રસોઈ કરીને પ્રથમ તમને મ્હારા હાથનું રાંધેલું ખવાડવું છે."

"તે નહીં બને-મને નહીં ખપે!"

"વહાલામાં વટાળ થાયજ નહીં તો!"

"અંહ! એ તો એક અલેલટપૂ કહેવત છે! એવી ગપાષ્ટક કહેવતને હું માનતો નથી."

"વારૂં ઠીક છે. રસોઇ તૈયાર થયાં પછી વાત." કહીને તેણી રસોઈ કરવા ગઇ.

લાલે લખવાનું બાજુએ પટકયું. તે ઉંડાણમાં ઉદાસ થતો વિચારવા લાગ્યો કે "આ વળી નવી બલા જાગી છે! કુવામાંથી નિકળીને હવાડામાં પડવાની પીડા આવે નહીં તો સારૂં! નીતિમાં

રહી ઉદ્યમથી ઉદર પોષણ કરવામાંજ ઉદય થશે, એ જે મારો નિશ્ચય છે, તે આ નિર્લજના સહવાસથી ચલિત થાય નહીં તો ઇશ્વરની મ્હોટી કૃપા થશે !" આમ વિચાર કરતાં તેણે એજ ઠરાવ કીધો કે "પ્રથમ તો માણકીને ઉસ્તાદીથી ઉલથાપ આપી ઉડાવીશ, અને તે પછી શેઠના કાન ખોલીશ; કેમકે શેઠનું લૂંણ મારા પેટમાં છે તો તે મારે હલાલ કરવું જોઇએ. સત્યતાને સાચવી સર્વ કંઇ કરીશ. જો કે તેણીનાં સ્ત્રી ચરિત્રની સામે માત્ર ઢાલ તરીકે મારે પણ પુરૂષ પરાક્રમ તો બતાવવુંજ પડશે !"

એટલામાં વળી માણકી આવી ! તેણીએ પૂછ્યું "કેમ શું વિચારમાં પડયા છો ?"

"વિચાર તમારોજ !" લાલ પણ જાણી જોઇને હાસ્યમાં બોલ્યો "જે તમારો વિચાર તેજ વળી મારો પણ વિચાર !"

"હવે ખરા ! હમણાં કેવાં મધુર વચનો વદો છો ! તે વખતે તો જાણે રડતી સૂરત જેવાજ લાગતા હતા ! અત્યારે તો આનંદમય દિસો છો ! પણ હાલ તમને ફુરસદ તો છેની ?"

"ફુરસદ ! આ શું બોલ્યા ? તમારે માટે જ્યારે જોઇએ ત્યારે ફુરસદ હાઝરજ છે !"

"હં ! હવે ખીલ્યા ખરા !" માણકી વિશેષ લપટાતાં બોલી "જ્યારથી તમે અહીં આવ્યા છો, ત્યારથીજ મારૂં મન તમારી સાથે વાર્તા વિનોદનો પ્રસંગ લાવવાને તલપ્યું છે, અને તેવો સ્વતંત્ર સમય આજેજ મળ્યો છે ! ત્યારે હવે તમને સ્પષ્ટ પૂછું છું કે, તમારે તમારી સાધુતા છોડવી છે કે નહીં ? આ પ્રસંગે આપણે બંને આનંદમાં છીએ, અને આપણ બંનેનો આનંદ રંગ ઐક્ય હોવાથી કોઇની પણ તાકાત નથી કે તે રંગમાં ભંગ કરી શકે !"

"તમારી વાત સત્ય છે. તમે મને અંતઃકરણથી ચાહો છો તો મારે પણ તમારી સાથે ખુલ્લા દિલથી વાત કરવી જોઇએ. હવે કેટલાંક નિરાકર્ણની પણ જરૂર છે. તે નિરાકર્ણ થતાં સુધી આપણે શાંતિ રાખવાની છે. વારૂં તમે જમ્યા કે?"

"ના. હજી જમવાની છું, અને તમને મારી સંગે જમાડવાને બોલાવવા પણ ખાસ આવી છું."

"હમણાં તો તમે એકલાજ જમી લો."

"કેમ વારૂં? હજી પણ વધારે માન જોઇએ છે કે?"

"તેવું કંઇ નથી; પરંતુ આપણી વાતોનું નિરાકર્ણ થતાં સુધી આપણે એકદિલી કરતાં થોભવાની જરૂર છે,"

"ત્યારે શું આપણી એકદિલી સંબાધ નથી?"

"આપણી વાતોનું નિરાકર્ણ થતાં સુધી આપણાં અંતઃકર્ણ એકદિલ જેવાં કેમ ગણાય?"

"તો હમણાંજ નિરાકર્ણ કરી નાંખીએ."

"તમે જમીને આવો પછી વાત. વળી આજે મારે શનિવારનો ઉપવાસ હોવાથી જમવું પણ નથી, માટે મને માફ કરો."

"ત્યારે તો લાચાર!" કહીને તેણી જમવા ગઇ.

લાલે પણ તેણી જમીને પાછી આવે તેટલામાં પોતાની પ્રપંચ પથારી–થાપબાજી પોતાના મગજમાં ગોઠવી રાખી.

માણકી ભોજન કરીને આવી, અને લાલ પ્રત્યે બોલી "ચાલો, બોલો! હવે તમારે કઇ કઇ બાબતનું નિરાકર્ણ કરવું છે?"

"આવતી કાલપર રાખીએ તો નહીં ચાલે? આજે તો મેં એકવાર ભોજન કરેલું હોવાથી મારૂં માથું દુઃખે છે, માટે કાલપર

રાખીએ તો કેમ ?"

"માથું દુઃખતું હોય તો દાબી આપું ?"

"ના. તેમ કરવાની જરૂર નથી." લાલે હસીને જણાવ્યું "અત્યારેજ નિરાકર્ણ કરવાને માટે તમે ખાસ મમત રાખો છો તો ભલે, તેમ કરીએ. તમને નિરાશ કરવાનુ મને પણ સારૂં લાગતું નથી! પ્રથમ તો મારે તમને એંજ પૂછવાનું કે, કદાચ આપણાં વચ્ચે પ્રેમ પંથની પાકી સડક સંધાય, અને તેની ખબર કદાચ શેઠને થાય તો શેઠ મારાં ભૂંડાં હાલ કરેની ?"

"તમારાં ભૂંડાં હાલ શેઠ શું કરે ? તેમ છતાં તે કદાચ તમને સતાવે તો તે વખતે હું કેવી વાઘ જેવો બેઠો છું ! અરે ! તેમને તો હું આખા ને આખા ચાવી ખાઉં !"

"પણ તેઓ મને ઘરમાંથી હાંકી કહાડે તો પછી મારાં શા હાલ થાય ?"

"તેજ વખતે તેમની આંખોમાં મરચાં હોમવાને તમારોજ હાથ પકડીને તમારીજ સાથે હું પણ બહાર નિકળું ! તમે શું મને કમી જાણો છો કે ?"

"અને આપણે બંને સાથે બહાર નિકળીને તત્કાળ આપણે શું ખાવું ? ખર્ચની શી દશા ? તેજ વખતે પૈસા ક્યાંથી લાવવા ?"

"તેને માટે પણ ઇલાજ છે. મ્હોટી ત્રિજોરીની કૂંચી મારી પાસે છે, તે ખોલીને તેમાંથી તમામ રૂપીઆ કહાડી લઇએ તો બસ કેની ?"

"પછી તે રૂપીઆ ક્યાં મૂકવા ?"

"તમારી મરજીમાં આવે ત્યાં મૂકજો !"

"બેંકમાં મારે નામે મૂકું તો કેમ ?"

"તેમાં પણ વાંધો નથી. તે તો સઉથી સારૂં !"

"હમણાંજ ત્રિજોરી ખોલીશું કે કાલે ?"

"અરે ! અત્યારેજ ! રાત્રિનો સમય સાનુંકૂળ છે." કહીને માણકી ઉઠી. તેણીની પાછળ લાલ પણ ઉઠયો. ત્રિજોરી ખોલી. તેમાં પચ્ચીસ હઝાર રૂપીઆ રોકડા હતા તે કહાડયા, અને તે તમામ રૂપીઆની કોથળીઓ એક ગોદડામાં વિંટાળીને તેનો વિંટો એક બાજુ પર મૂકી તે ઉપર કંતાન ઢાંકી દીધું.

"અત્યારે તો આમજ વિંટો ભલે રહ્યો. પ્રભાત દિવસે બેંકમાં લઇ જઇશ; કેમકે કાલે તો રવિવાર હોવાથી બેંક બંધ છે; માટે સોમવારે વાત."

"ભલે. સોમવારે તો સોમવારે."

"હવે એક બીજી બાબતનું નિરાકર્ણ રહ્યું." લાલે વળી જણાવ્યું "બહાર પડયાં પછી પણ આપણો સંબંધ જીવતાં સુધી સંધાયલો રહે તેની ખાત્રિને માટે તમારે મને ચોક્કસ લખાણ લખી આપવું જોઇએ. તેને માટે શું કહો છો ?"

"જેમ તમે કહો તેમ લખી આપવાને તૈયાર છું."

"તો તે લખાણ હમણાંજ હું લખી નાંખું છું, અને તમને સહી કરતાં આવડે છે તો તમે તેના પર સહી કરજો." કહીને લાલે નીચે પ્રમાણે લખાણ કર્યું:-

"આ લખાણથી, હું નીચે સહી કરનાર માણકી, જાતની કોલણ"
"તે શા. લાલમલાલ કરકસરદાસને, લખી આપું છું કે, હું"
"આજની તારીખ..............થી તમો સાથે લગ્નની પત્નિ"
"પ્રમાણે, તમારી ને મારી હયાતિ સુધી તમારી તમામ આજ્ઞામાં"
"રહેવાને કબૂલ છું."

ઉપલું લખાણ લખીને લાલે તેણીને વંચાવ્યું, અને કહ્યું કે "આમાં તારીખ હાલ નાંખી નથી; કેમકે જે દિવસે આપણે ઘરમાંથી નિકળીશું, તેજ દિવસની તારીખ પણ નાંખીશું." આમ કહી તે લખાણની નીચે માણકીની સહી કરાવી.

"હવે વળી કંઇ નિરાકર્ણ બાકી છે કે?" માણકીએ પૂછ્યું "હોય તો બોલો!"

"બાકીમાં કહેવાનું એજ કે, પ્રથમ શેઠનું તથા તેના પુત્રનું કાસળ કહાડી નાખવું, અને પછીજ નિશ્ચિંત થવું."

"તે તો બની શકશે. બજારમાંથી અફીણ લાવીને મારા ખાનગી પેટીમાં તે સંતાડી રાખીશ, અને પછી તે બાપ-બેટાને ગમે તે પ્રકારે ખવાડી દઇશ."

"ઠીક! એ પણ ખરી કળા!" લાલ મનમાં અત્યંત આક્રંદ કરવા લાગ્યો કે "અરેરે! રાંડ કરકશા! કેવી દારૂણ દુષ્ટા છે!" આમ મનમાં અફસોસ કરી તે રાત્રિ તો લાલે તેણીની સાથે ગપસપ માં પસાર કરી દીધી.

બીજે દિવસે માણકીએ બજારમાંથી અફીણ લાવીને પોતાની પેટીમાં મૂકયું, અને તે કર્મ પણ તેણીએ લાલના સમક્ષજ કર્યું! વળી સોમવારે અગીઆર વાગતાંને સુમારે લાલ પણ બેંકમાં, પેલા પચ્ચીસ હઝાર રૂપીઆ પોતાને નામે જમા કરાવી આવ્યો.



# પ્રકરણ ૩૨ મું.

—***—

## દોહરો.

ભોપાળું ખુલ્લું કર્યું, તાલ લાલનો ખાસ;
શેઠ સડક મનમાં થયા, ઉરમાં થયા ઉદાસ.

## પાપ પ્રકાશ !

પ્રભાતમાંજ શેઠ પણ બહાર ગામથી આવી પહોંચ્યા. તેજ વખતે માણકી સૂતેલી હોવાથી લાલે શેઠને ખાનગીમાં બેસાડીને બ્હીતાં-બ્હીતાં, તો પણ સત્યતાના શૂરમાં પોતાના હૃદયનો ઉભરો ખાલી કરતાં જણાવ્યું "સાહેબ ! એક અતિ અગત્યની વાત આપને કહેવાની છે, પરંતુ તે કહેતાં પ્રથમ આપને હું એટલીજ પ્રાર્થના કરૂં છું કે, મારી વાત સાંભળતાંની સાથેજ આપ આકળા નહીં થતાં તે વાત બરાબર લક્ષમાં ઉતારી ધીરજથી મારી વાતનું મનન કરશો તો આપની મારાપર મ્હોટી મહેરબાની થશે."

"તે માટે તારે ચિંતા કરવી નહીં. મારો સ્વભાવ ઉતાવળિયો નથી, તેમજ હું વગર વિચારે એકદમ તપી જાઉં તેમ પણ નથી, માટે તારે જે પણ વાત કરવી હોય તે નિર્ભયપણે કહે."

"પણ મને ભય લાગે છે કે, મારે જે વાત કરવાની છે તે માણકીના સંબંધમાં છે, અને માણકીના પર આપને અનહદ સ્નેહ ને વિશ્વાસ છે, માટેજ હું ગભરાઉં છું !"

"માણકી ભલે મારી માનીતિ કે વહાલી છે, તો પણ ન્યાયની બાબતમાં તે પ્રશ્નજ નથી."

" તો હવે સારાંશમાં આપને અરજ કરૂં છું કે, માણકી પર આપ જે વિશ્વાસ રાખો છો, તેમાં આપ ઠગાવ છો ! "

" કારણ ? " શેઠે વિસ્મયતાથી પૂછ્યું " તેનો સબબ શો ? કંઇ ખાસ પુરાવો છે કે ? "

" હાજી ! છે ! " કહીને લાલે તરતજ પોતાના ખીસામાંથી પેલો દસ્તાવેજ કહાડીને તે શેઠના હાથમાં આપ્યો.

શેઠે તે દસ્તાવેજ વાંચ્યો, અને તેજ ક્ષણે તે વિસ્મયતાના વમળમાં પડયા, તો પણ ઉપરથી શાંતિનું સ્વરૂપ રાખી કહ્યું " વારૂં ઠીક છે. એ વિષે હું વિચાર કરીશ. આ શિવાય બીજું કશું કહેવાનું છે ? "

" વળી બીજી વાત એ છે કે, તેણી આપને છોડીને મને લઇને બહાર નિકળવાને પણ તૈયાર થઇ છે ! તેને માટે ભવિષ્યમાં મને તથા તેણીના ગુજરાનને માટે પૈસાની મુસ્કેલી નહીં પડે તેથી આપની ત્રિજોરીમાંથી તેણીએ મને પચ્ચીસ હઝાર રૂપીઆ કળદાર કહાડી આપ્યા છે ! "

રૂપીઆની વાત સાંભળતાંજ શેઠને સનેપાત થઇ આવ્યો ! તે હાંફલા-ફાંફલા થઇને બોલ્યા " હેં ! પચ્ચીશ હઝાર રૂપીઆ ! હાય બાપ ! મને મારી નાંખ્યો ! "

" ગભરાવ નહીં ! તે રૂપીઆ મારે નામેજ બેંકમાં મૂકયા છે, અને તે હું આપને પાછા પણ લાવી આપીશ. "

" અત્યારે ને અત્યારે લઇ આવ. "

" હમણાંજ લાવીશ સાહેબ ! " લાલે વિશેષ જણાવ્યું " વળી આપને તથા આપના પુત્રને ઝેર ખવડાવી મારી નાંખવાને તેણીએ ખાનગી પેટીમાં અફીણ લાવીને પણ છુપાવી રાખ્યું છે ! "

"એ તો અવધી થઇ !" શેઠના માન્યામાં લાલની વાત આવી, પરંતુ શેઠનો જીવ પેલા રૂપીઆમાં ભરાયલો હોવાથી તે બોલ્યો "તારી બધી વાત મારા મગજમાં ઉતરી ! તે વિષે હું યોગ્ય કરીશ; પરંતુ હમણાં તું રૂપીઆ લાવી આપ."

"દશ વાગે બેંક ઉઘડશે કે તરત લાવીશ."

આટલી વાત કીધાં પછી શેઠ અતિશય સંતાપ કરવા લાગ્યા, અને માણકીની ખાનગી પેટીમાં પેલા અફીણનું પડીકું જોતાં તે પણ મળી આવ્યાથી, લાલની વાત પર શેઠને સંપૂર્ણ વિશ્વાસ બેઠો. તેમ છતાં લાલે પેલા રૂપીઆ લાવાને શેઠને સ્વાધિન કરતાં સુધી શેઠે મૌન્ય રાખ્યું. દશ વાગ્યાં પછી લાલે બેંકમાંથી તે રૂપીઆ લાવીને આપ્યા, અને તે બાદ શેઠને કંઇક શાંતિ વળી !

શેઠ મોંઘાલાલનો ન્હાનો ભાઇ અચરતલાલ, જે તેની પડોશમાં-જ રહેતો હતો, જે વળી મોંઘાલાલ સાથે અણબનાવ પણ રાખતો હતો, અને વળી જે લાલને ચાહીને પોતાના પક્ષમાં મેળવી લેવાને અન્ય જનોની મારફતે સંદેશા પણ મોકલ્યા કરતો હતો, તેને લાલ મળ્યો, અને તેની પાસે લાલે અથથી ઇતિ સુધીની તમામ બનેલી બિના કહી સંભળાવી.

અચરતલાલને તો "ભાવતું હતું તે વૈદે કર્યું" અને વળી "ઘેર બેઠા ગંગા આવી" એમજ મનાયું ! તેણે હર્ષમાં આવી લાલ-ને જણાવ્યું "લાલભાઇ ! તમારે ગભરાવાનું જરા પણ નથી. મારા મ્હોટા ભાઇ જો તમને કંઇ પણ ઠપકો આપે, તો તમે તેજ વખતે મારે ત્યાં ચાલ્યા આવજો, અને મારે ત્યાં તમારૂં ભલુંજ થશે. હું કંઇ વિશેષ બડાશ મારતો નથી, પણ ટૂંકમાં એટલુંજ કહું છું કે, ત્યાંના કરતાં મારે ત્યાં તમે વધારે સુખીજ થશો. મારા મ્હોટા ભાઇ

જો કે મારા વડિલની જગાપર છે, તો પણ મારે સત્ય કહેવું જોઇએ કે, રાંડને વશ થયાંથી તેની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ છે! માટે મારી તો તમને એટલીજ સલાહ છે કે, કોઇ પણ પ્રકારે તમે તેમનો ત્યાગ કરો. તમે મારે ત્યાં આવીને રહો, અને હું તમને મારા બંધુ માફક માનીને તમારો સત્કાર કરીશ. હું તમને વચન આપું છું કે, તમારી દરેક વાતે હું બરદાસ્ત કરીશ."

"તમારૂં કહેવું હું માથે ચઢાવું છું, અને તમારી આવી ઉત્તમ લાયકીને માટે હું તમારો અત્યંત ઉપકાર માનું છું, પરંતુ જેમણે મને અત્રે પ્રથમથીજ આશ્રય આપ્યો છે, એટલુંજ નહીં, પણ જેમણે મને જીવતદાન આપવા જેવું કર્યું છે, તેમનો ગૂણ મારાથી કારણ વિના કેમ ભૂલાય? આજ સુધી મેં તેમનું લૂણ ખાધું છે, એટલે તે મારે હલાલ કરવાનોજ મારો ખાસ ધર્મ છે."

"તે તમારી દૃઢતા અતિ આવકારદાયક છે, પરંતુ મારા ભાઇ જો એક ત્રણ બદામની રાંડને વશ થઇ તમારા જેવા ખરા નિમક-હલાલ નરનું અપમાન કરે તો પછી તમે શું કરો?"

"તેવો સમય જો કદાચ આવશે, તો પછી આપના જેવા પરોપકારી પુરૂષની છાંયા નીચે આશ્રયની આશા રાખ્યા શિવાય બીજો ઇલાજજ નહીં!"

"જેમ તમારી મરજી! તમારૂં દિલ ચાહ્ય ત્યારે તમે મારે ત્યાં ભલે પધારજો. તમારે માટે જ્યારે પણ આવશો ત્યારે મારાં દ્વાર ખુલ્લાંજ છે."

"મ્હોટી કૃપા!" કહીને લાલ પુનઃ સ્વસ્થળે ગયો.

——*——

# પ્રકરણ ૩૩ મું.

—***—

## દોહરો.

શેઠે ન્યાય કર્યો કુડો, લાલ થયો દોષીત;
કપટ કળા છે માંણુકી, ચલવી ચતુરા રીત!

## સત્યનું સત્યાનાશ!

માણુકીની તજવીજ કરવાને શેઠે અન્ય માર્ગ નહીં લેતાં તેણીનેજ છંછેડી તમામ વાત કઢાવવાનો વિચાર રાખ્યો, અને તેને માટે તેણીને પોતાના મકાનને ત્રિજે માળે લઇ જઇ શેઠે પોતાની પાસે તેણીને બેસાડીને પૂછ્યું "કેમ માણુકી, હમણાં તારૂં મગજ તો ઠેકાણાસર છેની?"

"મારૂં મગજ તો સદા ઠેકાણાસર છે, પરંતુ તમે આજે મને આવો પ્રશ્ન પૂછો છો, તેથી મને લાગે છે કે, તમારૂંજ મગજ કંઇ ઠેકાણે નહીં હોય! તમારે આવો આડો પ્રશ્ન પૂછવાનું શું કારણ? કહે છે કે વાણિયાની જાત વાંકી તે વાંકીજ!"

"વારૂં ત્યારે હું તને જે પૂછું, તેનો ખરો ખુલાશો તો આપશેની?"

"ના–ના! હું તો ખોટુંજ બોલનારી છું!" માણુકીએ મિજાજમાંજ કહ્યું "આજે શું તમને કંઇ ભૂત ભરાયું છે કે, આવી અવલચંડી વાતો કરો છો!"

"ખરી વાત! મને ભૂત તો ભરાયું છે, અને તેથીજ અત્યારે કયાં તો મારૂં ભૂત નિકળશે કે કયાં તો તારૂંજ ભત ભમી જશે!"

"ઓહો ! કંઇ દમપર વાત વદો છોને !" માણુકોના મગજમાં શેઠની વાત સાંભળીને વહેમના ગુંચળા તો વળવા માંડયા, તો પણ તેણી હિમ્મતથી બોલી "તમે કંઇ આગળ વધીને બોલો, તો પછી મને પણ સમજાય !"

"ત્યારે તો હવે મારે બોલવુંજ જોઇએ." કહીને શેઠે હવે ખુલ્લું કરતાં જણાવ્યું "મારી ગેરહાઝરીમાં, પેલા આપણા ઘરમાં રાખેલા લાલની સાથે તેં શું ગડબડ ચલાવી હતી, તે તમામ ખરેખરૂં કહે."

માણુકો સમજીજ ગઇ કે "જરૂર લાલે બધી વાતનો ફુગ્ગો ફોડી દીધેલો હોવો જોઇએ !" આમ સમજવા છતાં, પોતાના વહેમની ખાત્રિ કરવાને માટે તેણીએ તદબીરથી પૂછ્યું "હું તો ખરેખરૂં હશે તેજ કહીશ, પરંતુ પહેલાં તમે પોતેજ ખરેખરૂં બોલોની કે, લાલે તમને કંઇ કહ્યું છે, કે કોઇ બીજાએ તમારા કાન ભંભેર્યાં છે ?"

શેઠ ભોળવાઇ ગયા ! તેણે હસી પડીને કબૂલ પણ કરી દીધું કે "હા. લાલેજ મને કેટલીક નિર્લજ, શરમ ભરેલી, અને અતિશય હલકામાં હલકી વાત કહી છે !"

"અને તે તમે ખરી માની છે કે ખોટી ?"

"ખરીએ માની નથી, તેમજ ખોટીએ માની નથી. તારો ખુલાસો સાંભળ્યાં પછીજ મારાથી કંઇ પણ મનાશે, માટે હવે તું ખરી વાત કહેશે કે શું બન્યું હતું ?"

"તેણે તમને જે વાત કહી હોય તે તમે મને જણાવશો, એટલે હું પણ તેનો ખુલાસો કરતી જઇશ."

"એ તારૂં કહેવું યોગ્ય છે, માટે હું તને ટૂંકમાંજ પૂછવા માંડું છું કે, તેં લાલની સાથે લપટાવાની, અને તેને લઇને કશે પણ

ન્હાશી જવાની કોઇ પણ પ્રકારે તજવીજ કરી છે, અને તે બાબતમાં તેની સાથે તેં કંઇ પણ ગોઠવણ કરી છે, એ વાત ખરી છે કે ખોટી ?"

"નહીં–કદી નહીં !" માણકી લાલચોળ થઇને બોલી "અરે તેજ મૂઆની ભૂરી નજર મારાપર બગડી હતી !"

"વારૂં ઠીક; પણ તેં કોઇ પણ પ્રકારનો દસ્તાવેજ તેને લખી આપ્યો છે ખરો કે ? સ્ટાંપના કાગળપર નહીં, પરંતુ માત્ર કોરાજ કાગળપર–સમજીની ?"

"મેં તો તેને કંઇ દસ્તાવેજ લખી આપ્યો નથી, પણ એક કાગળ તેણે પોતેજ લખ્યો હતો, અને તેનાં ઉપર તેનાજ કહેવાથી મેં સહી કરી આપી હતી, એ વાત ખરી છે."

"પણ તેં શા માટે સહી કરી આપી ? મારી ગેરહાઝરીમાં કોઇ પણ કાગળ પર તારે સહી કરવાની શી જરૂર ?"

"તેણે મને કહ્યું કે 'શેઠને કાગળ લખ્યો છે, તે ઉપર તમારી સહી કરશો તો શેઠ ઘણાજ રાજી થશે.' આ ઉપરથી મેં પણ ખુશીની સાથે સહી કરી આપી."

"વાંચ્યા વગર કોઇ પણ કાગળ પર સહી કરવી, એજ મહા ભયંકર ભૂલ છે !" શેઠના મગજમાં માણકીની વાત ખરી તરીકે મનાઇ, અને તેણીના ખુલાસાપર અધિક આધાર રાખતાં પૂછ્યું "વારૂં ત્યારે આપણી મ્હોટી ત્રિજોરીમાંથી તેં તેને કેટલા રૂપીઆ કહાડી આપ્યા હતા ?"

"હેં ! રૂપીઆ વળી કેવા !" માણકી જાણે છેકજ અંજાણી હોય તેવા આડંબરમાં બોલી "શું તે મૂવાએ ત્રિજોરીમાંથી કંઇ ચોરી કરી છે કે ? મને કહો તો ખરા કે, તે હરામખોરે શું મહોકાંણું વાળી છે ? મારા પેટમાં તો મ્હોટી ફાળ પડી છે ! મારી તો છાની

ધડક ધડક થાય છે ! હાય–હાય ! શું થયું છે ?”

“ગભરાતી નહીં. ઇશ્વરે બધુંએ જાળવ્યું છે. આપણી મ્હોટી ત્રિજોરીમાંથી પચ્ચીસ હઝાર રૂપીઆ કહાડી લઇને તેણેજ પોતાને નામે બેંકમાં મૂકયા હતા ! તે તમામ આપણા ઘરમાં પાછા આવ્યા છે; પરંતુ તેનું કહેવું એવું છે કે, એ રૂપીઆ તેંજ ત્રિજોરીમાંથી કહાડી આપ્યા હતા, અને તારી સાથે સલાહ કરીનેજ તેણે પોતાને નામે બેંકમાં મૂકયા હતા. તે રકમ લઇને તમો બંને અત્રેથી ભાગી જવાના હતા. આ પ્રમાણે લાલે મને સમજાવ્યું છે !”

“જો મારો પીટયો લુચ્ચો ! કેવો કાળોટિયો છે ! તદ્દન તરકટ કર્યું છે ! મારી પાસે ત્રિજોરીની કૂંચી રહે છે, એમ તે જાણતો હોવાથી, હું કંઇ બહાર ગયલી હોઇશ, ત્યારેજ તેણે તે કૂંચી લઇને કાળું કરેલું ! મને તો તમારાં સમ, કશી ખબરે નથી !”

“ચાલો ! હવે તો તમામ ખરો ખુલાસો મને મળ્યો, અને હવે મને તેનું તરકટ ખુલ્લી રીતે જણાઇ પણ આવ્યું છે, માટે હવે જરા પણ વાંધો નથી.” જરા વિચાર કરીને વળી તેણે પૂછયું “પણ હજી એક વાતનો ખુલાસો તો બાકીજ રહી ગયો છે ! તેં તારી પેટીમાં અફીણ સંતાડીને રાખ્યું છે તે, મને તથા મારા છોકરાને ખવરાવીને મારી નાંખવાને માટે રાખ્યું છે, એમ પણ લાલે મને કહ્યું છે, તો તે બાબતમાં તું કંઇ જાણે છે વારૂ ?”

“અરે ! આ પણ વળી નવું તૂત ! અફીણ કેવું ? અને તે પણ વળી મારીજ પેટીમાં કયાં હોય ? મેં પોતે તો મારી પેટીમાં આજ સુધીમાં અફીણ કદી જોયું પણ નથી !”

“તારી પેટીમાં અફીણ છે, એ તો મેં તારી પેટી ગુપ્તપણે ખોલીને જોયું છે ! પણ તે તારી પેટીમાં કયાંથી આવ્યું, તેનોજ

ખુલાસો મારે મેળવવાનો છે."

"તમારા જીવનાં સમ ખાઇને કહું છું કે, મને તે વાતની જરા પણ ખબર નથી ! મને તો લાગે છે કે, તે મૂવા કૂકર્મિ ભામટાએ મારે માથે બદનામી નાંખવાને પોતેજ એવું કૂકર્મ કર્યું હશે ! મૂવો કેવો દગાખોર છે ! હાય ! હાય ! એણે તો અજબ ગજબ કીધો ! આવા ભયંકર માણુસ સાથે આ ઘરમાં કેમ રહેવાય !" કહીને તેણીએ રડવાનો ઢોંગ ચલાવ્યો ! શેઠે તેણીને શાંત કરવા માંડી, અને છાની રાખવાને ખૂબ કાલાવાલા કરતાં જણાવ્યું "અરે ! પણ તું શા માટે રડે છે વ્હાલી ? એ તો હું સમજી ગયો છું કે, તે હરામખોરેજ તને ફજેત કરી મારી સાથે તૂટ પડાવી તને ઘરમાંથી કઢાવવાની બદદાનતથીજ આ બધું તરકટ રચ્યું છે ! એવા નીચ માણુસને હવે તો આપણા ઘરમાં રાખવાનો નથી, અને હમણાં ને હમણાંજ તેની કેંટ પકડીને હાંકી કહાડું છું !" આમ ઉશ્કેરાઇ તે એકદમ દુકાનમાં દોડી ગયો, અને ત્યાં બેઠેલા લાલને અતિશય ક્રોધાયમાન સ્વરે જણાવ્યું "લાલ ! તું મારે ત્યાં એક ધોતિયાભેર જેવો આવ્યો હતો તેવો ને તેવોજ, હમણાં ને હમણાં—કંઇ પણ બોલ્યા વિના નીચે ઉતરીને ગમે ત્યાં તારૂં કાળું કર ! હવે તને મારે ત્યાં એક પળ પણ રાખવા ચાહતો નથી ! ઉઠ ! રસ્તો માપી જા ! જો જરા પણ ઢીલ કરશે તો માર ખાશે !"

"પણ મારો શો કશૂર છે શેઠજી ?"

"બશ ! ચૂપ ! બિલકૂલ બોલવું નહીં ! એકદમ નીચે ઉતર, અને નહીં તો કંઇ જોવા જેવું થશે !"

આનો ભેદ લાલ સમજી ગયો, અને તે પણ તત્કાળ નીચે ઉતરીને સીધો અચરતલાલને ત્યાંજ ગયો.

શેઠે પુનઃ માણુકીની પાસે જઇને જણાવ્યું "હવે તારે દિલગીર થવાનું કંઇજ કારણ નથી મારી વ્હાલી! તે નીચ કૂતરાને તો મેં હમણાં ને હમણાંજ હાંકી પણ કહાડયો છે."

"પણ એવા લુચ્ચાને તમે પણ ઘરમાં ઘાલ્યો, ત્યારેજ આમ બન્યુંની! નાહક મારી આબરૂના કાકરા કીધા!"

"એમાં તારી આબરૂ શાની ગઇ? આબરૂ તો એનીજ ગઇ કે, એને કૂતરાને હાલે આપણું ઘર છોડવું પડયું!"

"એ મૂવાની તો આબરૂ હતી શું, અને ગઇ પણ શું? એ તો મૂવો ભામટો ને લફંગો લાગે છે! પોતાની લગનની બાયડી છોડીને બહાર ભટકવા નિકળ્યો છે તે પોતાને કર્મેજ!"

"ખેર! તારે હવે એ વાત મનમાંથી કહાડીજ નાંખવી! ઘરમાં પાપ ભરાયું હતું તે ગયું, એ પણ ઠીકજ થયું!"

આ પ્રમાણે મોંઘાલાલે તેણીને શાંત કરી! તેણીનાં સ્ત્રી ચરિત્રમાં શેઠનો અક્કલ અંધારેજ વેચાઇ! નીચ નારીએ, નિરાપરાધિ લાલને નાહક દોષિત ઠરાવ્યો! હાલ તરત તો માણકી ફાવી ગઇ!

લાલે અચરતલાલને ત્યાં જઇ પોતાના પર ગુજરેલી વાત કહ્યાં પછી, અચરતલાલે ટુંકમાં એટલુંજ કહ્યું કે "મારો ભાઇ તો માત્ર નીચ રાંડના પ્યારમાં આંધળોજ બની ગયો છે! તેજ પાપે મારે પણ તેની સાથે અણબનાવ થયો છે! તમે મારે ત્યાં આનંદથી નિવાસો, અને મેં તમને જેમ વચન આપ્યું છે તેમ, હું તમને મારા સગા ભાઇ સમાનજ ગણીશ, તેમજ તમારાં ભલાંને માટે મારે જે વિચાર કરવા છે, તે પણ હું તમને એક-બે દિવસમાંજ કહીશ."

"ઠીક ભાઇ! હવે તો મને માત્ર તમારોજ આધાર છે!" આ શબ્દોચ્ચાર કરતાંજ લાલની આંખોમાં પાણી આવ્યાં!

"ઉદાસ શા માટે થાઓ છો?" અચરતલાલે તેને આશ્વાસન આપતાં જણાવ્યું "તમે એમજ માનો કે, એક ખાડામાંથી ઉગરીને ઉન્નતિના માર્ગપર હવે તમે આવ્યા છો! તમારૂં હવે ભલુંજ થશે."

"વારૂં ભાઇ! આપનાં મ્હોંમાં શાકર! આપની મહેરબાની છે તોજ મને પણ ધીરજ છે!"

"ધીરજજ રાખો." કહીને અચરતલાલ તેને પોતાની સંગે ફરવા લઇ ગયો.

રસ્તામાં લાલે પોતાની પહેલેથી અત્યાર સુધીની તમામ બિના અચરતલાલને કહી સંભળાવી, જે જાણી અચરતલાલે તેને કહ્યું "વાહ! લાલભાઇ! તમારી વાતો પરથી તો તમે ઘણા ખાનદાન કુટુંબના છો! તમારા જેવાને માટે મારાથી બનતું કરવાનો મારો ધર્મ છે, અને તેથી એક-બે દિવસ બાદ તમને જે વિચાર હું જણાવવાનો હતો, તે અત્યારેજ કહી દેવાને મને ઉત્સાહ ઉભરાયો છે! જ્યારે મેં તમને મારા ભાઇ સમાન માનવાનું વચન આપ્યું છે, ત્યારે તો મારા મનની વાત તમને નિખાલસપણે કહેવીજ જોઇએ. મારા મ્હોટા ભાઇ, અને હું માત્ર પાંચ વર્ષથીજ જૂદા થયા છીએ-અને તે પણ તેની રાંડની મહોકાંણને લીધેજ! અમે બંને ભાઇઓએ સરખા ભાગ વહેંચી લીધાં પછી, ઇશ્વર કૃપાથી ધંધા રોજગારમાં પાંચ વર્ષમાં મેં મારી પૂંજી લગભગ બમણી કરી છે, જ્યારે મારા ભાઇએ તો મૂળ મૂંડી પણ કમી કરી નાંખી છે! ખાસ કરીને તે રાંડના રંગમાંજ દુઃખી થયો છે! હજી પણ તેની આંખો ઉઘડી નથી, માટે મને તો સમજાય છે કે, ભવિષ્યમાં તે વિશેષ દુઃખી થશે, ને જરૂર થશે! ખેર! જેવાં તેનાં નસીબ! પણ આજથીજ તમે મારી સાથે ધંધા રોજગારમાં જોડાઇ મારી સાથેજ પેહેડીમાં કામે લાગજો. હું તમને નોકર તરીકે રાખવા માંગતો નથી, પરંતુ મારા ભાઇ તરીકે ભાગીદારજ ગણીશ. જો કે હાલ તરત તો હું તમને ચાર આના ભાગ આપીશ, અને આગળ પર વળી જોઇ લેવાશે. એ ચાર આનામાં પણ તમને વર્ષના સુમારે પાંચ-છ હઝાર રૂપીઆ મળશે, અને

તેની સાથે વળી તમારૂં ભવિષ્ય પણ સારૂં ખીલશે. મારો ધંધો વ્યાજ વટાનો તથા હક્કસાઇનો છે, અને એજ ધંધાને તમે તમારી બુદ્ધિ પ્રમાણે હજી પણ વિશેષ ખીલવી શકશો. આપણે બંને મળી સમજીને કામકાજ કરીશું તો લાભજ થશે. દુકાન ખાતે મુનીમ, મહેતા વિગેરે મળી સાત માણસો છે, જેમના પર તમારે દેખરેખ રાખવાની છે. આગળ જતાં ઇશ્વરની ઇચ્છાથી તમારા પત્નિને પણ અત્રે બોલાવવાની તજવીજ હું કરીશ. થોડા દિવસ પસાર થાય, અને તમારૂં મન અત્રે બરાબર ગોઠે, તે પછી તેનો પણ રસ્તો કરી શકાશે."

"તે બાબતમાં તો મને વિશેષ લલુતા છેજ નહીં."

"લલુતા કેમ નહીં રાખવી ? પોતાની પત્નિની લલુતા તો અવસ્ય રાખવાનીજ; કેમકે પુરૂષનું અર્ધ અંગ પત્નિજ છે તે અર્ધાંગના પુરૂષને પ્રત્યેક પ્રકારે પુષ્ટિરૂપ છે, અને તેજ સકારણથી તો લગ્ન થઇ પત્નિની ગાંઠ સંધાય છે–હસ્તમેલાપ થાય છે. તે હસ્તમેલાપનું પરસ્પર રક્ષણ કરવું, એજ પતિ–પત્નિનોપવિત્ર ધર્મ છે ભાઇ!

"એ આપનું કહેવું યોગ્ય છે, પણ મારો મામલો તો તદ્દન જૂદોજ છે ! જ્યાં સુધી હું સ્વકમાઇ કરીને, મારો તથા મારી પત્નિનો ખર્ચ માન ભરેલી રીતે નભાવવાને શક્તિવાન થાઉં નહીં, ત્યાં સુધી મારી પત્નિનો પ્રસંગ પામવોજ નહીં, તેમજ તેવો સમય આવતાં સુધી મારે મારા મકાનનાં દ્વાર દેખવાં નહીં, એજ મારો દૃઢ નિશ્ચય છે, અને તેને માટેજ હું સ્વગૃહ તજી આવી હલામણમાં પડયો છુની ભાઇ ! "

"તેજ તમારો નિશ્ચય સચવાશે–પાર પડશે. તમારો નેક–ટેક શ્રી હરિ કાયમ રાખો, તેજ દૃઢતા ફલિભૂત પણ થશે ! તે વખત આવવાને હવે વિશેષ વિલંબ નહીં લાગે ! ઇશ્વરની કૃપા હશે તો આજ વર્ષમાં તે વખત આવશે ! "

આ પ્રમાણે વિચાર–વાતચીત પૂર્ણ કરીને તેઓ બંને પુનઃ ગૃહે સંચર્યા.

———*———

## પ્રકરણ ૩૪ મું.

—***—

**દોહરો.**

મલીન મનની માણકી, નીચ નઠારી નાર;
વિષ ખવરાવી બાળને, કીધો કુબજે ઠાર.

**લતિજો લીધો !**

લાલનો મુકામ અચરતલાલને ત્યાં થવાથી, અને ત્યાં આગળ લાલ પણ અતિ ઠાઠમાં રહેતો હોવાથી, શેઠ મોંઘાલાલને અત્યંત [illegible]ો થયાં કરતો હતો ! વળી માણકી તો લાલને જોતાંજ ડોળા ઘુ[illegible]ચ્યા કરતી હતી ! તેણી એટલુંજ તાકીને બેઠી હતી કે "ક્યારેન લાલ સપાટામાં આવે, અને હું તેનો ઘડો લાડવો કરી નાંખું !" પણ લાલ તેણીના સપાટામાં શાનો આવે ! તે તો માત્ર પોતાનાં કામ ધંધામાંજ મશ્ગુલ રહેતો, અને માણકીની બાબત તેણે પોતાના મગજમાંથી તદ્દન કહાડીજ નાંખી હતી.

માણકીની મનઃકામના મલીન હતી ! તે નીચ નારીના મગજમાં જ્યારે ને ત્યારે વિચાર થયાં કરતો હતો કે "શેઠ જો અકસ્માત મરી જશે તો, શેઠનો છોકરો નાદાન હોવાથી શેઠની તમામ માલ-મિલકત સંભાળવાના નિમિત્તથી, શેઠનો ભાઇ અચરતલાલ અવશ્ય આ ઘરમાં પ્રવેશી તેજ માલિક થઇ બેસશે ! તે વખતે મારે તો રખડી પડવાનુંજ થશે ! માટે અમૂક રકમ મારા નામનીજ બેંકમાં મૂકાવવી જોઇએ." આવા વિચારથી માણકીએ લાગ સાંધીને શેઠને એક દિવસે હાસ્યવિનોદનો ખૂબ રંગ લગાડયો, અને વાતમાં ને વાતમાંજ કરામત કરતાં તેણીએ ધામે રહીને જણાવ્યું "પણ શેઠ ! તમારે પાલવે પડીને મેં મારો આખો ભવ તમનેજ સમર્પણ કીધો, મારો ન્યાત-

જાત-ભાતમાંથી હું વિમૂખ થઇ ગઇ, આખી દુનીઆમાં મેં મારૂં કાળું પણ કહેવરાવ્યું, અને ખરૂં કહું તો તમારાજ આશ્રયમાં દબાઇ પણ ગઇ! તેમાં મને શો ફાયદો? હું તો જેવી આવી હતી તેવીજ છું, અને રહેવાની!"

"કેમ વારૂં? એમ કેમ બોલે છે? મારે ત્યાં આવ્યા પછી તું શું દુઃખી છે કે? મારા ઘરમાં અચ્છી રીતે અન્ન-વસ્ત્રો-ઘરેણાં પામી સુખચેનમાં તું કલ્લોલ કરે છે! આથી અધિક તારે બીજું શું જોઇએ? ઇશ્વરે તને સુખીજ કરી છે."

"પણ એ બધો વૈભવ આપની હયાતિ છે, ત્યાં સુધીજ કેની? આપ નહીં હો તે પછી મારી શી દશા?"

"તેટલામાં તો મારો છોકરો પણ મ્હોટો થશેની? તે તને પોતાની માતા માની તેજ તને પાળશે, અને સર્વ પ્રકારે તારી સંભાળ રાખશે."

"તે તો કોને ખબર! એ ભવિષ્યની વાત શું કહી શકાય? માટે મારા ભવિષ્યના આધારનો તમે કંઇ વિચાર કરો તો સારૂં! કેમકે મને તો ભય રહે છે કે, આપ નહીં હો તે વખતે મારે તો માત્ર ભીખ માંગવાનોજ વખત આવશે! આપનો હડહડતો દુશ્મન આપનો ભાઇ, આ ઘરનો માલિક થઇ બેસશે, અને છોકરાને પોતાની કૂંખમાં લઇ તેજ વખતે મને ટપલો મારીને બહાર હાંકી કહાડશે! આખરે એજ ફાયદોની?"

"આવો હલકો વિચાર તારે લાવવોજ નહિ. તારા જેવી ઇમાનદાર અબળાને ઇશ્વર કદી પણ દુઃખ નહિ દેશે, એ પણ ઇશ્વરનો નિયમ તારે ગોખી રાખવો."

"ત્યારે જો તમેજ મારાં ભવિષ્યનાં ભલાંને ખાતર મારા નામની અમૂક રકમ બેંકમાં મૂકો, અને આપનાં મરણ બાદ તે રકમ મને મળે, એવી ગોઠવણ કરો તો કંઇ વાંધો છે કે?"

"વાંધો જરાયે નહિ. તારી ઇચ્છા તેમ છે તો તેમ કરીશ. પાંચ હજાર રૂપીઆ તારે નામે બેંકમાં અલગ મૂકી દઇશ, જેનું વ્યાજ

મારી હયાતિમાં તને મળે, અને મારી હયાતિ પછી તો તે રકમ તારી થશે. આવી ગોઠવણ કરૂં તો બસની ?"

"માત્ર પાંચ હઝાર ! એમાં શું વળે ! તમારી લગનની બાયડી માફક હું તમારી સાથે રહી છું, તો તમારી પૂંજીનો અરધો ભાગ નહીં, તો ચોથો ભાગ તો મને આપશોની ?"

"વારૂ ! પાંચને બદલે દશ હઝાર ! બોલી જા ! હવે તો તું રાજી થઇ કે નહિ ? એટલા રૂપીઆ રાજી ખુશીથી હું આપીશ; કેમકે તું પણ મારી માનીતી મોહિની–માણકી છેની મારી વ્હાલી !"

"કમમાં કમ પંદર હઝાર તો જોઇએજ મારા વ્હાલા !" માણકી હાવભાવ કરી શેઠના ગળામાં હાથ નાંખીને ખૂબ પ્યાર દાખવતાં બોલી "હું તમારી, અને તમે મારા ! તો પંદર હઝાર પણ મને નહિ આપો ? એટલામાંથી પણ શું આ તમારી માનીતી માણકી જાય કે ?"

"વારૂં, તેમ તો તેમ." શેઠ પણ અત્યારે તો ફોસલાઇ ગયા, અને માણકીને ખુશ કરવાને બોલ્યા "તું જેમ રાજી થાય તેમજ કરવાને હું પણ ખુશી છું."

"ત્યારે હવે એ ગોઠવણ ક્યારે કરશો ?"

"એક–બે દિવસમાં."

"ઠીક." માણકી એકદમ આનંદમાં ફુલાઇ ગઇ, અને બેંકમાં રૂપીઆ મૂકતાં સુધી શેઠને રાજી રાખવા લાગી !

શેઠ મોંઘાલાલ પોતે પાકા મારવાડી પડ્યા ! એક પઇસો પણ હાથમાંથી છૂટવો મુસ્કેલ, તો વળી સામટા પંદર હઝારનું પોટલું ત્રિજોરીમાંથી કહાડે, અને માણકીના નામના બેંકમાં મૂકે, એ તો 'ન ભૂતો ન ભવિષ્યતિ' જેવી જૂલમની વાત થઇ પડે ! તેમ છતાં પણ માણકી તો તેની પાછળજ લાગી, અને દરરોજ શેઠને પૂછ્યાં કરતી કે "મારા નામના રૂપીઆ બેંકમાં ક્યારે મૂકશો ?"

શેઠ પણ મ્હોંની ઔદાર્યતા બતાવી એટલોજ ઉત્તર આપતાં કે " મૂકાશે ! થઇ રહેશે ! ફુરસદે મૂકીશ ! તેજ વિચારમાં છું ! એક તરફથી મારી લહેણી રકમ આવનાર છે, તે આવેથી મૂકીશ ! ઉતાવળ શી છે ? આ ઘરમાં બધું જે છે તે તારૂંજ છેની ! "

માણકી પણ મનમાં સમજી ગઇ કે " આ શેઠને હાથેથી દમડી પણ છૂટે તેમ નથી ! એનામાં તો મારી કંઈ ભાજી પાકવાની નથી ! પોતાના પુત્ર શિવાય કોઇને પણ ફુટી બદામે આપે તેવો એ નથી ! મને પણ આખરે રડાવવાનોજ એનો રંગ લાગે છે, અને હમણાં હાથ તાળી આપીને માત્ર મને ઉડાવ્યાજ કરે છે ! માટે હવે તો કંઇ રસ્તો કરવોજ જોઇએ. કયાં તો શેઠને પોતાને ઠાર કરવો, અગર કયાં તો એના છોકરાનો નિકાલ કરી નાંખવો ! શેઠને તથા છોકરાને–બંનેને ઠાર કરી નાંખવાથી તો એનો ભાઇજ આ બધી મિલ્કતનો વારસ થઇ જાય ! તેથી હું તો પરિણામે હાથ ઘસતીજ રહીશ ! માટે માત્ર છોકરાનુંજ કાટલું હાલ તરત કહાડી નાંખવું, એટલે પછી શેઠને પોતાની પાછળ કંઇ આશા જેવું નહિ રહે, અને તેથી શેઠ છેવટે મનેજ તમામ દોલત બક્ષિસ આપી દેશે. "

" આમ આખરનો વિચાર કરીને માણકીએ પોતાની પેટીમાં જે અફીણ રાખ્યું હતું, તે હજી સુધી સાચવીજ રાખ્યું હતું. એક રાત્રે શેઠને જરા વાયુ થવાથી વગર દૂધની તીખી ચ્હા પીવાની ઇચ્છા થઇ. માણકીએ ચ્હા બનાવીને એક પ્યાલો શેઠને આપ્યો, બીજો પોતે પીધો, અને ત્રિજામાં પેલું અફીણ ભેળી નાંખવા ઉપરાંત જરા વિશેષ ખાંડ તેમાં નાંખી, ને તે પેલા છોકરાને ગૂપચૂપ પાઇ દીધી ! ગળપણના લોભથી છોકરો તે ખુશીથી પી પણ ગયો ! બાદ સર્વ સૂઇ ગયાં. શેઠ તો સડસડાટ ઘોરવા લાગ્યા, માણકી અંદર ખાનેથી જાગતી પડી રહી, અને પેલા છોકરાએ થોડાજ વારમાં પોતાનો જીવ ડોહોળાવાની બૂમો પાડવા માંડી, પરંતુ માણકીએ તે બાળકને થાબડી

પંપાળી શાંત કરવાની કોશિષ કરી ! તેમ કરતાં બિચારો બાળક બેટો થોડી વારમાંજ બેભાન થઇ ગયો ! તેનાં મ્હોં પર ફીણુ આવ્યું, તે માણકીએ લૂછી નાંખ્યું, અને જ્યારે તે નિઃશ્વાસ થયો-મરણ પામ્યો, ત્યારે તેણીએ તેને માંથે-મ્હોંઢે ધોતિયું ઓરાડીને, તે બિચારો જાણે નિદ્રા લેતો હોય, તેવો દેખાવ કરીને પોતે પણ તેની પાસેની પથારીમાંજ પડી રહી.

પ્રભાત થતાંજ શેઠ ઉઠયા. માણકી ઉઠી. તેઓ બંને સ્નાન કરીને પરવાર્યાં; પરંતુ છોકરો હજી નહિ ઉઠેલો હોવાથી શેઠે પૂછ્યું "માણકી ! ભાઇ હજી કેમ ઉઠયો નથી વારૂ ?"

"હવે ઉઠશે. ઉંઘમાં પડયો છે, માટે હજી ઉઠયો નથી. કાચી ઉંઘમાંથી ઉઠાડશું તો વળી કજીયો કરશે, માટે ઉઠાડશોજ નહિ. ઉઠાડીને આપણને કામ પણ શું છે ? બાળક છે. ઉંઘ પૂરી થશે, એટલે આપો આપજ ઉઠીને આપણી પાસે દોડી આવશે"

"તો ભલે ! મારે કંઇ ખાસ ઉઠાડવાનું કામ નથી." કહીને શેઠ પાન-સોપારી ખાઇને દિવાનખાનામાં જઇને બેઠા. માણકી પણ શાંત રહી, પરંતુ પોતે કરેલા કર્પિણ કામની કાળપ તેના ચહેરાપર અદૃષ્યપણે છવાઇ રહી ! આમ ને આમ દશ વાગ્યા ! તેમ છતાં છોકરો ઉઠેલો નહીં હોવાથી શેઠનો જીવ હવે તો તેને ઉઠાડવાને તલપ્યો, અને માણકીને પણ નહીં પૂછતાં તે પોતેજ, છોકરો સૂતો હતો, ત્યાં જઇને તેણે તેના પર ઓરાઢેલું ધોતિયું ખેચી લીધું, અને તે વખતે છોકરાના મ્હોંઢાપર ફીણુ આવેલું જોતાંજ, તેમજ છોકરાને શ્વાસ રહિત મૃદુ માફક પડેલો નિરખતાંજ તેનો જીવ ઉડી ગયો, અને એકદમ બ્હેબાકળો બનીને તે તો "હાય-હાય !" કરવા લાગ્યો ! છોકરાની નાડી તપાસી તો તે તદ્દન સ્તબ્ધ ! શ્વાસ તપાસતાં તે પણ બંધ ! છોકરાને હાથપર લેતાં તદ્દન નિર્જિવ-મૃદુ માલમ પડયું ! હવે શેઠની પૂરી ખાત્રિ થઇ કે "છોકરો મૂઓ !" તરતજ તેણે

બૂમરાણ કરી મૂક્યું ! માણુકી પણ રડવા કકલવા લાગી ! આ ગડબડાટથી-કકલાણ ને કલપાંતથી પાડાપાડોસીઓ ઘરમાં દોડી આવ્યાં, અને આખા મકાનમાં તથા મોહલ્લામાં શોહોરબકોર મચી રહ્યો ! શેઠનો ભાઇ અચરતલાલ તથા લાલ પણ આ ગડબડથી દોડી આવ્યા. શેઠ પોતે તો રડારોળનાં રમખાણમાં પડેલા હતા, અને માણુકીએ પણ કપાળ પર લૂગડું ઢાંકીને છેડો વાળવાનો ઢોંગ મચાવ્યો હતો ! સર્વ ભેગાં થયલાં લોકો, અચરતલાલ, અને લાલમલ્લાલ, શોકરૂપ શબ્દોમાં પરસ્પર ગણગણ કરવા લાગ્યાં, અને માંહોમાંહે આંખોની ઇશારતથી, તેમજ એક-બીજાનાં કાનમાં કહેવા લાગ્યાં કે "જરૂર આ રાંડેજ આવું કાળું કારસ્તાન કર્યું હશે ! માટે હવે પોલીસને ખબર તો આપવીજ જોઇએ." આમ વાતો કરવા છતાં કોઇની હિમ્મત પોલીસ ચોકીપર જવાની ચાલે નહીં ! લોકો તો મ્હોંઢાના તડાકા મારવામાં શૂરા ને પૂરા ! માત્ર બડાશનો બકબકારો કર્યા કરે તેજ ! પણ લાલનાં અંતઃકરણમાં શેઠને માટે અત્યંત લાગણી હોવાથી તેણે હિમ્મતથી અચરતલાલના કાનમાં જણાવ્યું "પોલીસને ખબર આપવા જવાને કોઇ આગળ પડવાની હિમ્મત કરતું નથી, માટે તમો ભાઇ જો મને રજા આપો તો હું પોતેજ ફોઝદાર પાસે જઇને તેને આ બાબતની બાતમી પહોંચાડું ? મને કંઇ કોઇનો ભય નથી, પણ માત્ર તમો ભાઇની સલાહની જરૂર છે, માટે શો વિચાર છે ?"

"ભલે ! તમે એ કામ કરો." અચરતલાલે પરવાનગી આપી. તરતજ લાલ કપડાં પહેરીને ફોઝદાર પાસે પહોંચી ગયો, અને ફોઝદારને ઉપલા બનાવની હકિકત કહી સંભળાવી, જે ઉપરથી ફોઝદાર તડાકાબંબ પોતાની બેઠક પરથી ઉઠીને સપાટાબંધ બે સીપાઇઓને પોતાની સાથે લઇને શેઠ મોંઘાલાલને ત્યાં આવી પહોંચ્યો. ત્યાં તેણે શેઠને તથા માણુકીને તે છોકરા સંબંધી આગલી-પાછલી બાબ-

તોની પૂછપરછ કરી, અને બારીકીથી તપાસ કરતાં તેને પણ પરિપૂર્ણ શક લાગ્યો કે "જરૂર આ રાંડનું કામ છે!" પરંતુ ત્યાં તેણે વિશેષ નહીં બોલતાં સરકારી ડૉકટરને બોલાવી પંચનામું કરાવ્યું. ડૉકટરે લાસને ચીરી જોતાં–તપાસતાં અફીણનું ઝેર જણાયું, અને લાસમાંના ઝેરી ભાગ પોતાના તાબામાં વધુ તપાસને માટે રાખી લાસનો અગ્નિ સંસ્કાર કરવાની પરવાનગી આપી. તેની સાથેજ પોલીસે માણકીને પોતાના કબજામાં પણ લીધી–પહેરેજ કરી. તેમ કરવાને શેઠે પોલીસની પાસે પોતાની ઘણી નામરજી બતાવી, પરંતુ પોલીસ પાસે શેઠનો કંઇ પણ ઉપાય ચાલ્યો નહીં, જેથી શેઠ પણ લાચાર થયા!

પોલીસે, માણકીને એકાન્તમાં પોતાની પરાક્રમી પદ્ધતિ પ્રમાણે ખૂબ સમજાવ્યાથી માણકીએ આખરે પોતાનો અપરાધ કબૂલ કીધો, જે પછી પોલીસે મૅજીસ્ટ્રેટ પાસે તેનો કેસ રજૂ કીધો. ત્યાં પુરાવો ચચાં બાદ તે કેસ મૅજીસ્ટ્રેટે સેશન્સમાં નોંધ્યો. સેશન્સમાં તેની તપાસ પરિપૂર્ણ ચાલ્યાં પછી સેશન્સ જજે માણકીને ગુન્હેગાર ઠરાવીને તેણીને જાણી જોઇને ખૂન કરવાના ગુન્હાને માટે ફાંસીની શિક્ષા કરી, અને તે પ્રમાણે ઠરાવેલે દિવસે માણકીને ફાંસીને લાકડે લટકાવીને મારી નાંખવામાં આવી. અર્થાત્ તે કૂકર્મિ કાળોટિયણને તેણીની કરણીનો બદલો બરાબર મળી ગયો, અને તેણીને ઇશ્વરે પણ બતાવી આપ્યું કે "જેવી મતિ તેવી ગતિ!"–જેવું કર્મ તેવું ફળ મળે છે, એજ સિદ્ધાંત સત્ય છે.

શેઠ મોંઘાલાલને તો "દુઃખપર ડહામ" જેવું લાગ્યું! એક તો પુત્ર ગયાંનું દુઃખ, અને તેની પાછળજ પોતાની મહાન માનીતી (!) માણકી ગયાનું દુઃખ! વળી લોકોનાં મૂખમાંથી વચનો નિકળતાં કે "રાંડના પાપમાં પુત્ર ખોયો!" એવાં બાળનારાં વચનોનું પણ દુઃખ! અરે! કેટલાક ઓળખીતાંઓ તો શેઠને મ્હોંઢા મ્હોંઢ કહેતાં કે "નીચ રાંડની સોબતનુંજ આ ફળ!" આ પ્રમાણે અનેક અગ્નિરૂપ વચનો સાંભળીને શેઠનો જીવ બળી જળી જતો!

પણ અચરતલાલની લાગણી પોતાના વડિલ બંધુ તરફ હવે વિશેષ દયાળુપણામાં બદલાઇ ગઇ, અને લાલની સારી સલાહથી, અચરતલાલના મગજમાં પોતાના ભાઇ તરફ ભરાયલો કીનો પણ નિકળી ગયો. તેણે ધીમે ધીમે પોતાના મ્હોટા ભાઇને ત્યાં પગ પેસારો કરી, તેના પ્રત્યે માનથી વર્ત્તવા માંડયું, તેમજ તેને એકલા પડેલા જાણી તેની અનેક પ્રકારે બરદાસ્ત પણ લેવા માંડી. વળી લાલે પણ પોતાના પ્રથમના આશ્રયદાતાની સેવા કરવાનું શરૂ કરી તેનો પરિચય પુનઃ પ્રારંભ્યો. આથી બંને ભાઇઓ પરસ્પર સંયુકત થયા, અને બંને ભાઇઓનો જમવા ખાવા વિગેરેનો વહિવટ એકત્રપણામાં ઝામી ગયો. તેવો સંપ સજાવવામાં ખાસ કરીને લાલેજ તજવીજ કરી, અને તે બંને ભાઇઓની વચ્ચે લાલ પણ ત્રિજા ભાઇ તરીકેજ નિભાવ્યો. તે બને ભ્રાતાઓએ પણ લાલને પોતાના એક શુભેચ્છક સલાહકાર તરીકેજ માનીને તેની સાથે તેઓએ પણ એકદિલીથીજ વર્ત્તન ચલાવ્યું.

બંને ભાઇઓએ પોતાનો વેપાર-રોજગાર પણ પરસ્પર જોડી દીધો, અને લાલની સલાહથી તેમનો ધંધો ધમધોકાર ચાલવા માંડયો. વ્યાજવટ્ટાની સાથેજ કાપડનો રોજગાર પણ વધાર્યો, અને તેને લગતી એક દુકાન મ્હોટા પાયાપર ખોલી.

વળી તેજ દુકાનને હિસાબે ખુદ વડોદરામાં લાલે બીજી પણ ઘણીક રીતની ઉથલપાથલ કરી, જે સર્વ ખટપટને પરિણામે દુકાન ખાતે સુમારે અઢી પોણા ત્રણ લાખ રૂપીઆનો નફો થઇ ગયો ! આથી લાલને તેના ભાગ ઉપરાંત બીજી ઉપલેક બક્ષિસ તે બંને ભાઇઓએ આપીને, એકંદર એક લાખ રૂપીઆ દીવાળી આખરે લાલના ખાતામાં જમા કરી દીધા. આ પ્રમાણે લાલ પણ જાતિ શ્રમ, જાતિ ખંત, તેમજ તે બંને ભાઇઓના આશ્રયથી, અને છેવટે શ્રી પરમાત્માની કૃપાથી લખપતિ બન્યો ! અર્થાત સન્માર્ગથી-લાલની ઉન્નતિ થઇ ! ! !

—*—

# પ્રકરણ ૩૫ મું.

—***—

દોહરો.

**લખપતિ લાલ થયાં પછી, કુટુંબ ભેટો થાય;**
**ભાગ્યોદય સન્માર્ગથી, ઇશ્વરની ત્યાં સાહ્ય.**

**અસ્તનો ઉદય !**

પણ સુરતમાં ચંદ્રા તથા મોહિનીની શી સ્થીતિ છે? લાલે ઘર ત્યાગ કીધાં પછી ચંદ્રા તથા મોહિનીએ, દિવસો સુધી લાલનો પત્તો મેળવવાને કંઇજ કશર કરી નહીં, પણ લાલ મળ્યોજ નહીં! આખરે તેણીઓ નિરાશામાં પડીને હાય અફસોસ કરતી રહી! તેટલામાં મોહિનીના પતિનું મૃત્યુ નિપજ્યું. તેની ઉત્તરક્રિયા સુરતમાંજ કરીને, ચંદ્રાને લઇને મોહિની મુંબઇ ગઇ. ત્યાં તેણીએ પોતાની મિલ્કત વિગેરે વેચીને તેની રોકડી રકમ કરી, અને તે રકમ બેંકમાં મૂકીને તેણી બંને પુનઃ સુરત આવી. બાદ સુરતના જે બંગમાં લાલ નિવાસતો હતો, તે બંગલો ભાડે આપીને તેણી બંને લાલની માતા સંગે શહેરના મકાનમાંજ નિવાસી.

લાલની માતા—વૃદ્ધ ગોદાવરી ડોસી, જ્યારથી લાલ અદૃષ્ય થયો, ત્યારથીજ જાણે ગાંડી જેવી બની ગઇ હતી! તેણી પણ હવે મરણ પામી! તેણીના દિવસ—પાણી ચંદ્રા તથા મોહિનીએ યોગ્યપણે કરીને પરવાર્યાં પછી તે ઘરમાં તેણીઓ એકલીજ રહેવાથી તે ભવ્ય મકાન તેણીઓને વિકાળ ભાષ્યું! પણ શું કરે! લાચાર! બિચારી બંને અબળાઓ આક્રંદ કરતી જેમ તેમ દુઃખના દહાડા નિર્ગમન કરતી, અને અહોનિશ ગમગિનીની ચાદરજ આખા મકાનમાં પથરાઇ રહેતી!

પણ વડોદરામાં લાલ તથા અચરતલાલની વચ્ચે, ચંદાને લગતા પ્રકરણનો પ્રારંભ થયો છે, અને તેજ પ્રકરણ ચલાવતાં પ્રસંગ સાધીને અચરતલાલે શાંતતાથી લાલને સમજાવતાં કહ્યું "હવે તો તમે તમારા પત્નિને, તમે જાતે સુરત જઇને અત્રે બોલાવી લાવો તો સારૂં. તમે જે નેક-ટેક લીધો હતો, તે પરમેશ્વરે પાર પાડયો છે; કેમકે તમે સ્વકમાઇ કરી સ્વપરાક્રમથી લખપતિ પણ બન્યા છો, તો હવે તમારા પત્નિનો મેલાપ કરવામાં તમને કંઇ વાંધો છે કે?"

"વાંધો તો કશો નથી, પણ જાણે મારો જીવજ કંઇ કહ્યું કરતો નથી!"

શેઠ મોંઘાલાલ પણ ત્યાંજ બેઠેલા હોવાથી તેઓ વચમાં બોલી ઉઠયા "એ તમારી હઠ હવે નહીં મનાય. તમને બાજૂ પર મૂકીને તમારા પત્નિને અમેજ અત્રે બોલાવીશું! તમે જો મને વડીલ બંધૂ તરીકેજ માનો છો તો મારી આજ્ઞા પણ તમારે માનવીજ જોઇએ. બોલો! હવે તમારૂં શું કહેવું છે?"

"કૃપા કરી હવે મને એ જંજાળમાં નહીંજ નાંખો."

"પણ તમારે મારી આજ્ઞા માનવી છે કે નથી માનવી? માત્ર 'હા' અથવા તો 'ના' કહો! બીજી વાત હું હવે સાંભળવાનોજ નથી!"

"આપની આજ્ઞા માનવાને તો હું જીંદગી સુધીનો બંધાયલો છું સાહેબ! તો પણ મારી અરજ એજ છે કે—"

"આ બાબતમાં મારે હવે બીજું કંઇજ સાંભળવું નથી!" કહીને શેઠે પોતાના ભાઇ અચરતલાલને ફરમાવ્યું "તું પોતે આજે ને આજે સુરત જા, અને એની સ્ત્રીને અત્રે બોલાવી લાવ. એના ઘરનું ઠામ-ઠેકાણું તો તને માલમજ છે, એટલે ત્યાં જતાં કંઇ વાંધો આવનાર નથીજ!"

" તેમાં તો જરાએ વાંધો નથી."

" તો બસ. હમણાંનીજ ગાડીમાં જા, અને તેણીને લઇને જેમ બને તેમ વહેલો આવજે."

" બહુ સારૂં." કહીને અચરતલાલે તરતજ પોતાની ઘરનીજ ગાડી જોડાવી, અને સ્ટેશન પર જઇ તે સુરત રવાના થયો.

સુરતના સ્ટેશને ટ્રેન રાતના પહોંચી, અને સ્ટેશન પરથી અચરતલાલે ભાડાંની ગાડીમાં બેસીને, અને જનાર આવનારને રસ્તામાંજ પૂછપરછ ચલાવીને લાલનું ઘર શોધી કહાડયું. ઘર આગળ ગાડી થોભાવી. લાલની સ્ત્રીનું નામ દઇને અચરતલાલે બૂમો પાડી. ઉપરથી ચંદ્દાએ ઉત્તર આપ્યો, જે પછીજ અચરતલાલે ગાડીમાંથી ઉતરીને ગાડીવાળાને ભાડું ચૂકવી વિદાયે કીધો.

તરતજ મોહિની તથા ચંદ્દા નીચે આવી. તેણીઓએ બારણું ઉઘાડયું, અને અચરતલાલને કેટલીક પૂછપરછ કરતાંજ અચરતલાલે લાલને લગતો ખુલાસો ટૂંકમાં કહી સંભળાવતાંની સાથે તેણીઓ અત્યાનંદમાં ઉભરાઇ ગઇ, અને તેણીઓએ અચરતલાલને હર્ષભેર આવકાર આપીને ઉપર લઇ જઇ સંપૂર્ણ સત્કાર સહ એક ખુરસીપર બેસાડયો. બાદ લાલની સ્થીતિની સર્વ બિના અચરતલાલે તેણીઓને શાંતપણે કહી સંભળાવી. બંને સખીઓને એક સરખો હર્ષ થઇ રહ્યો, અને તેણીઓની આંખોમાંથી આનંદનાં અશ્રુ નિકળી પડયાં! આખરે કેટલીક વાતચીત ચલાવ્યા પછી તેજ રાત્રિની ટ્રેનમાં, તેણીઓને સાથે લઇને, અચરતલાલ પુનઃ વડોદરે જવાને નિકળ્યો, અને બીજે દિવસે પ્રભાતમાં તેઓ વડોદરાના સ્ટેશન પર ઉતર્યાં. તેઓ ભાડાંની ગાડીમાં બેસીને મુકામે ગયાં.

મોંઘાલાલ શેઠ ઓટલા પર બેઠાં હતા, અને લાલ ઉપર દિવાનખાનામાં હતો, તે વખતે ઉપલાં ત્રણે ત્યાં પહોંચ્યાં. તેઓ તત્કાળ

દિવાનખાનામાં ગયાં, અને ચંદા, લાલ તથા મોહિની-ત્રણે મળતાંજ ત્રણેનાં નેત્રોમાંથી નદીનાં નીર સમાન આનંદનાં નિર્મળ નીર નિકળી પડયાં! મોંઘાલાલે પણ આવો આનંદમય મેલાપ થયાના સંભ્રમમાં પોતાનો અપૂર્વ સંતોષ બતાવ્યો, અને તેની સાથેજ તેણે લાલની સુજ્ઞતા તથા સદ્‌ગૂણોની સ્તુતિ કરી, તેમજ ચંદાને પણ શેઠે કહ્યું કે "તમો પતિ-પત્નિનું જોડું હયાત રહો, સદા સુખ પામો, અને આપણા સર્વનો સ્નેહ સંબંધ સર્વદા સ્નેહયુકત સચવાયલો રહો, એજ મારા અંતઃકરણની અભિલાષા છે! તમો ત્રણે મારા કુટુંબિજ છો, એમજ હું માનું છું." આટલું કહીને શેઠે, અચરતલાલની પત્નિ લક્ષ્મિબાઇને બોલાવીને સૂચવ્યું કે "એમને ઘરમાં લઇ જાઓ, અને એમની ઉત્તમ પ્રકારે બરદાસ્ત રાખજો. ઉપરનું દિવાનખાનું એમના ખાસ વપરાસ માટે આપો. પછી વળી વધારે સાનુંકૂળ સગવડ કરીશું. જોજો! એમને કોઇ પણ વાતે મુંઝાવા દેશો નહીં."

લક્ષ્મિબાઇએ, ચંદા તથા મોહિનીને માન સહિત આવકાર આપીને તેણીઓને અંદરના ઓરડામાં બેસાડી, અને થોડી વાર સુધી તેણીઓની સંગે વિવેકની વાતો ચલાવી. તેટલામાં ઉપરનું દિવાનખાનું નોકરે સાફ કરી દીધું, અને પછી તેણીઓ ઉપર ગઇ. લાલ પણ તેણીઓની સાથેજ ઉપર ગયો, અને પોતાની સર્વ સ્થીતિની બિના તેણીઓને કહી સંભળાવી, જે સાંભળી ચંદા તથા મોહિની ચકિત થઇ ગઇ, પરંતુ ઇશ્વરે આવો અનર્કિત ભેટો કરી આપ્યાથી તેઓના આનંદનો પાર રહ્યો નહીં!

મોહિનીને માટે શેઠ મોંઘાલાલને, તેમજ તેમનાં ઘરનાં સર્વને એવોજ ખ્યાલ અદ્યાપિ સુધી હતો કે 'તેણા લાલની સગી બહેન છે." પણ પાછળથી લાલેજ સર્વ સ્પષ્ટિકરણ કરવાથી, મોહિનીની ઉંચી વૃત્તિ તથા નેત્તમ નીતિો માટે શેઠનાં, તેમજ અચરતલાલનાં

મન પર અતિ સ્તુત્ય અભિપ્રાય બંધાયો. વળી તેણીના પ્રતાપેજ લાલનું આખરે શ્રેય થયું, તેણીના વડેજ લાલ અંતે તરી નિકળ્યો, અને તેણીની કોશિષથીજ લાલની નીતિ સુધરી, એવોજ ખ્યાલ સર્વ નાં મગજમાં ઠસી ગયો.

એજ પ્રમાણે શેઠ મોંઘાલાલના મૂળ આશ્રયથીજ લાલનો ભાગ્યોદય થયો છે, એ સાર ચંદા તથા મોહિનીનાં હૃદયમાં પણ સચોટ સમજાયો, અને તે બદલ તેણીઓએ શેઠ મોંઘાલાલનો, અચરતલાલનો, તેમજ લક્ષ્મિબાઇનો નમી નમીને ઉપકાર પણ પ્રગટ કીધો. પણ સર્વ આનંદ છતાં, મોહિનીને વૈધવ્ય આવેલું જોઇને, લાલનું મન ઘણુંજ ગ્લાનિ પામ્યું, અને તે બાબતમાં મોહિની પ્રત્યે લાલે દિલાસો આપતાં દર્શાવ્યું કે "તમારૂં વૈધવ્ય જોઇને મને અનહદ આક્રંદ થાય છે! તમો સમજુ છો, અને તમારા જેવા જ્ઞાતાને દિલાસો આપવાની મારી યોગ્યતા તો નથીજ, તેમ છતાં હું તમને શુદ્ધ અંતઃકરણથી વિનંતિ કરૂં છું કે હવે તો તમારે શાંતિ રાખવી, અને માત્ર ઇશ્વર ભક્તિમાં તમારા પવિત્ર આત્માને રાખી તમારે કોઇ પણ વાતે મુંઝાવું નહીં. તમે જો કે પરમેશ્વરની કૃપાથી પૈસે સુખી છો, તો પણ મારા ધર્મ પ્રમાણે હું તમને જીવતાં સુધી મારા સગા બહેન તરીકે તમને મારી સાથેજ હું રાખીશ, અને હું તથા મારી પત્નિ તમારી સેવામાં આજ્ઞાંકિત તરીકેજ વર્ત્તિશું."

વળી લાલે પોતાની માતુશ્રી ગોદાવરી ગત થયાંના સમાચાર સાંભળી તે વિષે પણ અત્યંત શોક દર્શાવ્યો.

મોહિનીએ પણ લાલને બંધુ તરીકેજ સંતોષકારક ઉત્તર આપતાં તેને પોતાના પવિત્ર ભાઇ સમાન સમજી તેની સાથેજ નિવાસ કરવાનું ઠરાવ્યું, અને તેણીએ પોતાની તમામ પુંજીનો વારસ પણ લાલનેજ ઠરાવ્યો. આ સર્વ સંસ્કાર શેઠ મોંઘાલાલના સમક્ષજ નિર્માણ થયાં

વડોદરામાં આ પ્રમાણે ચાર દિવસ પસાર થયાં પછી શેઠ મોંઘાલાલે, અચરતલાલે, તેમજ લાલે પરસ્પર મસલહત કરીને પોતાનો રોજગાર ભાગમાંજ ચાલુ રાખવાનો ઠરાવ કીધો, પરંતુ લાલના ઘરબાર સુરતમાં હોવાથી, સુરતમાં પણ એક નવી દુકાન કરવાનું નિર્માણ કર્યું. આ પ્રમાણે વડોદરાની તથા સુરતની-બંને સ્થળોની બે દુકાનો તે ત્રણેની સરખી ભાગીદારી વચ્ચે ચલાવવાનો બંદોબસ્ત કીધો. સુરતની દુકાન લાલે ચલાવવી, અને વડોદરાની દુકાન બંને ભાઇઓએ ચલાવવી, પરંતુ ત્રણે ભાગીદારોની જ્યારે પણ નજરમાં આવે ત્યારે, સુરતની તથા વડોદરાની દુકાનોની વ્યવસ્થા તપાસી જૂએ, અને બંને સ્થળોમાં જે પણ ભાગીદારને નિવાસ કરવાની ઇચ્છા થાય ત્યારે નિવાસી શકે. આવી મતલબનો મજબૂત બંદોબસ્ત કીધાં પછી લાલ, ચંદા, અને મોહિની હસ્તે વદને આનંદ સહ પુનઃ સુરત ગયાં, અને ત્યાં લાલે, ઠરાવ પ્રમાણે નવીન દુકાન ખોલી તેનો વહિવટ તન-મનથી ચલાવ્યો. આ પ્રમાણે સદાચાર-સન્માર્ગ ગ્રહણ કરવાથીજ લાલ સ્વકમાઇ કરી શકયો, અને તરી પણ ગયો, એ તો સિદ્ધ થઇ ચૂકયું. સન્માર્ગથીજ લાલનો સંસાર સુખમય થયો, અને સૂર્યપૂરમાં લાલ હવે એક સુજ્ઞ-સજ્જન પુરૂષ તરીકે સૂપ્રસિદ્ધ પણ થયો. આનું નામજ **અસ્તનો ઉદય ! ! !**

